આ પુસ્તક મળવાનું ઠેકાણું—

૧. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨/૩૬
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

૨. મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

તથા, જાણીતા સર્વે બુકસેલર્સ.

# શ્રીયુત ગોવર્ધનરામ

તેમના જીવનની ટુંકી કથા અને તુલના.

લેખક,

પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા,

એમ. એ.

પાકું પુઠું, મૂલ્ય રૂપીઆ એક.
કાચું પુઠું મૂલ્ય આના બાર.

મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

## સ્વ. રા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીકૃત પુસ્તકો.

| | રૂ. આ. |
|---|---|
| સરસ્વતીચંદ્ર ભાગ ૧ લોઃ સાતમી આવૃત્તિઃ | ૨–૮ |
| ,, ભાગ ૨ જોઃ ચોથી આવૃત્તિઃ | ૧–૮ |
| ,, ભાગ ૩ જોઃ ચોથી આવૃત્તિઃ | ૨–૦ |
| ,, ભાગ ૪ થોઃ ત્રીજી આવૃત્તિઃ | ૩–૮ |
| સ્નેહમુદ્રા (કાવ્યઃ) ત્રીજી આવૃત્તિઃ | ૧–૦ |
| શ્રી ઈશાવાસ્ય તથા કેન ઉપનિષદ્ઃ ભાષાંતર કરનારઃ સ્વ. શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ | ૦–૪ |
| યુરોપ, એશીઆ વિગેરે ખંડોમાંની મહા પ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાંતો ... ... ... (મળતી નથી) | |
| લીલાવતી જીવનકલા ... ... ... ... | ૦-૧૨ |
| દયારામનો અક્ષરદેહ ... ... ... ... | ૧–૪ |
| સાક્ષર જીવન ... ... ... ... ... | ૨–૦ |
| The Classical Poets of Gujarat. | 0–6 |
| Marriage forms under Ancient Hindu Law ... ... ... ... | 0-12 |

મળવાનું ઠેકાણુંઃ

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,**
**મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨/૩૬**
**સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ,**
**અને જાણીતા સર્વે બુકસેલર્સ.**

**૫. કમલાનાં પત્રો:**

રા. શિવલાલ ઉત્તમરાય યાજ્ઞિક કૃત ... રૂ. ૨–૦

**૬. ઉષાકાન્ત:** બીજી આવૃત્તિ: કર્તાની
છબી તથા બીજાં આઠ સુન્દર ચિત્રો
સાથે સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ
દીવેટિઆ બી. એ. કૃત. ... ... ... રૂ. ૨–૦

**છપાય છે: આ વર્ષમાં બહાર પડશે.**

**૭. અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન. " આર્ય "**
પત્રમાંપ્રકટ થયેલા પંદર નિબંધોના
અનુવાદ: શ્રી અરવિંદ ઘોષની છબીઓ સાથે:
રા. મોતીલાલ જેઠાલાલ મહેતાકૃત. ... રૂ. ૨–૦

**આ સૌ પુસ્તકો સમાલોચકના ગ્રાહકો–જેમણે
અમ્હારી દસ રૂપીઆની યોજના પ્રમાણે
લવાજમ ભર્યું હશે તેમને દસ ટકાના
વળતરથી આપવામાં આવશે.**

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી
ગોકલદાસ ચાલ નં. ૨/૩૬ સૅન્ડહર્સ્ટ રોડ,
ગિરગામ, મુંબાઈ ન. ૪.**

# કમલાનાં પત્રો.

મૂળ અંગ્રેજી ઉપરથી.

અનુવાદક,

રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.

પ્રકાશક,

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

મુંબાઈ.

સંવત ૧૯૭૬ ] [ ઈ. સ. ૧૯૧૯.

મૂલ્ય રૂપીઆ બે.

## અમ્હારા બે બોલ.

ગુર્જર પ્રજાની પાસે આ અમ્હારૂં છઠ્ઠું પુસ્તક કમલાનાં પત્રો રજુ કરતાં અમ્હને આનંદ થાય છે અને અમ્હને આશા છે કે આ પુસ્તકની ઉપયોગિતા ગુર્જર પ્રજા સ્વીકારશે અને તેનો યોગ્ય સત્કાર કરશે જ.

કમલાનાં પત્રો મૂળ અંગ્રેજી ભાષામાં મદ્રાસમાં છપાયા છે અને તેના ગુજરાતી અનુવાદ રૂપે અમ્હારા સ્નેહી રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકે આજ કેટલાંક વર્ષો ઉપર સમાલોચકના ત્રૈમાસિક કાળમાં એ પત્રમાં પ્રગટ કર્યાં હતા. તે વખતે આ પત્રો ગુર્જર પ્રજામાં સારો સત્કાર પામ્યા હતા અને પુરા પત્રોનો અનુવાદ એ રીતે પ્રગટ થયો ન હોવાથી લેખકને ઘણા જન તરફથી વારંવાર એ પુરા કરવા સૂચવવામાં આવ્યું હતું પરન્તુ કેટલાક અનિવાર્ય સંજોગોમાં એ ભાવભરી માંગણીનો સ્વીકાર કરવાનું તેમનાથી બની શક્યું નહિ—એ સર્વે પત્રોનો આ એકત્ર સંગ્રહ અમ્હે આજે પ્રગટ કરીએ છીએ.

કમલાનાં પત્રો—એક હિન્દુ સ્ત્રીએ હિન્દુ જનસમાજના ઘણા ઉપયોગી જીવનપ્રશ્નોની ચર્ચા પોતાના પતિ પાસે રજુ કરી છે તે—છે. આ ચર્ચા માટે પસંદ કરવામાં આવેલા પ્રશ્નો બહુ ઉપયોગી અને વિચારને યોગ્ય છે. રૂઢિગ્રસ્ત હિન્દુસમાજના આગ્રહીઓ એ પ્રશ્નોમાં ઉંડા ઉતરી વિચાર કરવો જરૂરનો છે. નવો સમાજ ઉભો કરવાની મહેચ્છા રાખનાર આપણા નવશિક્ષિત નવયુવક વર્ગે પણ આ પ્રશ્નો એટલા જ વિચારવા જેવા છે અને આ રીતે જ્યારે હિન્દુ-સમાજનો શિક્ષિત વર્ગ અને વિચારવંત વર્ગ આ પ્રશ્નો ઉપર

ઉંડો વિચાર કરશે, તે ઉપર અનેક દ્દષ્ટિબિન્દુઓથી ચર્ચા કરશે અને પછી તેના યોગ્ય નિર્ણયો ઉપર આવવા હૃદયથી પ્રયાસ કરશે ત્યારે જ માત્ર આવાં પુસ્તકોની કિમત યોગ્ય રીતે અંકાયલી ગણાશે અને તેના લેખકનો પરિશ્રમ થોડે અંશે પણ સફલ થયો ગણાઇ શકાશે.

અનુવાદકે પોતાનાથી બને તેટલી સરલતાથી સુન્દર અનુવાદ કર્યો છે અને આશા છે કે ગુર્જર પ્રજા મૂલ લેખક અનુવાદકના આ સ્તુત્ય પ્રયાસોની યોગ્ય કદર કરશે.

મુંબાઇ,<br>
શ્રી કાર્તિક સુદ એકાદશી<br>
દેવદિવાળી, ૧૯૭૬.

પ્રકાશક.

## અર્પણપત્રિકા.

પરમપૂજ્ય બ્રહ્મવિદ્યોપાલન પરાયણ,

રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

તીર્થરૂપ દાદાજિ,

આપની પરમશીતલ છાયામાં જન્મી વૃદ્ધિ પામેલ આ વ્યક્તિમાં, સાહિત્ય પ્રત્યે અભિરુચિના, જે કંઈ સંસ્કાર સ્થપાયેલા, તેના પરિણામરૂપે આ 'કમલાનાં પત્રો' આપના ચરણમાં સમર્પી કૃતકૃત્યતા અનુભવનાર—

આ. સે. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકના.

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

# આદિવચન.

" Kamala's Letters to Her Husband "—એ અંગ્રેજી પુસ્તકના આ ગુજરાતી અનુવાદનું આદિવચન લખવાનું સ્નેહકૃત્ય કરતાં મ્હને બે દૃષ્ટિથી અત્યંત આનન્દ થાય છે. પ્રથમ દૃષ્ટિ અંગત છે. એ અંગત દૃષ્ટિથી મ્હને જે ભાવોનો અનુભવ થાય છે ત્હેનો પૂરેપૂરો ખ્યાલ વાચકને ભાગ્યે જ આવી શકશે. અનુવાદક રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક મ્હારા એક પરમ પ્રિય મિત્ર છે. ત્હેમણે ત્હેમની વિદ્યાર્થીદશામાં જે શક્તિઓ અને જે સ્વાભાવિક વલણો દેખાડયાં હતાં તે ઉપરથી ત્હેમને માટે એવી આશાઓ બંધાયલી કે તેઓ આગળ જતાં એક જુસ્સાદાર અને અસરકારક વક્તા થશે તેમ જ ગુજરાતી સાહિત્યના એક સૂક્ષ્મ અભ્યાસી અને સંસ્કૃતમયી શૈલીના એક સારા લેખક થશે. દુર્ભાગ્યે સંયોગો એક પછી એક એવા પ્રતિકૂલ આવતા ગયા કે રા. શિવલાલ ગ્રૅજ્યુએટ ન જ થઈ શકયા એટલું જ નહિ, પરન્તુ ત્હેમના સંબન્ધમાં બંધાયલી આશાઓ સફલ થાય એવી અનુકૂલ પરિસ્થિતિમાં ત્હેમનું જીવન મૂકાયું જ નહિ. છતાં, મૂળ તો નડિઆદના નાગર બ્રાહ્મણ, ત્હેમાં વળી સાક્ષર શ્રી મનઃસુખરામ ત્રિપાઠી જેવા વિદ્યાના આરૂઢ ઉપાસકના દૌહિત્ર, અનેક વિદ્યાપ્રેમીઓના સ્નેહી અને સંગી, અને એ સર્વે કરતાં યે વધારે પોતે જાતે સ્વભાવથી જ વાચન લેખનના અજબ અનુરાગીઃ પરિણામે વિદ્યાના વાતાવરણના સતત અને નિકટ સંસર્ગમાં રહેવા રા. શિવલાલે નિરન્તર કરુણ તરફડીયાં માર્યાં જ કર્યાં છે, અને જે સમભાવમય હૃદયોએ તે જોયાં હશે ત્હેમને પ્રતિનિવિષ્ટ વિધિ સાથે બાથ ભીડતા એ આત્મા માટે દયા થયા વિના ભાગ્યે જ રહી હશે. ન્હાનપણથી હું ત્હેમનાં તર

ફ્ડીયાંનો સમભાવમય સાક્ષી હતો એટલું જ નહિ, પરન્તુ ત્હેમના પ્રયાસોનો એક સ્નેહમય પ્રેરક હતો. " Go on, Shivlalbhai! Never mind unfavourable circumstances. Do something substantial before you die–" એવું નિરન્તર એકસરખી રીતે કહ્યાં જ કરનાર ત્હેમના સ્નેહીઓ અને હિતૈષીઓમાંનો એક હું. કેવલ હકીકત કહેવાના આશયથી જ આ જણાવું છું. હવે, વાચકબન્ધુ, ત્હને નથી લાગતું કે અનેક આશાઓ અને નિરાશાઓના અનુભવો વારાફરતી કરાવ્યા પછી જ્યારે નાવ દરિયાકાંઠે પ્હોંચે ત્યારે તે નાવની કારકીર્દીમાં અખૂટ રસ લેનારને જે નિવૃત્તિ–જે આનન્દ–સંક્ષેપમાં જે ભાવો થાય તે અપૃથકકરણીય અને અવર્ણનીય છે? રા. શિવલાલની આ કૃતિને વધાવી લેતાં એ પ્રકારના ભાવો હું અનુભવું છું. માત્ર એટલી જ શુભેચ્છા ઉમેરૂં છું કે આટલે લાંબે કાલે પણ સફલ થયેલા ત્હેમના પ્રયાસોનું આ ફલ અન્તિમ ન નીવડે અને તેઓ અનેક ઉપયોગી લેખો ગુજરાતને ચરણ સમર્પે !

બીજી દૃષ્ટિ સાહિત્યસંવર્ધનની છે. ગુજરાતી સાહિત્યના સંવર્ધન માટે જેમ આવશ્યક છે કે સ્વતંત્ર ગ્રન્થો એક પછી એક સમર્થ લેખકોને હાથે લખાઈ પ્રકટ થયે જ જાય તેમ એ પણ આવશ્યટ છે કે સંસ્કૃત, હિન્દી, બંગાળી, મરાઠી, તામિલ, તેલગુ, કૅનેરીઝ આદિ દેશી ભાષાઓમાથી તથા અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ઇટૅલિઅન આદિ વિદેશીય ભાષાઓમાંથી અગત્યના ગ્રન્થોના અનુવાદો થાય. એવા અનુવાદો થયા વિના માત્ર ગુજરાતી જાણનાર જગતના સાહિત્યને સરલતાથી પોતાનું કરી શકશે નહિ. ભાષાન્તરો અને અનુવાદો સ્હામે અત્યારે જે પુકારો ઉઠાવવામાં આવે છે ત્હેમાં વ્યાજબી તત્ત્વ એટલું જ ગણી શકાય

કે સ્વતંત્ર ગ્રન્થો લગભગ નહિ જેવા લખાય છે એટલું જ નહિ, પરન્તુ જે ભાષાન્તરો અને અનુવાદો ઉભરાય છે તે સામાન્ય પુસ્તકોનાં, સામાન્ય પ્રકારના અને સામાન્ય લેખકોએ કરેલાં હોય છે. એમાં સાહિત્યનો શુક્રવાર શો ? "Kamala's Letters to Her Husband"—એ પુસ્તક મૂળ અંગ્રેજીમાં એક મદ્રાસી ગૃહસ્થે લખ્યું છે, અને એ પ્રકટ થયું ત્યારથી જ તે લોકપ્રીતિ પ્રાપ્ત કરી શક્યું છે. તે પુસ્તકનો વિષય લોકોને રસ પડે એવો અને ઉપયોગી થાય તેવો છે. અનેકરંગી અર્વાચીન હિન્દુજીવન અને ત્હેને સુધારવાના "સુધારકો"ના પ્રયાસો એ વિષે એક શિક્ષિત લેખકના વિચારો જાણવા કોણ ઈંતેજાર ન હોય ? પરન્તુ વિષય પોતે જ આકર્ષક છે એટલું નથી; એ વિષયની નિરૂપણપદ્ધતિ પણ ઓછી આકર્ષક નથી. એક શિક્ષિત હિન્દુ સ્ત્રી પોતાના પતિની ઉપર પત્રો લખતી હોય અને ત્હેમાં પોતાના હૃદયના ઉભરા કાઢતી હોય એ સ્વરૂપ જ જેટલું અપૂર્વ તેટલું આકર્ષક છે. આ સ્વરૂપ કલ્પવામાં લેખકે જે બુદ્ધિની અપૂર્વતા બતાવી છે ત્હેને અનુરૂપ નિપુણતા ત્હેમણે તે સ્વરૂપનું સફલતાથી આ લેખન કરવામાં દર્શાવી છે. વિષય અને નિરૂપણપદ્ધતિના આકર્ષણ ઉપરાંત શૈલીનું આકર્ષણ પણ જેવું તેવું નથી. લેખકે અંગ્રેજી ભાષા ઉપર સારો કાબુ બતાવ્યો છે એટલું જ નહિ, પરન્તુ સ્ત્રીસુલભ ઉદ્‌ગારો વિષેનું પોતાનું અદ્‌ભુત જ્ઞાન પ્રદર્શિત કર્યું છે. "ગમે તેવી સુશિક્ષિત પણ આખરે સ્ત્રી" એમ વિવેકી વાચકને કમલાના વિચારો માટે તેમ જ ઉદ્‌ગારો માટે થયા વિના ભાગ્યે રહેશે. કાંઈ ન સમજી શકાય તે બેશક, ન સમજાવી શકાય એવી કોઈ અજબ રીતે સ્ત્રીઓ વસ્તુઓનું ખરૂં સ્વરૂપ જોઈ શકે છે અને કોઈ પ્રકારના અદ્‌ભુત જાદુથી તે પોતાનું કહેવું પુરુષો પાસે કબૂલ કરાવે છે. સ્ત્રીઓ

અબલા અને પરતંત્ર હશે, સ્ત્રીઓ અવિચારી અને ઊર્મિવશ હશે, સ્ત્રીઓ ટૂંકી નજરવાળી અને હઠીલી હશેઃ—હા, સ્ત્રીઓ આ સર્વ હશે, પરન્તુ તે એકલી એવી જ નથી; સ્ત્રીઓની બીજી બાજુ છે, અને છે માટે જ તે જીવનના કેટલાક પ્રદેશોમાં અનિયન્ત્રિત સામ્રાજ્ય ભોગવે છે અને પુરુષો જાણ્યે કે અજાણ્યે-ઈચ્છાએ કે અનિચ્છાએ ત્હેમની સર્વોપરિ સત્તા સ્વીકારે છે. "કમલાના પત્રો" નાં લેખકે સ્ત્રીસ્વભાવ વિષેની ઉપરની વસ્તુસ્થિતિનું સારૂં જ્ઞાન બતાવ્યું છે એટલું જ નહિ, પરન્તુ ત્હેમની કૃતિમાં એ ભાન પણ દેખાઇ આવે છે કે શિક્ષણ જેવું આગન્તુક તત્ત્વ ગમે તેવી અગત્યની અસર કરે તો પણ સ્ત્રીત્વનાં સ્વાભાવિક લક્ષણોને નષ્ટ કરતું નથી. "અર્વાચીન શિક્ષણથી આર્યસ્ત્રીત્વ નષ્ટ થઇ જશે" એ ભયમાં માત્ર સત્યાંશ જ છે; એ કાંઈ અમર્યાદિત સત્ય નથી. શિક્ષણેતર તત્ત્વોની વિકારક અસરોનો ઈન્કાર કર્યાવિના સલામતીથી કહી શકાય એમ છે કે શિક્ષણ પોતે તો સ્ત્રીઓને પણ સરવાળે લાભ જ કરવાનો સંભવ છે. સંક્ષેપમાં, મૂલ અંગ્રેજી પુસ્તક એક લોકપ્રિય થયેલું સારૂં પુસ્તક છે અને અનુવાદ માટે ત્હેની પસંદગી કરવામાં રા. શિવલાલે યોગ્ય જ કર્યું છે, અને તેથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ જ થશે.

હવે રા. શિવલાલના અનુવાદ વિષે બે બોલ કહેવાનું પ્રાપ્ત થાય છે. રા. શિવલાલનો અનુવાદ "સમાલોચક" માં છૂટક છૂટક કટકે કટકે પ્રકટ થતો હતો, અને તે પ્રકટ થવા માંડ્યો ત્યારથી જ તે રસતી વંચાતો હતો. અનેક વાચકોએ તે અનુવાદ પુસ્તકાકારે સામટો પ્રકટ થાય તો સારૂં એવી ઇચ્છા વારંવાર દેખાડેલી. આ ઉપરથી રા. શિવલાલનો અનુવાદ સફલ હોવાનું કેટલેક અંશે સાબીત થાય છે, અને આ અનુવાદને

સામટો વાંચી જનારને એમ તો લાગ્યા વિના ભાગ્યે રહેશે કે આ અનુવાદથી ગુજરાતી સાહિત્યમાં એક સારા પુસ્તકનો ઉમેરો થયો છે. રા. મનઃસુખરામભાઇની પાસે ઉછરેલા હોવાથી બીજી બાબતોની માફક શૈલીની બાબતમાં પણ રા. શિવલાલ ઉપર હેમની અસર સ્પષ્ટ છે. વેદાન્તનાં અથવા વિચારનાં ગંભીર પુસ્તકોમાં પ્રૌઢ અને સંસ્કૃતમયી શૈલી જેટલી સ્થાને ગણાય તેટલી આવાં પુસ્તકોમાં ન ગણાય; ઉલટી તે તદ્દન અસ્થાને ગણાવાનો ભય છે. રા. શિવલાલની શૈલીમાં સંસ્કૃતમયી શૈલીની અસર છે એ ખરૂં છે અને તેથી કેટલુંક ભારેપણું અને કઠણપણું દાખલ થયું છે એની પણ ના પડાય તેમ નથી, છતાં એકંદરે રા. શિવલાલે સ્ત્રીસુલભ ભાષા ઉપર સારો કાબુ બતાવ્યો છે અને મૂલ લેખકના ભાવ સારી રીતે ગુજરાતીમાં ઉતાર્યા છે. આખો અનુવાદ રસભેર વાંચી જવાય એવો છે. આવા સારા અનુવાદનું પ્રકાશન કરવા માટે ગુજરાતના એક સાહસિક યુવાન પ્રકાશક રા. રમણીયરામને અભિનંદન ઘટે છે.

વીસનગર,<br>તા. ૩૦:૧૧:૧૯૧૯. } ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# કમલાનાં પત્રો–પોતાના પતિપ્રતિ.

## ઉપોદ્‌ઘાત.

પ્રિય વાચકવૃન્દ,

આ પુસ્તક માત્ર અનુવાદ જ છે. મદ્રાસના વકીલ આર. વેંકટ સુબેરાવે ઈંગ્રેજીભાષામાં 'Kamala's Letters to Her Husband' નામે પુસ્તક પ્રકટ કર્યું છે તે એટલું તે-લોકપ્રિય થઈ રહ્યું છે કે ત્રણ ચાર વર્ષની ટુંક મુદતમાં તેની બાવીસ આવૃત્તિ થઈ ગઈ છે. એ પુસ્તકમાં "કમલા" નામની નવશિક્ષિત બાલાએ "પોતાના પતિ પ્રત્યેના પત્રો" દ્વારા હિન્દુસંસારના રૂઢિરીવાજો, ધર્મક્રિયાઓ આદિનાં રહસ્ય સહિત પ્રાચીન સામાજિક વ્યવસ્થાની ઉત્તમતાનું દિગ્‌દર્શન કરાવ્યું છે. તેનો લાભ ગુર્જર સહૃદય સજ્જનોને મળે, તથા આર્યાવર્તની ભાવિ પ્રજાનું અને ભાવિ ઉન્નતિનું ભાગ્ય જેઓના હસ્તમાં છે એવી ભારતરમણીઓનાં રસિક હૃદયમાં તે પત્રમાં રહેલ તત્ત્વજ્ઞાનનો રંગ પૂરાય, એવા કંઈક આશયથી, તેનો ગુર્જર ભાષામાં અનુવાદ કરવો ઉચિત ધાર્યો છે

સ્થૂલ તનના ભોજનનો વિષય જેમ ધાન્યાદિક છે, તેમ સૂક્ષ્મ મનના ભોજનનો વિષય સૂક્ષ્મ વિચારાદિ ગણાય છે. આર્યસંસારની સામાજિક વ્યવસ્થા એટલી બધી અસ્તવ્યસ્ત તથા નષ્ટભ્રષ્ટ થઇ ગએલી આજકાલ મનાય છે કે તત્સમ્બન્ધી ચર્ચા એ સર્વકોઈ સ્ત્રીપુરૂષના મનને ભાવતું ભોજન થઈ પડી છે. તેવે સમયે આ 'પત્રાવલિ'[1] વાચકવર્ગ સમક્ષ ધરતાં હૃદય લેશ પણ સંકોચ અનુભવે નહિ એ સ્વાભાવિક છે. એમાં આવવાના વિધવિધ પ્રકારના સુન્દર રસભર તૃપ્તિકર પદાર્થો કમલાનાં

---

૧. પત્રની માળા, તથા જમવાની પત્રાવલિ અથવા પત્રાળું.

કોમલ હસ્તે બનાવેલા છે; તે પદાર્થ વાચકવર્ગને પીરસવાનું માન મેળવવાનું સદ્ભાગ્ય, યજમાન વેંકટ સુબેરાવની અનુમતિથી અનુવાદ કર્તાને પ્રાપ્ત થયું છે. ભોજન સરસ હોય અને ભોકતા રસિક વિદ્વાન હોય તો પણ કેટલેક પ્રસંગે પીરસનાર તરફના આગ્રહની આપેક્ષા રહે છે. તદનુસાર કંઈક પદાર્થની મૂલ મહત્તામાં વૃદ્ધિ કરવાના હેતુથી, કઇક ભોકતાને અધિક રસ પડે એવા આશયથી કોઈ કોઇ કોઈ સ્થાને આગ્રહરૂપે મૂલવિચાર કંઈક કંઈક ખીલવવામાં આવ્યો છે. એવો પ્રયત્ન કરતાં કદિ અત્યાગ્રહ કે દુરાગ્રહ થઇ જતો હોય તો તેમાં દોષ યજમાનનો ન ગણતાં પીરસનારને દોષપાત્ર ગણી તે દોષપ્રતિ અલક્ષ કરવા નમ્ર વિજ્ઞપ્તિ છે.

ભોજ્યપદાર્થોના ગુણદોષનું નિરૂપણ, તેમાં કયો રસ પ્રધાનપણે વર્તે છે ને કયો ન્યૂન રહી ગયો છે આદિ નિરીક્ષણ, વિવેકી ભોકતાઓ, ભોજનને અંતે નિવૃત્તિએ કરવાનું રાખે છે. તો પછી જ્યારે ‘પત્રાવલિ’ પાસે જ પડી હોય અને ભોકતા અધિકારી વર્ગ ભોજ્ય પદાર્થની પ્રતીક્ષા[1] કરતો કરતો ઉત્સુકનયન[2] થઈ રહ્યો હોય તેવે પ્રસંગે તત્કાલ તે પદાર્થ આણી નયન તથા ક્ષુધાની તૃપ્તિ કરવાને બદલે ભોજનનું સવિસ્તર વર્ણન પ્રસ્તાવનારૂપે પીરસનાર કરવા બેસે એ સર્વથા અનુચિત જ છે. તેથી સુજ્ઞ બંધુ! વિવેકી બહેન! સ્વીકારો આ સામગ્રી–કરો આરંભ અને લ્યો સુખેથી સ્વાદ! અસ્તુ!

| | |
|---|---|
| **મુંબાઈ**<br>સંવત ૧૯૭૫<br>અશ્વિન સુદિ ૧૨ | અનુવાક,<br>લી૦<br>**અનુવાદકર્ત્તા.** |

---

૧. વાટ જોતો. ૨. કયારે આવશે એવી ઉત્સુકતાથી ઉઘાડી આંખે એકટશે જોઇ રહેતો.

## ( મૂળ ) પ્રકાશકની પ્રસ્તાવના.

આ ગ્રંથમાં સમાયલા પત્રો જગત્ સમક્ષ મૂકતાં, તે પત્રો જેમ, કમલાના અભિજ્ઞાન વિષયમાં જિજ્ઞાસાને પ્રવૃત્ત કરે એવા અને વિલક્ષણ છે, તેમ જ વળી 'ચારુ કલ્પનાઓથી વિશેષ કઈં જ નથી' એવી મુદ્રાથી, તે પત્રો અને તેની કર્ત્રીને અંકિત કરે એવી ચર્ચા અનુકર્ષે એવા છે, એ મ્હારા લક્ષ્ય બ્હાર નથી. ખરેખર, એ પત્રો પ્રસિદ્ધ કરવાનો અંતિમ નિશ્ચય કરતા પહેલાં, એ ઉભય દશામાં મ્હારો પોતાનો સંચાર થયો હતો. એ સાક્ષર સ્ત્રીને શોધી કહાડવાની, મ્હારા હૃદયમાં પ્રથમ ઉદ્ભવેલી તીવ્ર જિજ્ઞાસાએ, તરત જ, તે સ્ત્રીના અસ્તિત્વ સંબંધી, તથા તેની કૃતિયો—જે પત્રો તે—ના તથ્યત્વ સંબંધી શંકાઓને સ્થાન આપ્યું; તો પણ સર્વની તુલના કરતાં, એ પત્રોને, કલ્પના પ્રદેશના જ નિવાસી કરે એવું વિશિષ્ટ તત્ત્વ તેમાં કઈં નથી; તેમ જ તે પત્રો, હિંદુઓના સાંસારિક તથા સામાજિક વ્યવહારમાં નિત્ય બનતા પ્રસંગોનું અને પ્રકૃતિઓનું જ માત્ર વર્ણન તથા નિરૂપણ કરે છે,—એમ જ્યારે મ્હે વિચાર્યું, તથા ઘણીવાર માનવજાતિમાંના ઉત્તમ પ્રતિના ગુણજ્ઞોને પણ, કેટલી બધી સત્ય અને યથાર્થ વસ્તુઓમાં અશ્રદ્ધા હોય છે, અને કેટલાં બધાં અસત્ય પરંતુ નિપુણતાથી વણી કહાડેલાં વૃત્તાન્તોનો, એ જ ઉત્તમ ગુણજ્ઞો સ્વીકાર કરે છે,—એ વાર્તાનું જ્યારે મ્હને સ્મરણ થયું ત્યારે જે અવિચારી નિર્ણયમાં હું એકદમ ધસી પડ્યો હતો, તેનો મ્હેં ત્યાગ કર્યો, અને તે પત્રોની સત્યતા, કે જે મ્હને નિષ્પ્રયોજન ભાસી, તેથી ઈતર વિચારોથી, અથવા એમાં સત્યતા છે જ એમ ગ્રહણ કરીને એ પત્રોની પ્રસિદ્ધિના પ્રશ્નનો નિર્ણય કરવાનો મ્હેં નિશ્ચય

કર્યો. અને હું કબૂલ કરૂં છું કે એ સત્યતાથી વિરૂદ્ધ અમુક પક્ષ લેવાની સ્થિતિમાં હું નથી.

આ ઉપરથી આટલું સ્પષ્ટ જણાઈ આવે છે કે, આ પુસ્તક સાથેનો મ્હારો સંબંધ એક પ્રકાશક તરીકેના સંબંધથી ભિન્ન નથી અને જે પ્રસંગોને લીધે ગ્રંથને પ્રસિદ્ધિમાં મૂકવામાં આવ્યો, તે પ્રસંગોના નીચે આપેલા વૃત્તાન્તો ઉપરથી, તેનું યથાર્થ સ્વરૂપ જણાશે.

એક મહિનાની વાત ઉપર, એક દિવસે, રવિવારે, સુંદર પ્રાતઃકાલને સમયે, પ્રથમાહાર કરી, હાથમાં તરતનું આવેલું છાપું રાખી, મારી આરામ ખુરસીમાં હું જરા આડો થયો હતો, અને ઉંડા વિચારમાં નિમગ્ન થયો હતો, તેટલામાં, તપખીરીયા કાગળમાં, પુષ્કળ આસમાની અને કાળી સુતળીવતે સંભાળીને બાંધેલું એક મ્હોટું પુસ્તક, મ્હારો માણસ લાવ્યો. મ્હેં આશાભેર આનંદી લાગણીથી તે પુસ્તક તેની પાસેથી લીધું કે જે ભાવ, કાગળ કે બીંદડી મ્હારી પાસે આવે છે ત્યારે ભાગ્યે જ અનુભવ્યા વગર હું રહું છું. એ નિયમમાં અપવાદ માત્ર ઉઘરાણાંની ટીપનો જ છે; અને જો કે એ બીંદડીનું કદ જોઈ, મ્હારા મનમાં ઉઘરાણાની ટીપ સંબંધી શંકા થઇ, તો પણ જે પ્રકારે તે આવ્યું તે ઉપરથી હું સમજ્યો કે એ કંઈ પેલું વારંવાર આવતું શૂળ હોય એમ શક્ય નથી. સૂતળીના વિધવિધ આમળાઓ વચ્ચે રહેલું મ્હારા નામનું પરબીડીયું મ્હેં દીઠું, ને તે થોડી મુશ્કેલી વેઠીને બહાર કાઢી ફોડયું, તથા તેમાંનો કાગળ વાંચવા માંડયો. તે કાગળ પણ, પરબીડીયા ઉપરના સરનામા માફક મુદ્રાલિખિત હતો. તિથિ કે સ્થાનના નિશાન વગરનો તે પત્ર નીચે મુજબ હતોઃ—

" મેહેરબાન સાહેબ:—આ કાગળ તથા તેની સાથેની બાંદડી આપને પાઠવી, આપના કિંમતી વખતમાં વિક્ષેપ પાડવા માટે મ્હારે કેવા પ્રકારની માફી માગવી એ મ્હારી જાણમાં નથી. જો કે લગભગ છ મહિનાથી મ્હારા મનમાં એ વિચાર ઘોળાતો હતો, તથાપિ લાંબા વખત સુધી, એ બિંદડી લઇ તમારી પાસે આવવા મારી છાતી ચાલી શકી નહિ. તે આજે કંઈક લજ્જાપૂર્વક તમારી સમીપ આવું છું. તથાપિ મ્હને સંપૂર્ણ આશા છે કે, આપ પૂરેપૂરો વિચાર કર્યા વગર, મ્હારી પ્રાર્થનાનું વિસર્જન કરશો નહિ, અથવા મ્હારી વિજ્ઞપ્તિઓને, મિથ્યાવાદ કે કલ્પના ગણી, તેમાં અવિશ્વાસ ધરશો નહિ.

" જે વિપત્તિ મ્હારે માથે આવી પડી છે તેનું પરિમાણ નિવેદન કરવા હું યત્ન કરીશ નહિ. એ પુસ્તકનો મૂલ લેખ આ સાથે મોકલું છું. તેના પઠનથી, કે જે પઠનમાં લીધેલો શ્રમ અને દીધેલો સમય સફલ થશે એવી તમને ખાત્રી આપું છું; એ આપત્તિ અનુમાની લેવાનું કાર્ય હું આપને આપું છું. હું શરમાઉ છું કે મ્હારા સારામાં સારા હસ્તાક્ષર પણ જરા ખરાબ આવે છે, અને ઈંગ્રેજી લિપિ જેટલી સ્પષ્ટ લખી શકું છું, તેટલી, મારી પોતાની લિપિ નથી લખી શકતો, તો પણ એ લેખ મ્હેં બની શકે તેટલા સ્પષ્ટ અક્ષરમાં લખ્યો છે. પણ મ્હારે એમ કર્યા શિવાય બીજો રસ્તો ન હતો; કારણ એ પત્રવ્યવહારનું સ્વરૂપ એવું ગુપ્ત રાખવા યોગ્ય છે કે કોઇ બીજા માણસને એની નકલ કરવાનું સોંપી શકું એમ ન હતું એ તમને સહજ જણાશે.

" આ પત્રો, એ સર્વ વાત તમ્હારા સમીપ પ્રકટ કરશે, ને તેમાં મ્હારે આટલું જ ઉમેરવાનું છે કે,—હાલ હું એક અભાગીમાં અભાગી મનુષ્ય છું, તથા, થોડા મહિના ઉપર, જે બાઈ,

મ્હારે મન મ્હારો પ્રાણુ અને આત્મા હતી, પણ જે હાલ, જેમ કોઈ એક માણસ પોતાના વિશ્વાસઘાતી મિત્રથી અથવા હડકાયલા કુતરાથી ત્રાસે અને તે ઉભયને ધિક્કારે, તેવી જ રીતે મ્હારાથી ત્રાસે છે, અને મ્હારો તિરસ્કાર કરે છે, તથા જેને, એક જ વિષયમાં, નિવારી ન શકાય એવું ઘેલાપણું લાગેલું છે, તે બાઈને, અદૃષ્ટ દેવીના કોઈક દુષ્ટ અવર્ણનીય કટાક્ષે મ્હારાથી વિછૂટી પાડી છે, કારણ તે બાઈ હજી પણ હયાત છે.

હું જાણું છું કે ત્હમે થીયોસોફીસ્ટ નથી; અને જે વિચારે આટલો બધો શ્રમ વ્હોરવા મ્હને પ્રેર્યો છે—કે જે શ્રમ વ્યર્થ નહિ જાય એમ મ્હને વિશ્વાસ છે—તે વિચાર સારૂ ત્હમે કદાચિત્ મ્હને જ 'એક વિષયભ્રાન્ત' એ ઉપનામથી ડા'મશો. મ્હારી પ્રિય પત્નીની કલ્પનામાં પ્રવેશી, તેના હૃદયપ્રદેશમાં, સ્નેહશંકારૂપી સતત વર્ધમાન વિષયમય કંટક—જે હાલ તેના તથા મ્હારા જીવન ઉપર અંધારપછેડો નાંખે છે—ઉપજાવે એવા કોઇ પણ વર્તન વિષયે હું તદ્દન નિર્દોષ છું, એ મ્હારે કહેવું પડશે. આવી સ્થિતિમાં, અને પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય તે અર્થે મ્હારી નિરંતર કરાતી પ્રાર્થના સદાને માટે પ્રભુના દરબારમાં અશ્રુત રહેશે, એમ હું, આ સ્થિતિમાં, ધારી શકતો નથી; એટલું જ નહિ પણ, હજારો બુદ્ધિમાન્ પુરૂષોની પ્રાર્થના, દૃઢ નિશ્ચયપૂર્વક, કાર્ય સત્વર સાધશે, એમ મ્હેં માનવા માંડયું છે—પછી તે માનવું ભલે મૂઢવત હોય. કારણ આ નિઃસીમ સૃષ્ટિના અદ્ભૂત યન્ત્રસમુદાયમાં વ્યાપક, તેમ જ તેના નિયામક અને વ્યવસ્થાપક એવું જે પરમાત્માસંકલ્પબલ, તેનો અણુમાત્ર અંશ જેમાં રહેલો છે એ માનવસંકલ્પબલની મહાન્ શકિતમાં મ્હને શ્રદ્ધા છે; તથા 'પ્રજા બોલે તે પરમેશ્વર' એ ઘરડાઓની કહેવત હું અક્ષરશઃ સાચી માનું છું.

" આવી રીતિએ જે ભાર હુ તમારે શિર ધર્મપ્રીત્યર્થ મુકુ છું એ શ્રમવિહીન નથી એ હું જાણું છું કારણ કે એ પત્રો, અને તેની અભાગિની ગ્રન્થકર્ત્રી, જગતના અતીવ સુશિક્ષિત મનુષ્યોને મનોગોચર કરાવવા, તે પત્રોનું ઈંગ્રેજીમાં તમે ભાષાંતર કરશો એમ હું ખચિત આશા રાખું છું. તમારાથી અર્ધગણું સારૂં કામ કરી શકે એવો કોઇ માણસ મારી જાણમાં નથી; અને તમારી સુકરતાથી ચાલતી લેખિનીની, તથા નિરાધાર અને દુઃખી પ્રત્યે અનુકંપાથી છલકાતા તમારા કોમલ હૃદયની, પ્રશંસા પૂજ્યભાવપૂર્વક હું કરતો હોવાથી, આ મૂળ લેખ તમારા તરફ રવાના કરૂં છું; અને તેમ કરતાં આશા રાખું છું કે, તમે મ્હારા તત્ત્વશોધક વિચારને મનસ્તાપનિહત મગજની રોગગ્રસ્ત સંતતિ સમાન તુચ્છ ગણો છતાં પણ, તે પત્રોને પ્રસિદ્ધિપાત્ર ગણશો; કારણ તે પત્રો હિંદુઓના સામાજિક વ્યવહારનું અને રૂઢીરીતિનીતિનું પૂર્ણ જ્ઞાન પૂરૂં પાડે છે; તેથી તેટલા ખાતર પણ તે પ્રસિદ્ધિપાત્ર ગણશો. શું હું તમારી મેહેરબાની અને સારા સ્વભાવ ઉપર હદથી બહાર દબાણ કરૂં છું સાહેબ ?

" એ સર્વનો નિર્ણય કરવાનું કામ, હું તમારી બુદ્ધિને સોંપું છું એ કહેવાની હવે ભાગ્યે જ જરૂર છે. જે પ્રમાણે મૂલ લેખ છે તે જ પ્રમાણે મ્હેં તેની નકલ કરી છે; ન્હેમાં સ્હેજ પણ ન્યૂનાધિક મ્હેં કર્યું નથી; તે પત્રમાં આવતાં પાત્રોનું ખરેખરૂં અભિજ્ઞાન થવા પામે નહિ તે હેતુથી, તે પાત્રોનાં નામ માત્ર ફેરવ્યાં છે. તે પત્રોમાં સમાયેલો વિષય કેવળ કલ્પનામય રચના નથી, એવી કંઈ પણ પ્રકારની તમારી ખાત્રી થાય તો પછી મ્હારે આટલું જ ઇચ્છવું શેષ રહે છે કે

'એક દિવસ એવો પણ આવશે કે જ્યારે તમે તમારો અભિ-પ્રાય ફેરવશો'; અને ત્યારબાદ તેને પ્રસિદ્ધિમાં લાવવાની મ્હારી ઈચ્છાને તમે ફલિત કરી શકશો તો તો હું તમારો બહુ જ આભારી થઇશ. પરંતુ એ પત્રોને કોઇ પણ રૂપમાં પ્રસિદ્ધ ન કરવાના નિર્ણય ઉપર કદિ તમે આવો, તો મારી એટલી વિનતિ છે કે એક સદ્‌ગૃહસ્થની આબરૂ સાચવવા સારૂ, તમે આ કાગળ અને તે લેખ એ બંનેનો નાશ કરજો. કારણ એ સર્વે તમે પાછું મ્હને તો નહિ જ મોકલી શકો. અને હું તમને એટલી ખાતરી આપું છું કે જગત્‌ને આ કરૂણ કથાનો લેશ પણ ગંધ ભવિષ્યમાં આવશે નહિ."

**લિ. તમારો સ્નેહાધીન કૃષ્ણ.**

કાગળને છેડે જે સહી કરવામાં આવી હતી તે મુદ્રિત નહોતી, ને તે તરફ મ્હારૂં લક્ષ, અર્ધો કાગળ વાચી રહેતા પહેલાં ગયું હતું. તે અક્ષર કોના હતા તે ઓળખવામાં તેમ જ તેના લેખક વિષે કંઈ પણ અટકળ કરવામાં નિષ્ફળ નીવડવાથી, જે માણસ એ બીંદડી લાવ્યું હતું તેને ઉપર બોલાવી લાવવા મ્હેં મ્હારા માણસને કહ્યું.

બીંદડી લાવનાર માણસ ચાલ્યો ગયો છે એમ જ્યારે મ્હેં જાણ્યું ત્યારે મ્હને સ્હેજ પણ આશ્ચર્ય થયું નહિ, કારણ મ્હારો નોકર તે સમાચાર લાવ્યો તેટલામાં તે આખો કાગળ હું વાંચી રહ્યો હતો.

મારી જિજ્ઞાસાએ ઉત્કટતાનું સ્વરૂપ ધારણ કર્યું. તે પાકીટ ઉપરના બંધ—જે કંઇ થોડા નહોતા તે—મ્હેં તોડ્યા, અને તે દળદાર પુસ્તક ઉઘાડયું. ખચિત, તેને તે જ વખતે આખું

પુસ્તક જોઈ જવા મ્હારો વિચાર નહોતો; તથાપિ તે કેવા પ્રકારનું છે તે જાણુવા ખાતર થોડાં શરૂઆતનાં પાનાં ઉપર નજર ફેરવી. પરંતુ પ્રારંભનાં થોડાં પાનાં વાંચી રહ્યો એટલે વળી થોડાં વધારે પાનાં વાંચવાનું મન થયું, અને પાછાં તે વાંચી રહ્યો, એટલે વળી થોડાં બીજાં, એમ 'થોડાં થોડાં કરતે કરતે,' આગળ ને આગળ અનુક્રમે હું વાંચતો જ ગયો, તે એટલે સુધી કે મધ્યે મ્હેં કાચોકોરૂં ખાધું તેનું મ્હને ભાન સુદ્ધાંત ન રહ્યું, અને ચોપડીનો અંત આવી ઉભો રહ્યો.

ત્યાર બાદ એ પત્રોની સત્યતા વિષે મ્હેં મારા મનમાં ચર્ચા ચલાવી, પરંતુ મ્હારો અભિપ્રાય એટલી બધી વાર બદલાયાં કરતો હતો કે મ્હને તરત જ કંટાળો આવ્યો, અને માત્ર તેના ગુણ સંબંધી ચર્ચા કરવાની મ્હેં મર્યાદા બાંધી. એ પત્રોનો લેખક ગમે તે હોય, તોપણ, મનુષ્ય જીવનની એક સ્વલ્પ કથા તરીકે તે પત્રો મ્હને ખચિત અપ્રતિમ આનંદ-દાયક લાગ્યાં, અને આદિથી તે અંત પર્યંત સર્વત્ર એક અબ-લાનું હૃદય ને હસ્ત તેમાં દૃષ્ટિગોચર થાય છે એમ માનવા મ્હને વૃત્તિ થઇ.

આ સર્વ અર્થવગરનું કેવલ દિવા-સ્વપ્ન જ હતું એમ કેમ થઈ શકે? તેમાં દર્શાવાયલી ઈચ્છા અનુસાર શું મ્હારે એ પત્રો ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવા? એ કામ કઇં સહેલું નહોતું, તોપણ લગભગ પ્રલોભનનું રૂપ ધારણ કરતી તે પ્રાર્થનાને હું નિવારી શકયો નહિ. એક વાર નિશ્ચય થયો કે ત્વરિત જ તે મૂલ લેખમાં મ્હેં મ્હારૂં ચિત્ત પરોવ્યું, અને તેનું સત્ત્વ ચૂસી લઇ, જે આકારમાં આ પુસ્તક ત્હમે જુવો છો તે આકારમાં

મ્હેં એ સત્ત્વ બહાર કહાડ્યું છે. સારામાં સારી રીતે લખાયલા કાગળોમાં પણ જે પુનરુક્તિઓ સ્વાભાવિક આવી જાય છે, તેવા કોઇ એક શબ્દ કે વાક્ય સ્હેજસાજ ઠીક કર્યા શિવાય બીજી કોઇ રીતની છૂટ મ્હેં એ મૂલ લેખ સાથે લીધી નથી. વળી જોકે તેમાંનાં કેટલાંક પાત્રોનાં નામ ફેરવવાની મ્હને વૃત્તિ થઈ હતી તોપણ તે નામો જેમ ને તેમ રાખવા સિવાય બીજો કોઇ માર્ગ મ્હારે નહતો; કારણ એમ એવડા ફેરફારથી ખરેખરાં નામ લખાઈ જવાનો ભય ઝઝુમતો હતો.

જેટલું કહેવાનું હતું તેટલું કહીને હવે, આ પુસ્તક વાંચવાનું અને તેની કદર કરવાનું કામ—જેને માટે એ પુસ્તક યોગ્ય છે એવા—વાચકને હું સોંપું છુંઃ અને નિંદક ટીકાકારને પણ હૂં હિંમતથી કહી શકું છું કે—વાંચો અને આનંદ લ્યો !

પ્રકાશક,

( વેંકટ સુબેરાવ ).

# કમલાનાં પત્રો.



## પત્ર ૧.

પ્રિયપતિ,

આ બે કલાકમાં કેટલા બધા અપશકુન, મારા નાથ ! જ્યારે હું ઘેર પાછી ફરતી હતી ત્યારે સૂર્ય અસ્ત થવાની તયારીમાં હતો, અને તેથી મને એક વિચિત્ર વિચાર આવ્યો—બહુ જ વિચિત્ર—કે તે મારા દુઃખની મશ્કરી કરતો કરતો જાણે હસતો હતો ! ત્યાર પછી પેલો આપણો કાળીઆર,[1] અંકુશમાંથી છૂટો થઈ, અમને લઈ બેધડક એવો તો પવનવેગે ઉડ્યો કે મારો જીવ જોખમાશે એવી ભીતિથી હું છળી ગઈ. જ્યારે હું અહિં આવી ત્યારે રાંડ બીલાડી ઉમરા આગળ આડી ઉતરી, અને વળી અધુરામાં પૂરું, જ્યારે હું અંદર આવી ત્યારે [2]કૃષ્ણે મને હેતથી આવકાર પણ દીધો નહિ ! ના—એક પણ શબ્દ નહિ ! આટલું બધું વીત્યા પછી પણ, વ્હાલા તમે શું એમ ધારો છો કે મારામાં હજીએ હાય[3] રહી છે !

હશે ! કદિ તે બધા વહેમ હશે; તોપણ તેણે મારું કાળજું વિંધી નાંખ્યું છે; અને હવે તો તમારા સુખકર ઉત્સાહક સંનિધાન શિવાય બીજા કશાથી પણ મારા જીવને શાંતિ વળશે નહિ.

---

૧ કાળો ઘોડો. ૨ કમલાએ પાળેલા પક્ષિનું નામ; કમલાના પતિનું નામ પણ તે જ હતું. ૩ શકિત મનની તેમ જ તનની.

પણ તે બનવાનું નથી. દરેક પળ જાય છે તેમ તેમ આપણુ બંને વચ્ચેનું અંતર વધતું અને વધતું જાય છે.—જે અંતર અત્યારે આપણા દેહ વચ્ચે વસે છે એ અંતર વધીને આપણાં હૃદય વચ્ચે પણ કદિ વસશે ખરૂં ?! એ વિચાર મારા હૃદયમાં કંઈક શંકા અને કંઈક આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.—હા; આપણાં હૃદય વચ્ચે,—કે જે હૃદયને પ્રેમે એકમેકમાં મેળવી—લીન કરી—એક કરી દીધાં છે. અરે રે! તે પ્રસંગનો વિચાર પણ હું કરી શકતી નથી.—આવી આપદાની ચિંતા કરતાં હું તો ત્રાસું. જુવો! જુવો! કલબલીયો લુચ્ચો! પહેલાં હું અંદર આવી ત્યારે તો મુવો મોતની માફક મૂગો ચોંટી રહ્યો! ચૂપ! ચૂપ! કાળાં કરમના કરતા! મૂગો મેર—જો તને તારી કુમળી ડોક વહાલી હોય તો! 'વ્હાલી કમળા!'—'વ્હાલી કમળા!'— ખરે રોજની માફક તમને સામા લેવાને હું ખુરશી ઉપરથી ઉભી જ થવા જતી હતી.

મારા પ્રાણ! ખરે તમે શામાટે મને અહિં એકલી મૂકીને ગયા! શું મને કોઇના શાપ લાગ્યા છે? હાય! હાય! હું કેટલી બધી બ્હીની! કેટલી બધી છળી ગઈ! મારા મનમાં શું શું થાય છે—કેટકેટલો ઉદ્વેગ થાય છે—એ તો ઇશ્વર જ જાણે છે.

## પત્ર ૨.

પ્રિયતમ,

કાલ રાત્રે મેં શું લખ્યું હતું તેનું સ્મરણ નથી, તોપણ એમ થાય છે કે એ ન લખ્યું હોત તો સારૂં થાત. હું અકળામણમાં ને અકળામણમાં ગાઢ નિદ્રામાં પડી ગઈ; સવારે ઉઠી ત્યારે મારા જીવમાં જીવ આવ્યો અને મનને શાંતિ વળી; તથા તમારૂં મધુરૂં નામ સાંભળી મારૂં હૃદય પ્રફુલ્લિત થયું. વ્હાલા ! તે કોણ હશે ? પેલો કૃષ્ણ. તરત જ તે મારા લાડકડા પક્ષી પાસે હું ગઇ, ને તેના નાનકડા બંધીખાનામાંથી મેં તેને મુકત કર્યો; તેનાં મનોહર પીછાં પંપાળ્યાં; તેણે મંગલ ગીત ગાયું તેથી એક ચુંબન કર્યું; અને કાલ રાત્રે તેણે ગાળો ખાધી તેના બદલામાં એક બીજું ચુંબન પણ કર્યું. પણ એ મુવાએ ભરભડતી ચાંચે મારા હોઠ ને ગાલ ઉપર ત્રણ વધારે ચુંબન કર્યાં—અને તે પણ એટલા જોરથી—કે મને લાગ્યું કે તમારી પધરામણીના સમાચાર કોઇયે એના કાનમાં કહ્યા હશે. મને આશા છે કે એ મારા નાનકડા માનીતા અને તમારા નામરાશી ઉપર તમે રોષ નહિ કરો.

હવે દહાડો ચડવા માંડયો છે. સૂર્યના ઉજ્જવલ પ્રકાશે અંધારી રાત્રિની શંકા અને ચિંતાને દેશવટો દીધો છે, અને હું કંઈક બીજી જ બની ગઇ હોઉં એમ મને લાગે છે. દિવસપતિ માણસની સ્થિતિમાં કેટલો બધો ફેરફાર કરે છે !

આજે સવારે સારા શુકનમાં ઉંઘમાંથી ઉઠી તેનું ફળ પણ મળ્યા વગર રહ્યું નહિં. કારણ નવ વાગ્યા નહિ એટલામાં તો ટપાલવાળો તમોએ પાઠવેલી પ્રેમપત્રિકા લાવ્યો. એ કાગળ

તમે ગાડીમાં લખ્યો જણાય છે, અને તેને લીધે થડકતે હાથે ચિતરાયલા છેકા ને ખચકા જોઇ મને વધારે વ્હાલ આવે છે.

હા, વહાલા, તમારી શીખ પ્રમાણે ચાલવા હું પ્રયત્ન કરીશ. તોપણ હું એક અબલા છું—વળી તમે હેતના ઉમળકામાં કહો છો તે પ્રમાણે તો **બાળા** છું. અને કયી બાળા ગુરુને પોતાની પાસે રાખ્યા વગર પોતાના પાઠ પઢી શકે—તેમાં વળી વિશેષે કરીને પ્રેમના પાઠ ! પરન્તુ તમારા કહેલા બોલ અને દીધેલા વિશ્વાસનું સ્મરણ કરી મારૂં બળ હું એકઠું કરીશ; કારણ કે તમારા વિયોગમાં આપણા ઉભયના પ્રાણધારણની વાત, મારા મન પાસે હું કદિ પણ મનવી શકીશ નહિ, તોપણ પ્રસંગોને અનુસરી તમારી બુદ્ધિએ જે ઉપચાર બતાવ્યો છે તેમાં મારી પૂરી શ્રદ્ધા છે.

'માત્ર એક જ વર્ષ'—'જ્યારે જ્યારે બનશે ત્યારે છૂટો છવાયો આવી જઇશ'—'શીઝાઇ જવાય એટલું ગરમ સ્થાન'—'એક સુકુમાર બાળા માટે તદ્દન અયોગ્ય'—અહાહાહા! તે વખતે તમારી દલીલો મારા હૃદયમાં ઉતરી—એટલી બધી તો તમારી મારી ઉપર સત્તા ચાલે છે. પણ હવે અત્યારે તો તે કારણો મારે **ગળે** પણ નથી ઉતરતાં ત્યાં હૃદયની શી વાત ! હું, મારો ધર્મ છે માટે-તમારી આજ્ઞા છે માટે—તમને રાજી રાખવાને જ માત્ર, તે સ્વીકારૂં છું.

હું અહિયાં મારાં માબાપ પાસે મારે પીયર રહું છું તેનું કારણ તમારી **આજ્ઞા;** મારાં માબાપને એથી સારૂં લાગે એમ જે તમે સ્નેહથી સૂચવ્યું હતું, તે **નહિ.** મને મારાં માબાપ ઉપર હેત આવે છે, તેઓ વ્હાલાં લાગે છે અને મારી છાતી

સરસાં છે. પણ **તમે**—વ્હાલા પ્રિયતમ, **તમે** એથી પણ અધિક વ્હાલા લાગો છો, તેથી પણ અધિક સમીપ વર્તો છો; શા માટે—મારી **છાતીમાં** જ તમારી મનમોહન મૂર્તિ વસેલી છે, અને આ વશીકરણ, મોહનમંત્રથી તમે માત્ર બે વર્ષના સ્વલ્પ સમયમાં, સાધ્યું છે.

પ્રાણવલ્લભ ! મારા ઉભરાઇ જતા પ્રેમ ઉપર અંકુશ રહે એ હેતુથી, નિત્ય પત્ર લખવા અને તેમાં અહિંના સમાચાર લખવા, તમે મને કહ્યું હતું. પરન્તુ મ્હારા મનરૂપી અશ્વને નિયમમાં લાવવા હું અબલા અબલ છું, તેથી હું અત્રે જ વિરામી જરા મારી વીણા વગાડીશ.

## પત્ર ૩.

પ્રિય,

સોમવાર પછી એક લીટી સરખી મેં તમને લખી નથી—શામાટે મેં એમ કર્યું એ તમે કલ્પી શકો છો ? આજ પણ મેં એ જ માર્ગે ચાલવાનો નિશ્ચય કર્યો હતો, પણ મારૂં મૌન તમને અસહ્ય ચિંતાનું કારણ થઇ પડે એ ભયને લીધે જ મેં મારો વિચાર ફેરવ્યો. પ્રિયતમ ! હું આજ્ઞાધીન બાલા નથી, એવું સ્વપ્ને પણ ન વિચારશો હોં. **એવી** હું કદી થઈ નથી, અને ભવિષ્યમાં કદિ થઈશ નહિ. સર્વ વાતમાં હું તમારા કહ્યા પ્રમાણે ચાલું છું. ખરેખર મારૂં મોટામાં મોટું સુખ–મારૂં સૌભાગ્ય–તમને રંજન કરવામાં, તમે દેખાડો તે દિશા તરફ જવામાં જ સમાયલું છે. પણ તમે કઠણ કાયાવાળા જેટલું કરી શકો છો એથી અર્ધું સારૂ પણ મારાથી નથી થઇ શકતું–પછી ભલે ને હું ગમે એટલો પ્રયત્ન કરૂં.

આ ચાર દિવસ જે પત્રો મેં તમને બીડ્યા નહિ, તે પત્રોની દશાના જેવી જ કદિ આ પત્રની દશા થાય તો એનો નંબર પાંચમો ગણવાનો છે; અને તેમાં હું લગારે દોષિત નથી. મારા મનમાં જેવું આવે છે તેવું જ હું લખું છું; પછી આખો કાગળ વાંચી જાઉં છું, એક વાર; બે વાર. જો તેમાં મને સંતાપનો તાપ જ દેખાય છે તો પછી તેની જ્વાલામાં એક દીવાશળી શળગાવું છું, અને કામ પૂરૂં થાય છે એટલે પછી તે દિવસે તો બીજો કંઈ પણ પ્રયાસ ન કરવાનો ધર્મ પાળું છું.

પ્રિયતમ ! મારા પ્રેમને નિયમમાં રાખવા, અને મારો કાગળ અહિંની નવાજુનીથી અને તેની ચિકિત્સાથી ભરવા તમે મને

મ્હોતું સૂચવ્યું ? એ પાઠ આપ સાહેબે જ મને પઢાવ્યો એની ક્યાં આપને ખબર નથી ? અને પરિણામ ગમે એ આવે તોપણ તેને અનુસરવા હું બંધાયલી છું.

તોપણ, પેલી કોલાબા ઉપર આવેલી સુન્દર શાળાના[1] સહવાસને યોગ્ય મને ગણશો નહિ. એની અજી વાર છે. કોણ જાણે છે કે એક દિવસ હું પણ એને પાત્ર નહિ થાઉં ? અને તે પણ આપની કૃપાના પ્રતાપથી. એને સારૂ આપનો પ્રથમથી ઉપકાર માની મૂકું તો ઠીક થશે કેની ?

સાચું પૂછો તો એમાં લખેલું હું પોતે જ સહન કરી શકી નહિ, અને એવો કાગળ મોકલી, તમારો જીવ દુભવી તમારા મનમાં ઉથલપાથલ કરાવવી મને ગમી નહિ—કારણ તમારે જોખમી કામ કરવાં રહ્યાં; અને તમારા મનમાં ઉથલપાથલ થઇ એનો અર્થ એ કે જે બીચારાનું ચોકઠું બેસાડવાનું તમારા હાથમાં હોય તેના ભાગ્યની પણ કદાચિત્ ઉથલપાથલ થઇ જ સમજવી.

અત્યારને માટે તો આટલું બહુ થયું. વાત તમારી વિરુદ્ધ જાય છે; મારા ત્રણ ને તમારો એક—તમે મને પકડી પાડશો એવી મને રજ પણ આશા નથી !

---

૧. ઉન્મત્તશાળા, lunatic asylum.

## પત્ર ૪.

**મારા પ્રાણપ્રિય વલ્લભ !**

તમારી પ્રેમપત્રિકા મળતાં હું હર્ષઘેલી થઇ ગઇ છું. તેથી મારી છાતી ઉપરથી ચિંતાનો ભાર દૂર થતાં હૈયું હલકું લાગે છે. મને નવાઇ લાગતી હતી કે ત્હમે તમારે મુકામે પહોંચ્યા પછી તુરત જ પત્ર કેમ નહિ લખ્યો હોય? અને તમે જેને 'કલ્પનાશીલ'નું નામ આપ્યું છે, એવા મારા મને શંકા કરી કરી મ્હને દુઃખી કરવા માંડી.

તમે ધારો છો એટલી બધી વ્હેલી તમારી બદલી થશે એમ તમે ભલે માનો, પણ મારૂં મન તે વાત કબૂલ કરતું નથી; અથવા તો આટલો વિલંબ થયો તે કારણથી લાંબું ભાષણ કરતી હું અટકું એમ ધારી, ટુકડો બચકો નાંખી શાંત કરવાની તમારી આ યુક્તિ હોય એમ પણ કેમ ન હોય! ગમે તેમ હોય; એ શંકાનો લાભ હું તમને જ આપું છું જેમ તમે તમારાં ગ્રાહકોને કેટલીએક વાર આપો છો તેમ.

મને કોણ જાણે કેમ આજે જરા નબળાઇ દાખવે છે ને જીવને ચેન પડતું નથી. ગઇ કાલે, થોડી રાત ગયા પછી અચિંત્યું મારૂં અંગ તપી આવ્યું, અને મને જણાવ્યા વગર, પિતાજીએ કે બાએ, બારોબાર ડાકટરને બોલાવા માણસ મોકલ્યું.—અને કહેવતમાં કહ્યું છે તેમ એ હાજર જ હતો; જાણે વાટ જોઇને બેઠો હોય! એને બોલાવવો કે નહિ, તેની મારા મનમાં હું ઘડભાંગ કરતી હતી. કારણ મને ડાકટરનું નામ સાંભળીને ઉલટી થવાનું થાય છે એ તમે સારી રીતે જાણો છો.

આર્તરક્ષકને[1] સ્થાને જાણે આર્તભક્ષક[2] ન હોય એવી એઓની મુખમુદ્રા જણાય છે. અને એઓની કાચની શળી[3] ને પેલી ભૂંગળી[4]! બળ્યાં એ જ્યાં હોય ત્યાંથી! એને તો નવગજના નમસ્કાર. શત્રુને પણ એનો અનુભવ થશો નહિ! નજરે પડે એટલી જ વાર—તાવ ન હોય તોએ ચઢી આવે ને ક્ષય ન હોય ત્યાંથી થાય. ખરે, એનો મને બહુ જ ત્રાસ છે.

પેલા ડાકટર જરાશંકર અને એની પાંચ બહેનોની વાત જે કોઇ સાંભળે તેને એમ થયા વગર રહે નહિ. પોતે પ્રત્યક્ષ જોયેલી વાત ભારતીએ મને તે દહાડે કહી. તોપણ એટલું કહ્યા વગર નહિ ચાલે કે આ ડાકટર એટલો કંટાળો આપે એવા નથી. મને તો લાગે છે કે બહુ ફેરાફાંટા થવાથી ડાકટર સાહેબ થાકી ગયા હશે, નહિ તો કાલ રાત્રે માત્ર નાડી તપાસી, ચાર ચૂર્ણ લખી આપીનેજ મને એ છોડી ન મૂકે. અત્યારે મારૂં શરીર એટલું સારૂં થયું છે કે જાણે તાવ આવ્યો જ ન હતો. ડાકટરને રૂપીયા આપ્યા પ્રમાણ પડ્યા, અને પિતાજિને મન એ ડાકટરની કિંમત આઠ આના હતી તે સોળ આના થઈ. ખરેખર! મને સારૂં થયું એટલે એની દવા રામબાણ ગણાય એમાં શો શક! અરે હા; પણ એ દવા ક્યાં!—હાઃ હાઃ હાઃ હાઃ! એ તો મારી મેજના ખુણામાં જેમની તેમ સહીસલામત છે.

છટ્! છટ્! દોઢડાહ્યા ડાકટરો, જેમની કાચની નળીયોનો તો જે તાવ આગળ હીસાબ પણ નહિ એવા તાવને દવાથી

---

૧ રોગીનો રોગ મટાડનાર. ૨ રોગીને મારી નાંખનાર. ૩ શરીરમાં તાવ કેટલો છે એ માપવાની કાચની નળી, thermometre. ૪ છાતી વિગેરેનાં હાડકાં સારાં છે કે ખવાઈ ગયાં છે તે જાણવાનું યંત્ર stethoscope.

મટાડવાનો નકામો ફાંટો શીદને રાખતા હશે! જાણે ધન્વંતરીના બેટાઓ! ખરેખર વ્હાલા, તમારાં પાવન પગલાં આ ઘરમાંથી ઉપડ્યાં, ત્યારથી એ તાવની શીશી હું પોતે જ બની છું. દર અડધે કલાકે મારામાંનો પારો ચડે છે ને ઉતરે છે. અને એ તાવ ને એ નાડીની પરીક્ષા કરનાર ડાકટર ત્રણ લોકમાં શોધો તોપણ ક્યાંથી જડે?—માત્ર **તમારા** શિવાય.

પ્રિયપતિ! શુ હું તમારા મના કરેલા માર્ગ ઉપર જાઉં છું? તો લ્યો આ રહ્યું.

## પત્ર ૫.

**પ્રાણથી પણ અધિક પ્રિય પતિ,**

' જે સુધારી શકાય નહિ તે સહ્યા વિણ અન્ય ઉપાય નહિ. ' પણ શા માટે તે સુધારી **શકાય નહિ;** તથા જો એમ જ હોય તો તે સહી **શકાય** જ કેમ ? ના ના એમ નહિ ! એ તો આમ હોવું જોઈએ. ' જે સહી શકાય નહિ તે સુધાર્યા વિણ અન્ય ઉપાય નહિ. ' નાથ ! આ એક કોયડો હોય એમ નથી લાગતું ? જો તમારામાં શક્તિ હોય તો એ છોડો. પણ આટલું ભૂલશો નહિ કે એ કોયડાને ને તમારી દાસીને કંઈ જ સંબંધ નથી.

કાલ બપોરે મારી સખા રંગીલી આવી હતી ને કલાકથી પણ વધારે વાર બેઠી. થોડીક વાર તો મેં મારી વીણા વગાડી પછી અમે વાતોએ ચઢ્યાં, તેમાં એણે તમારી ' નિર્દય માયા' વિષે વાત કહાડી ટાયલું ચલાવ્યું. તે ઉપરથી મને એક વાત પૂછવાની યાદ આવી. પ્રશ્ન જો કે અઘકલો હતો તો પણ એથી વાત ફેરવાઈ ને મારૂં ધાર્યું થયું.

' બેહેન રંગી ', મેં કહ્યું, ' ખોટું ન લગાડીશ હોં, મને ઘણીવાર આ વાત છેડવાનું મન થતું હતું પણ કોણ જાણે કેમ મારા હોઠ જ ઉઘડતા નહોતા. બહેન, કહે તો ખરી કે તું આવડી બાળક ને તને કેશ કહાડી નાંખવા શા ગમ્યા જે. લોકો તો કહે છે કે તારાં માબાપ જૂના વિચારનાં છે ખરાં, તેમ છતાં પણ એ બાબત એમણે કંઈ પણ બલાત્કાર તારાપર કર્યો નથી એટલું જ નહિ પણ ઉલટાં તારી સામાં થયાં; તોપણ તેં તારે હાથે જ તારો વેશ ઉતરાવ્યો ! '

પછીથી મારા ઉછાંછળાપણાને લીધે મારૂં મન બળ્યું. કારણું તરત જ રંગીની આંખમાં પાણી ભરાઇ આવ્યાં, પણ તરત જ તેણે તે નિવાર્યાં; અને જાણે કંઈ થયું ન હોય એમ કરીને સરળ સીધી રીતે ઉત્તર દીધો કેઃ—' કમળા બહેન ! શું કહું ! મને કંઈ તમારી માફક કેળવણી મળી નથી. મારાં માબાપ ગરીબ પડ્યાં એટલે કંઇ ઘેર શીખવવા બાઇ રાખવી એમને પરવડી નહિ, તેમ જ તેમણે મને કોઇ છોકરીયોની નિશાળમાં મૂકી પણ નહિ. પણ મારે કહ્યા વગર નહિ ચાલે—અને પરમેશ્વરનો પાડ કે મને એટલી સમજ આપી—જો તમે મને ઘેલી ન ગણી કહાડો તો મારે કહ્યા વગર ચાલશે નહિ કે, તમારા પેલા સુધારાવાળાની દલીલોનેકની હું મારા પગની ઠોકરે ઉરાડું. મુઆ ! રડ્યાના મગજમાં ધુન ભરાઇ છે તે જેના ને તેના મગજમાં ઠસાવે છે ! '

તે ધબ લઇને એવા તો જુસ્સાથી બોલી કે મહા મહા મહેનતે હું મારૂં હસવું ખાળી શકી. ઠાવકું મ્હોડું રાખી આશ્ચર્યયુક્ત જિજ્ઞાસાથી હું તો એક ને એક ટશે મારી સહીયર સામું જોઇ રહી.

તેણે તો ચલાવ્યું કે—' ગમે એટલું કરો પણ છેવટે પુરુષ તે પુરુષ જ છે, અને સ્ત્રીઓ તે સ્ત્રીઓ જ છે. પ્રકૃતિનો એ એક મહાન્ અને વાસ્તવિક સિદ્ધાંત છે. તે સત્ય સિદ્ધાંત ઉપર પેલા સાડાત્રણ ડાહ્યાઓ આંખમીચાંમણાં કરે છે. રડ્યા ગમે એટલું કરેને પણ એમાંની એક રેખ પણ એમનાંથી ફેરવી શકાવાની નથી. કેટલાંક કામ એવાં છે કે તે કામ પુરુષો કરી શકે અને કરે પણ ખરા, પરન્તુ સ્ત્રીઓથી કોઇ કાળે તે કામ થઈ શકવાનાં પણ નહિ અને સ્ત્રીયો તે કામ કદિ કરવાની પણ નહિ. '

'ત્યારે તારા મનમાં તો એમ કે ગમે એટલો કાચો વયમાં બાળરાંડ થાય તો પણ તેણે ફરી લગ્ન કરવું નહિ?'

'હા, હા, એમ જ! મનમાં તો શું પણ મોઢે કહું છું મોઢે. અને—પેટમાં રાખજો પણ—જે પુરુષો અને સ્ત્રીયો એથી વિરુદ્ધ વાણી ઉચ્ચરે છે કે વર્તે છે તેઓ વિષે સારો વિચાર પણ મને તો નથી આવતો.'

'પણ તેમાં તે બાપડીયોનો શો દોષ, રંગી? જ્યારે પૂરાં દશ વર્ષ થયાં નથી હોતાં ત્યાં તો બીચારી આપણી કાલી કુમળી કુમારિકાઓને પરણાવી દે છે, અને વળી તેમાંની ઘણીને તો પૂરાં પાંચ કે છ વર્ષ પણ થયાં નથી હોતાં. તેવામાં કમનસીબે તે પરણેલાને, ન કરે નારાયણ ને કંઈ થયું તેમાં તે બાપડીએ પોતાનો જન્મારો બગાડવો ને બાળવો. જેને તેણે દીઠેલોય નહિ ને જેને તે વરેલી પણ નહિ તેવાની ખાતર તે બીચારી, કાયા ગાળી જીવતર ધૂળ મેળવે એમ શું તું કહેવા ઇચ્છે છે? હાય! હાય! બળ્યું રે એ જીવવું; એના કરતાં તો મરવું ભલું.'

'વ-રે-લી નહિ!' મારી સખી 'વરેલી' શબ્દના પ્રત્યેક અક્ષર ઉપર ભાર દઇ દઇને બોલી, 'અને મને તો લાગે છે કે તમારા મનમાં તો એમ હશે કે આપણી બહેનો મોટી નવજુવાન થાય, ને પછી વરની શોધમાં શેરીયે શેરીયે ભટકે, અને પરાયા લોક તેના ઉપર પ્રેમ બતાવે ને પ્રીતિ કરે, ને એ બધું એ કુમારી કન્યા સ્વયંવરના નામે સાંખે. વાહવા! ઠીક! પ્રેમમાં મસ્ત અને અન્ધ બની ગયાં હશે તે વખતે માખણીયા જીભ અને ચળકતો ચહેરો, બહુ સુન્દર જુગતે જોડાં બનાવશે. અને કદિ એમ ઇચ્છાવર વરવામાં પણ કંઈ ભૂલ થઈ તો હું

ધારૂં છું કે બીજે દહાડે છૂટા છેડા કરવાની પણ તમે તેને છૂટ આપશો.'

'હાસ્તો વળી', મેં જરી પણ ખચકાયા વગર ઉત્તર દીધો.

'આં હાં! એ ખરેખર નવો જ ધારો—પેલા ગોરા લોકોનો. અને **તેઓનાં** જોડાંમાંથી કેટલાં ખરેખરો સુખી સંસાર ચલાવે છે એ તો ઈશ્વર જ જાણે છે. ઉપરની ટાપટીપથી કદિ પણ ભૂલ ખાવી નહિ; કમલા બ્હેન! ઉજળું એટલું દૂધ નથી હોતું; પીળું એટલું સોનું નથી હોતું. અને મેં તો એવું સાંભળ્યું છે કે ગોરા લોકો **આપણી** રીત વખાણે છે. બહુ કરીને તેઓ પોતાના રીતિરીવાજને અનુસરતાં **સુખના ભોગી** થવાને બદલે **દુ:ખના ભોગ** થઇ પડ્યા હશે તેથી જ આપણા **ધર્મનું** તેઓના હુક્ક સાથે સાટું કરવા **તલપાપડ** થઈ રહ્યા હશે. પણ શ્વેત તે શ્વેત અને—'

એટલામાં પેલો ગમાર તમારો ઓળખીતો, ધબધબ જોયા કર્યા-વગર, ઓરડામાં અમે બેઠાં હતાં ત્યાં, અસભ્ય રીતે ચાલ્યો આવ્યો, તેથી અમારી વાતમાં ભંગ પડયો. એ વળી એમ જ સમજે છે કે એ વકીલ થયો છે એટલે જાણે એને સ્વર્ગનો દાંડો મળ્યો હોયની. વંઠેલાની માફક આંખ મારતો મારતો અને એની રોજની ટેવ પ્રમાણે વિલક્ષણ રીતે ઝીણી મૂછો આમળતો આમ-ળતો, તે કંઈક બણબણ્યો; જેમાંનું કંઈ પણ અમે સમજી શકયાં નહિ, પણ આપ કયાં ગયા છો કે પાછા કયારે પધારશો એ સંબંધી કંઈ પૂછતો હશે એમ લાગ્યું. તે કોને પૂછતો હતો તે પણ કંઈ સમજાતું ન હતું. મને તો લાગ્યું કે એ ભીંતને કે છતને પૂછતો હશે; કારણ એટલામાં તો એની તીક્ષ્ણ

નજર એ સર્વ પ્રદેશમાં મુસાફરી કરી રહી હતી. બણુબણી રહ્યા એટલે એનો ચેહેરો કે જે કામદેવની મૂર્તિને પણ પછવાડે મૂકે એવો એ ધારે છે—તે ઉપર અમે મોહી પડીયે એમ એના મનમાં હોય તેમ હાલ્યા ચાલ્યા વગર ઉભો રહ્યો; જાણે એક પૂતળું ઉભું કર્યું ન હોય! હું તો ગભરાઈ ગઈ તે નીચું જ જોઇ રહી, કારણ આવી અમર્યાદ અને મૂર્ખાઇભરેલી ચાલનો મને કોઈ દિવસ અનુભવ થયો ન હતો. પણ રંગી તરત સમય સમજી ગઇ, અને ઉત્તર દેવા તયાર હતી. જ્યારથી એની બાયડી મરી ગઈ છે ત્યારથી આજ ચાર પાંચ મહિના થયાં એ મુવો રંગીની પુઠે પડ્યો છે—ઈશ્વર કરે ને એનો ઉદ્દેશ સારો હોય.

મારી સખી તો ખુલ્લે સાદે બોલી કે,—'અહિંયાં તો ચાકર-નફર કોઈ નથી ભાઈ; અને તમે જે પૂછો છો તે વિષે અમે કઈં સમાચાર આપી શકીયે એમ નથી.'

પ્રત્યુત્તરમાં એક શબ્દ પણ નહિ; અને કદિ માનભંગ નહિ થયો હોય તોપણ તે ગુંચવાયો તો ખરો જ—કારણ કેટલાક માણસો એવી જડ પ્રકૃતિના હોય છે કે માનભંગની લાગણી જ તેમને હોતી નથી—એવી રીતે તે પોકળશંકરે વિદાયગીરી લીધી; જો કે તેમ કરતાં તે પોતાની ગરીબડી મૂછની દાદ લેવી ચૂકયા ન હોતા. વહાલા! એ ત્રણ મિનિટમાં તો છ વાર મૂછો આમળી.

ગભરામણમાંથી શુદ્ધિમાં આવતાં આવતાં મ્હોં મલકાવી હું બોલી કે,—'સ્નેહસાધક!'

'ખરેખર સ્નેહસાધક'—મારી સહીએ સામું કહ્યુંઃ 'અને ભલેને ચિતાકુમારી વરમાળ આરોપે ત્યાંસુધી સ્નેહની સાધના

કર્યાં જ કરે. એક જ વખતે ચાર જગ્યાએ તો ભાઇસાહેબે પોતાના પાસા ફેંકવા માંડ્યા છે. અને તે પણુ તેની વહુ બીચારી મરી ગઇ તેના સાત દહાડા તો પૂરા થયા નથી તેટલામાં. જેમ જેમ મહિના ઉપર મહિના ચડતા જાય છે તેમ તેમ ભાઇ-સાહેબ ઉમરમાં નાના ને નાના થતા જાય છે.'

'શું ! ખરેખર !' મેં કહ્યું; 'એ તો બાઈ મઝાની વાત ને જાણવા જેવી. અત્યાર સુધી તેં મને કેમ કહી નહી લુચ્ચી ! પણુ હવે તો એણે પોતાનું પાત્ર પસંદ કર્યું હશે એમ લાગે છે, અને એ—'

'ઈશ્વર એનું ભલું કરે બ્હેન !' મારી સહી વચમાં બોલી ઉઠી. 'જવા ઘો ને વાત; ફૂટે માથું ને કાઢે રાતું; આપણે શું?'

'કદિ રસ્તામાં સંતાઇ રહી એના પ્રેમપાત્રનું હરણુ પણ એ કરે, બા !'

'અને એનું પ્રેમપાત્ર એને ગુંગળાવીને સ્વધામ પણ પ્હોંચાડે !'

લોકોમાં વાત ચાલે છે એમ અધમમાં અધમ ઘોર કર્મ કરવાની એની મૂર્ખાઇમાં એ મચ્યો રહેશે તો રંગીએ કહ્યું એ બનવું અસંભવિત નથી.

ત્યારપછી અમારી રસમાં ચડેલી વાત પાછી ચલાવીને, મેં કહ્યું 'ત્યારે તું એમ કહે છેની કે આપણે સારૂ આપણી ચાલતી આવેલી રીત ઉત્તમમાં ઉત્તમ છે.'

'હા' રંગીએ કહ્યું, 'પણુ હું એમ નથી કહેતી કે રીતિ સર્વ વાતે પરિપૂર્ણ છે.—આ સૂર્યની દૃષ્ટિ નીચે ચાલતા વ્યવ-

હારમાં એક પણ વસ્તુ પરિપૂર્ણ નથી. આપણું જીવન અપૂર્ણતાથી વણેલું છે, અને અતીવ ઉચ્ચગ્રાહ ચિત્રમાં માત્ર આકારી, જાતને દુઃખી કરવી એના જેવી મૂર્ખાઈ એક પણ નથી.'

તેણે એક ક્ષણ વિરામ લીધો, અને સત્યનો ધ્વનિ કરતા તેના તત્વજ્ઞાનથી મારા મુખ ઉપર જે ગભરામણની છાયા પડી તે કંઈ થોડી નહોતી.

'હું એમ પણ કહીશ', તેણે એ પ્રમાણે આગળ વાત ચલાવી, 'કે આપણી જે સંસ્થા છે તે નીતિના તેમ જ ધર્મના દૃષ્ટિબિન્દુથી અત્યુત્તમ છે. કારણ, સાચું પૂછો તો, જેના ઉપર પ્રીતિ હોય તેને પરણવું, તેના કરતાં જેને પરણવું, એના ઉપર પ્રેમમય થવું એમાં વધારે કુલીનતા તેમ જ ઉદાત્તતા સમાયલી છે. આપણે બાળક હોઈયે છીયે ત્યારે આપણાં બીજાં બધાં ભાઈબહેનોની માફક આપણા પતિ પણ બાળક જ હોય છે અને તે જેવા હોય છે તેવાને પણ ધીમે ધીમે આપણે ચહાતાં અને પ્રીતિવશ થતાં શીખીએ છીએ. જેમ આપણાં માબાપને પેટે આપણે જન્મ લીધો તે વાર્તા સ્વીકારીએ છીએ તેવી જ રીતે આમાં પણ એમની પસંદગીને આપણે મૂગે મ્હોડે સ્વીકારવી જોઈએ. જેવું એકમાં તેવું બીજામાં. અને પ્રથમ વિષયમાં આપણાં માબાપે જાણે કે અજાણે કરેલી ભૂલો અને મૂર્ખાઈ બીજા વિષયમાં થયેલી ભૂલો અને મૂર્ખાઈ કરતાં ઓછી હાનિકારક નથી. અને બહેન, તમને ખબર છે કે આપણા લગ્નસમ્બન્ધ એક **કરાર** નથી પરન્તુ **પવિત્ર બન્ધન** છે.—જે બન્ધન અભેદ્ય છે, કદિ પણ ત્રુટિ શકે નહિ એવું છે. અને તે જ પવિત્ર બન્ધનથી સ્ત્રીપુરૂષ જોડાઈ યાવચ્ચન્દ્રદિવાકર અભેદ્ય-એક-બની રહે છે.'

'યાવચ્ચન્દ્રદિવાકર !' આશ્ચર્યથી ચકિત થઈ મારાથી બોલાઈ જવાયું. 'તેના પતિના મૃત્યુ **પછી** પણ ! ઠીક ! ત્યારે તો અસલની સ્ત્રીઓ કરતી હતી તેમ પત્નીએ પોતાના પતિ સાથે ચિતા ઉપર સતી થવું જોઇએ, એમ જ કહોની.'

'ના, ના !' મારી સખીએ કહ્યું, 'એ તો બાયલાપણું કહેવાય. સતીએ તો પોતાના પ્રાણાધાર માટે જગત્માં જીવી, મનને મારી, જ્યાંસુધી સ્વર્ગમાં તેને મળવાનો સદ્ભાગ્યનો દિવસ આવે ત્યાંસુધી પોતાના પ્રિય પતિના જીવના ઉદ્ધાર માટે ધર્મકર્મ કરતાં કરતાં દુઃખમાં દહાડા પૂરા કરવા જોઇએ. નહિ તો પછી, જે પદ્ધતિને આપણા રાજ્યકર્તાઓએ કેટલાંક બીજા કારણથી નિર્મૂલ કરી છે તે—પતિનું મસ્તક પોતાના પર્યંકમાં લઇ ચિતાપર્યંક ઉપર પોતાના દેહનો અન્ત આણવાની—આપણી પ્રાચીન પદ્ધતિ ખરેખર અનુકરણીય છે.'

'હં ! ત્યારે તો આપણી વિધવા બહેનો પુનર્લગ્ન ન કરે એમ કહેવામાં તારો આ હેતુ હશે નહિ ?'

'ખચિત જ : જો તેમને આપણો ધર્મ પાળવો હોય ને આપણી જ્ઞાતિમાં રહેવું હોય તો.'

'તેમ છતાં પણ બહેન રંગી ! દસ વર્ષની અંદર સૌભાગ્યનષ્ટ થયેલી **લાખો** કુમળી બાળાઓ, અને તેઓનાં નીરસ શુષ્ક ભવિષ્યવાળાં લાંબાં જીવનો, એ વિચાર ને એ ચિતાર હૃદયભેદક અને આપણને નીચું જોવડાવે એવા તને નથી લાગતા ?'

"ના, બહેન—લગારે નહિ. લાખો ના'તી ધોતી થયેલી કુમારિકાઓ અને સ્ત્રીઓને પતિની શોધમાં આમ તેમ ભટકતી

જોવી એ ચિત્ર જેટલું મર્મભેદક છે તથા આપણું નાક કાપે એવું છે તેટલું આ લગારે નથી લ્યો. કારણ, જ્યારે ઇચ્છાવર વરવાની છૂટ આપી ત્યારે કોણ એવું મૂર્ખ હોય કે પોતાના કોડ પૂરા કરે એવી મનમોહન મૂર્તિની વાટ ન જુવે! અને એમ વાટ જોતાં જોતાં સમો એવો આવે કે,—'ઘરડી ઘોડી લાલ લગામ.' કાં તો કોઇક ઘરડા ઠચ્ચરને પરણી દુઃખમાં દહાડા કહાડવા, અથવા પોતે કુમારી ડોસી થઇ, કજળતે કાળજે શોકમાં ઝુરી ઝુરીને મરવું. હવે કરો તુલના. એક પક્ષે ડામાડોળ ડોલતી સમાજનાં અવ્યવસ્થિત તત્વોનો ત્રાસ, અને ઇતર પક્ષે, શાંતિ તેમ જ સંતોષમાંથી ઉપજતું આત્યંતિક સુખ—કારણ તે કદાચિત્ ઉત્તમ નહિ તો સામાન્ય પણ દૃઢ કરેલી વ્યવસ્થાનો પરિણામ છે,—અને—...પણ એ બધાનો આધાર તમારી દૃષ્ટિ ઉપર છે કમલા બહેન...જેવી રીતે જુવો તેવું દેખોઃ—મેં પ્રથમથી જ નથી કહ્યું કે ઉજળું એટલું દૂધ નથી હોતું.'

હું તો નિરૂત્તર જ બની ગઇ.

'અને આપણા વિશાલ પ્રદેશમાં, કરોડો સ્ત્રીઓની વસ્તીમાં કંઇ લાખ બે લાખ તે ગણત્રીમાં છે?' તેણે આગળ ચલાવ્યું.

હું તો સર્વ રીતે ખશીયાણી પડી ગઈ. અને 'કેલવણી મળી એટલે પરવાર્યાં' એ સિદ્ધાંત **સત્ય** નથી, કિન્તુ **અસત્ય** છે એમ મારી ખાત્રી થઈ. ગાડું ભરી ચોપડીયો વાંચ્યાથી જે ન સૂઝે તે માત્ર નિરીક્ષણપૂર્વક વિચાર કર્યાથી સૂઝે છે અને બુદ્ધિ પણ તે જ રીતે ખીલે છે એમ નિશ્ચય થયો.

હજી પણ જે પ્રશ્ન પૂછી મેં મારી શાણી સહીયરને રસભર વાતે ચડાવી હતી તે પ્રશ્નનું સમાધાન ન થયું એટલું મારા મનમાં ખૂંચતું હતું.

તેથી મેં કહ્યું કે,—'વારૂ પણ રંગી, તું કહે છે એ બધું ખરૂં છે એમ માનીયે, તોપણ એ બીચારી નવજુવાન બાળાઓએ પોતાનો વેશ શામાટે ઉતારવો જોઈએ ? તથા ભૂખે મરી કંગાલ જીવન ગાળવાનું કંઈ કારણ ? શું પોતાની જીવતી પ્રિયાના એવા દુઃખમય જીવનથી તેના પતિના સદ્ગત જીવને સુખ થતું હશે ! કે પછી સંસારની વિષયલાલસામાં બૂડી વિધવાઓ અનાચાર ન કરે એટલા સારૂ આએ તે એક યુક્તિ આપણા ઋષિઓએ શોધી કહાડી હશે ? તારા કાળા ભમર કેશથી તું કેવી સુન્દર દેખાતી હતી રંગી ! જાણે સ્વર્ગની અપ્સરા. અરે ભૂંડી ! તને વળી વેશ ઉતરાવવાનું કયાંથી સૂઝયું ?'

'જાઓ ! જાઓ !' મારી સખીએ લગાર ઠપકાભરેલી આંખ કરી મને કહ્યું,—'એ બધું તમારી પેલી અડપલીયાળી જીભવાળાઓનું નવું વણી કહાડેલું ટાપટીપીયું તર્કશાસ્ત્ર. સ્ત્રીના કેશને ને [1]વેશને થોડો જ **પોતાના પ્રેમાર્દ્ર અન્તઃકરણની પવિત્રતા સાથે સંબંધ છે** ! જેનું મન રંજન કરવા સારૂ આ કેશ અને વેશ છે તે પોતાનો મનનો માનીતો પતિ તો ગયો, પછી બળ્યા એ કેશ અને જળ્યો એ વેશ. એ તે શા કામનાં બહેન ? એણે તો પછી પોતાના પ્રિયપતિની ખાતર અને તેની આબરૂની ખાતર ધર્મમય જીવન નભાવવું જોઇએ.' એટલું બોલતામાં તો તેની સુન્દર આંખમાં ઝળઝળીયાં ભરાઈ

---

૧. અલંકાર વસ્ત્ર વિગેરેથી આણેલું ઉપર ઉપરનું કૃત્રિમ સૌંદર્ય.

આવ્યાં--'**પત્નીને પોતાના પ્રિય પતિને અભાવે રૂપ કે અલંકારની ચિંતા શી?**[૧] મારૂં જો ચાલે તો મારૂં સ્વરૂપ પણ વિરૂપ કરૂં, જેમ મારા ચોટલાનું ને દરદાગીનાનું કર્યું છે તેમ! પણ શું કરૂં? ઇશ્વરના ઘરનું આપેલું રૂપ તેમાં હુ અભાગિની રજ પણ ફેરફાર કરી શકતી નથી. મારા ગયા જનમનાં કર્યાં પાપે મને શાપી છે તે આ કલંક[૨] મારે અચાલ્યે પણ વેઠવું પડે છે. જો એ કલંક ન હોત તો મને મારૂં જીવન સુખના સંચય સમાન નીવડત. તેમ જ--જે **મારા લાડકડા વ્હાલાને કદિ ઓળખ્યા પણ નથી, છતાં થોડા સમયમાં તેમને ઓળખીશ ને સ્વર્ગમાં ભેટીશ એ સદ્ભાગ્યની પૂરી આશા છે તેવા--મારા પતિ પ્રતિનો મારો ધર્મ બજાવી એક નિષ્ઠાથી તેની ભકિત કરવાનું અનુપમ સુખ મળત, તે પણ ત્યારે જ.**'

છેલ્લા શબ્દો બોલતાં બોલતાં તો તે ગળગળી થઈ ગઈ. તેને બહુ જ લાગી ગયું અને આંખમાંથી દડદડ દડદડ આંસુની અસ્ખલિત ધારા ચાલી. એની અસર સામે હુ પણ ટકી શકી નહિ. ખરેખર! ધર્મ અને ભકિતસંબંધમાં મારી શાણી સખીના ઉચ્ચગ્રાહમાં કંઇક અતકર્ય પ્રતાપ અને પ્રભાવ

---

૧. સ્ત્રીના શૃંગાર તેમ જ સૌન્દર્ય આદિનો ભોગી તેનો પતિ છે. તથા સ્ત્રીએ સારાં સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી મનહરણ કરવાનું છે તે પોતાના પતિનું, જગતનું નહિ. તે પતિ ગત થાય ત્યારપછી સ્ત્રીને વસ્ત્રાલંકાર સંબંધે દરકાર કે વિચાર સરખો કરવા જરૂર નથી એવો ભાવાર્થ છે.

૨. સૌન્દર્યનો ભોગી જે પોતાનો સ્વામી તેનું પરલોકગમન થયા છતાં પોતાનું સ્વાભાવિક સૌન્દર્ય નષ્ટ કરવાની અશકિતરૂપી કલંક.

છે એમાં તો શંકા જ નથી. **"પોતાના પ્રિય પતિને અભાવે રૂપ કે અલંકારની પત્નીને ચિંતા શી!"** વ્હાલા! આ શબ્દોમાં નિર્મલ પ્રીતિ અને અચલ ભક્તિની પરિસીમા જ આવી ગઈ હોં!

પછી તે થોડીક જ વાર બેઠી અને 'વહેલી પાછી આવીશ' એમ વચન આપી ગઈ. પણ તેણે ભાગ્યે જ આપણો ખાંચો ઓળંગ્યો હશે તેટલામાં તો કંઈંક આશ્ચર્યથી અને કંઈંક સંતાપથી સમીપમાં જ કંઈ વિલક્ષણ શોરબકોર સાંભળ્યો.— બે પરિચિત સ્વરનો ભેળશેળ ધ્વનિ કાને પડ્યો. તેમાં એક તીણો હતો અને બીજો કઠોર હતો. અને એમ ભાસ થયો કે શબ્દ તેમ જ પ્રહારની સારી વહેંચણી થઇ હતી.

આ લાંબા ટાહ્યલાવાળા કાગળના આરંભમાં જે કોહ્યડો મેં લખ્યો છે તે અહિંયાં લગાડવાનો છે.

વ્હાલા! આ કોહ્યડો છોડીને તેનું ઉત્તર તમારા હવે પછીના પત્રમાં લખજો, અને ઇનામમાં તમારે જે જોઇએ તે આપવા તમારી વ્હાલી તૈયાર છે.

# પત્ર ૬.

પરમપ્રિય,

આજના સમાચાર જાણવા જેવા છે; તેમ જ તે આનંદદાયક પણ છે. પેલી ચંચળનું ચોકઠું એ લોકોએ બેસાડયું છે— પેલા મોટા માણસના છોકરા સાથે. તેને પહેરામણીમાં રુપીયા ત્રણ હજાર પડ્યા છે, અને વિશેષમાં એ રૂપીયાથી ત્રમણું મોંઘું એવું કન્યારત્ન. બંનેના-વરવધૂના-જન્માક્ષર પણ બરોબર મળતા આવ્યા છે'—જ્યારે અન્ય સર્વ વસ્તુ અનુકૂળ નીવડે છે ત્યારે જન્માક્ષર ક્યાં નથી મળતા આવતા જે?

પોતાની પૌત્રીને પોતાના જીવતાં પરણાવવાનો લ્હાવો મળશે એમ વિચારી તે બુઢા દાદા મનમાં રાજી રાજી થઈ ગયા છે. હવે એમનો જીવ નીરાંતે જશે. અને અવગતિ નહિ થાય. એએક અઠવાડીયાંમાં લગ્નનું મુહૂર્ત લેવાશે.

બહેન રંગીના તત્વજ્ઞાનના ભણકારા હજી પણ મારા કાનમાં વાગ્યા કરે છે. તેના સિદ્ધાંતો, તે કહે છે તે સમયે સબલ જણાય છે. તો પણ આપણી છોકરીયોનાં ને તેમાં ખાસ કરીને આપણી બ્રાહ્મણ જ્ઞાતિની છોકરીયોનાં—ઉંમરે આવ્યા પહેલાં લગ્ન કરવાની રૂઢિ મને બહુ ગુંચવણભરેલી લાગે છે. '**લગ્ન**' શબ્દથી સૂચવાતો પવિત્ર સંબંધ બન્ધ થઈ ગયો છે, અને હવે તો તેને સ્થાને '**કન્યા-વિક્રય**' જ થાય છે. જેની પાસે [1]કનક હોય તે કાન્તા લે; હજીસુધી **લીલા**નું કંઈ પણ નક્કી થયું નથી. તેને બીચારીને અગીયારમું વર્ષ હજી હમણાં બેઠું એટલામાં આપણી આખી બ્રહ્મપોળમાં એક પણ

---

૧ સોનું. જેની પાસે પૈસો વધારે હોય તેને કન્યા મળે.

ઘર એવું નહિ મળે કે લીલાનું નામ ચવાતું નહિં હોય, કે એના સબંધી ચિકિત્સા નહિ થતી હોય. અને નવરા ધાલમેલીયા લોકો,–‘ આવડી મોટી બાયડી જેવી થઇ તોપણ લગ્ન નથી કર્યાં; એ તે શું ભાઈ!’ ‘ અરે એને તો વીસ વર્ષની કરશે!’; ‘ સ્વયંવર કરવાનો છે સ્વયંવર ’; ‘ એ તો ઇચ્છાવર વરવાની છે ઇચ્છાવર ’; ‘ એનું નામ તે સુધારાવાળા; જાણે એમના બાપદાદા મૂર્ખ હતા અને એ જ ડાહ્યા ’ વિગેરે કહી લીલાના બાપને પૂઠે વગોવવામાં .બાકી રાખતા નથી. તેનો બાપ બીચારો જરી સુધારાના મતનો છે, એ કયાં તમારૂં અજાણ્યું છે? વર બાલક જ હોય ને ભવિષ્યમાં કેવો નીવડશે એ કલ્પી ન શકાય એવી સ્થિતિમાં લાકડે માંકડું વળગાડી પોતાની પ્રાણ સમાન પુત્રીનું ભાગ્ય ગમે એવા સાથે જડવું એને ગમતું નથી. ગયે શુક્રવારે એક જણે એને એક મોટે અમલદાર બતાવ્યો જે વનમાં[1] જવાની તયારીમાં છે; પહેલી વહુથી પાંચ છોકરાંનો તે પિતા છે પણ પૈસે તાજો અને તર છે; તે વખતે તો ખરે લીલાના બાપને બહુ જ ઝાંઝ ચડી હોય એમ લાગ્યું. વળી કેટલા બધા તો એની દયા ખાય છે! કારણ તેઓના માનવા અને કહેવા પ્રમાણે ‘ એણે આવું સારૂં ઘર, અને આવો રૂડો વર હાથમાંથી જવા દીધાં!’

ખરેખર! મને તો એમ થાય છે કે, ‘ સોળમું વર્ષ પૂરૂં

---

૧ ‘ વનમાં જવું ’ એ શબ્દ ઉંમર સબંધમાં વપરાય છે ત્યારે એનો અર્થ, ‘ પચાસ વર્ષ ઉપરની ઉમરનો ’ એમ થાય છે. એકાવન, બાવન એ વન કહેવાય; વાનપ્રસ્થાશ્રમને યોગ્ય વય પણ બહુ કરીને આ જ ગણાય છે.

'થયા પહેલાં કોઈ કન્યાનો વિવાહ[1] કરવો નહિ. તેમ જ વીસ વર્ષની અંદરની કન્યાને પચ્ચાસ વર્ષ ઉપરના વર સાથે પરણાવવી નહિ' એવો એક કાયદો જ શામાટે ન પસાર થવો જોઈએ? થોડા દિવસ ઉપર આપે મને વાતમાં ને વાતમાં કહ્યું હતું કે, 'આપણા સામાજિક અને ધાર્મિક વિષયોમાં વચ્ચે પડવું નહિ'—એવી આપણા રાજ્યકર્તાઓની રાજનીતિ છે, તે મારા લક્ષમાં છે. પરન્તુ એ નિયમ હમેશાં પળાતો હોય એમ જણાતું નથી. કારણ રાજ્યકર્તાઓની મરજીમાં આવે છે ત્યારે તો તે આપણા સમાજિક તેમ જ ધાર્મિક વિષયોમાં પણ માથું મારે છે. વળી વિશેષમાં આપે જણાવ્યું હતું કે, આવા કાયદામાંથી યુક્તિ કરી લોકો છટકી જાય ને પોતાનું જ ધાર્યું કરે; અને વસ્તુતઃ કેટલાએક દીર્ઘદર્શીઓએ એવો કાયદો ઘડવા પ્રયત્ન કર્યો હતો, પણ માંહ્ય બધો ગોટાળો કરી નાંખ્યો. તમારા બધા કાયદાની ખૂંચખાંચ સમજવા જેટલી મારી શકિત નથી એ મારી ખાતરી છે; પરન્તુ તે સાથે આટલું પણ ખરૂં છે કે એ સંસ્થામાં કોઇક સ્થળે હાનિકારક રોગ છે, ને તે રોગને નિર્મૂલ કરવા નેપાળાના રેચની જરુર છે.

અત્ર જ વિરામીશ. કારણ જો એક પંક્તિ વિશેષ લખીશ તો મને ભય લાગે છે કે મને પાછું હમેશનું ભૂત આવશે. આવતી કાલ પત્ર નહિ લખું. **આવતી કાલે**! હા! આટલા બધા દિવસોમાં **આવતી કાલે** જ,—અરેરે! તમારો વિયોગ આ અભાગિનીને બહુ જ સાલશે, ને રજ પણ ચેન પડવા નહિ દે.

---

૧ આ વાકયના બે અર્થ હોય એમ જણાય છે કેઃ—જે જ્ઞાતિમાં વરકન્યાની સગાઇ થયા પછીથી લગ્ન થતા સુધીમાં ફેરફાર થઇ શકે છે તે જ્ઞાતિઓમાં સોળ વર્ષ સુધી તેનાં લગ્ન કરવાં નહિ. પરંતુ જે જ્ઞાતિઓમાં આ સગાઇ અથવા વિવાહ એ જ લગ્ન ગણાતું હોય ત્યાં સોળ વષ સુધી સગાઈ કરવી નહિ.

પ્રિયતમ,

માણેકનાં કંકણ પ્રેમપૂર્વક આશીર્વાદસહ પાઠવી આપે કેટલી બધી કૃપા દર્શાવી છે!—તમારા કાર્યના વ્યવસાયમાં મારે વિષે આટલી બધી કાળજી! મારો જન્મદિવસ સ્મરણમાં રાખવાનો શ્રમ! અને તે લક્ષ્યમાં રાખી અત્રેથી જ એ કંકણ ખરીદીને લઈ ગયા છતાં મને તે સંબંધે સહેજ ઈસારો પણ કર્યો નહિ! અહોહો! પ્રાણવલ્લભ, માત્ર પત્રથી જ ઉપકાર માનવાને સટે મુખથી અને હૃદયથી હું તમને કેવો બદલો આપત?—જો તમે અહિંયાં હોત તો. હા! જો અહિયાં હોત તો!

પ્રિયપતિ! તમારો વિરહ મારૂં કાળજું કોરી ખાય છે, અને તમારી કલ્પનાશીલ કાન્તા ઉપરની તમારી સત્તા એથી પણ અધિક અસહ્ય છે. જો આ હૃદય, આ લેખિનીદ્વારા આ પત્ર ઉપર આરોપી શકાતું હોય, તો કેટલી શાંતિ વળે! પણ નહિ! હું તમારી આજ્ઞા બરોબર પાળીશઃ રખેને મારા કલ્પનાતરંગની લગામ ઢીલી મૂકતાં, મારૂં ચિત્ત ખશી જાય, જેથી આપણા પરસ્પરના પ્રેમમાં કદાચિત વિઘ્ન આવે.

ગઈ કાલનો ઉત્સવ બહુ જ રમણીય નીવડયો હતો. આમંત્રેલી સર્વ સન્નારીઓએ આવીને માન અને શોભામાં વૃદ્ધિ કરી. માત્ર ભારતી જ આવી ન હતી. તેનો પતિ થોડા સમય ઉપર બીજી વાર પરણ્યો ત્યારથી તે કોઈપણ ઉત્સવમાં ભાગ લેતી નથી. ગરબાની ગમત પણ ઠીક જામી હતી. તેમાં ખાસ કરીને આપણા 'રેજીસ્ટ્રાર'ની પ્રવીણ પુત્રીઓ એવા તો મનહર અને મધુર સ્વરથી ગાતી હતી કે લાજની મારી અપ્સરા-

ઓએ જળશય્યા[૧] કરી. મને થયું કે તમારો પેલો ધૂમ્રપાન કરનારો મિત્ર હોત તો ઠીક થાત; કારણ કન્યાઓની કેલવણી અને ગીત ગાવાની કલાનો તેને સ્વપ્ને પણ સારો વિચાર થતો નથી. મારી ખાતરી છે કે વ્હાલસોઇ બહેનોના જોડાનું વખાણ કર્યા વગર તે રહેત નહિ.

પેલા પોકળશંકરની ઉદ્ધતાઈ મારી આંખ આગળ તરતી હતી, એટલે છેલ્લે બારણે આપણા ભૈયા જોરાવરસિંહને બેસાડ્યો હતો જેથી કોઈ અટકચાળો અંદર આવી રંગમાં ભંગ કરે નહિ.

લોકો તો કહેતા હતા કે તમારા અતિશયોકિતનિપુણ[૨] મિત્રની બહેન પરણવા સારૂં 'વિધવાવિશ્રામ'માં ગઈ છે. પણ એ વાત તદ્દન ખોટી જ છે એમ જણાય છે. ગઇ કાલે જ તેની મા સાથે તે આપણે ત્યાં આવી હતી.

ગરીબ બાચારી, હજી તો એના દાંત દૂધીયા છે તેટલામાં એનો જન્મારો બળી ગયો જોઈ છાતી ફાટી જાય છે; અને મૂઆ લોકો એનો કેડો છોડતા જ નથી કારણ કે તે ખૂણો સેવતી નથી ને પ્રત્યેક ઉત્સવમાં જાય છે. વળી તેણે વેશ ઉતરાવવા ના પાડી છે તેથી તેના કાળા કેશ જોઇને જૂના વિચારના લોકોની આંખમાં તો જાણે મરચાં પડ્યાં હોય તેમ તેઓ ઉલટે છે.

---

૧ જળશાયી કરવી એટલે પાણીમાં પડતું મૂકી મરી જવું. અપ્સરાઓ ઘણે ભાગે પાણીમાં વસે છે ને ક્રીડા કરે છે તથા સંગીત અને નૃત્યકલામાં અતિ કુશલ હોય છે એમ પ્રાચીનકાલથી મનાય છે. અહિં એવી કલ્પના કરવામાં આવી છે કે પૃથ્વી ઉપરની માનુષી કન્યાઓએ એવા મધુર સ્વરથી ગાયું કે સ્વર્ગમાં રમતી વસતી અપ્સરાઓ શરમાઇ ગઇ ને તેથી જળમાં ડુબી મરવાનું તેમણે ઉચિત ધાર્યું.

૨ હોય તેથી વધારે બોલવામાં—બડાશ મારવામાં—નિપુણ.

વ્હાલા, જ્યારે સૌભાગ્યવતી મધુકલિકા પીપળાની પ્રદક્ષિણા કરતી કરતી વર[1] માગતી ત્યારે તમે એ વિચારને હસી કહાડતા એ સ્મરણમાં છે? તે વિચારને તમે મૂર્ખાઈની મૂર્ત્તિ અને વહેમનું પૂતળું અથવા એથી પણ વધારે ખરાબ નામ આપતા હતા. પણ હવે શું કહેશો? તેને દહાડા પૂરા થવા આવ્યા હોવાથી તે પોતાની બહેનને ઘેર આવી રહી છે, અને બેએક મહિનામાં તો તેને ઓરડો સેવવો પડશે.

હજી પણ મને થાક અને સુસ્તી દાખવે છે—કાલે આખી રાત વિચારમાં અને સ્વપ્નમાં ગાળી તેની અસર—સર્વ સુખકર પરન્તુ પરિણામે દુઃખકર અને નિરાશાજનક.

---

૧ વરદાન, અર્થાત અહિંયાં પુત્ર.

## પત્ર ૮.

**રસિક પતિ,**

નદી કિનારે આજ સવારે કેવી રમણીય લીલા થઈ રહી હતી. આવડા મોટા સૂર્યને, રાહુ લગભગ આખો ને આખો ગળી ગયો, એટલે સૂર્ય નગ્ન અને નિર્બલ બની ગયો, અને દિવસે, ચંદનીવાળી રજનીનું કોમલ સ્વરૂપ ધારણ કર્યું. સર્વ ગંભીર અને ભયાનક દેખાતું હતું તથા નાસ્તિકમાં નાસ્તિક મન ઉપર પણ આશ્ચર્ય અને પ્રશંસાની છાપ પડ્યા વગર નહિ રહી હોય.

આ ગ્રહણનો અર્થ રૂઢી આમ કરે છે કે;—[1]પ્રકાશનાં રાજા-રાણીયે પાપ કરેલું હોવાથી જગત્કર્તાએ, શિક્ષા તરીકે તે રાજા-રાણીને વર્ષમાં અમુક અમુક અંતરે દંશ દઈ દઈ દુઃખ દેવા એ સર્પોને આજ્ઞા કરી છે, તેથી ગ્રહણ થાય છે. તમારા ખગોલ-

---

૧ ગ્રહણ સંબંધી આ પત્રમાં જણાવેલી રૂઢીવાર્તા મદ્રાસ તરફ પ્રચલિત હશે; પરંતુ આપણા ગુજરાત તરફ જુદી જ આખ્યાયિકા ચાલે છે. સમુદ્રમંથનમાંથી અમૃત નિઃસર્યું તેનું પાન દેવોને જ માત્ર ગુપ્તપણે કરાવવામાં આવતું હતું તે સમયે રાહુ દેવશરીર ધારણ કરી દેવો વચ્ચે આવી બેઠો. તે વેશધારી રાહુને દેવ ગણી લઇ તેને પણ અમૃત આપ્યું ને તે, તે રાહુએ મહોમાં પણ મૂક્યું. એટલામાં સૂર્ય–ચન્દ્રે તેને પરખી કહાડી પ્રસિદ્ધ કર્યો; તેથી નારાયણે રાહુ ઉપર ચક્ર ફેંક્યું. ચક્ર, રાહુના શરીરને વાગે એ પહેલાં અમૃત કંઠ-સુધી પહોંચી ગયું હતું. રાહુના કંઠથી નીચે અમૃત ઉતરે તે પહેલાં તો તે ચક્રથી તેનો શિરચ્છેદ થયો, અને ધડ, અને મસ્તક જૂદાં પડયાં. તેમાંના ધડને ‘ કેતુ ’ કહે છે. અમૃતથી અમર બનેલું મસ્તક ‘ રાહુ ’ નામના ગ્રહ તરીકે પ્રખ્યાત છે. પોતાના છલને પ્રકાશમાં લાવી રંગમાં ભંગ કરનાર સૂર્ય–ચન્દ્ર છે એ જાણી વૈરબુદ્ધિથી રાહુ પ્રસંગે પ્રસંગે સૂર્ય–ચન્દ્રને પીડા કરે છે તેનું નામ ગ્રહણ એવી આપણા ગુજરાતમાં બહુ ભાગે સમજ છે.

શાસ્ત્રમાં જેને 'છાયા' કહો છો તેની ઉત્પ્રેક્ષા બનાવી કદાચિત્ 'સર્પ' નામ આપ્યું હશે. પણ મને એમ લાગ્યું કે એ ઉભય સ્પષ્ટીકરણ અને સત્યની વચ્ચે આભ અને જમીન જેટલું અંતર છે. અને કંઈક સહજ જ સત્ય વસ્તુ મારા મગજમાં વિદ્યુત્‌ના ચમકારા માફક ઝળકી ઉઠી.

શું એ સત્ય તમારા આગળ પ્રકટ કરૂં ? તમે મને હસી કહાડશો અને 'કલ્પનાશીલ કુમારી'[૧] શબ્દથી મને સંબોધવામાં તમને પુષ્ટિ મળશે એટલી જ ભીતિ છે. મને તો એમ લાગે છે કે **પ્રેમ—અનંગ**[૨]—ના માર્દવજનક[૩] ગ્રસનશીલ[૪]

---

૧ કલ્પનાશીલ=જેનો સ્વભાવ અનેક પ્રકારના ખરા ખોટા તર્ક અને કલ્પનાઓ કરવાનો છે તે. આવાં માણસો વારંવાર સહજ સહજમાં પોતાની પ્રિયવસ્તુ સંબંધી કંઈ કંઈ તર્કો ઉઠાવી મિથ્યા સુખદુઃખ સેવે છે. 'કુમારી' શબ્દ લાટમાં વપરાતો શબ્દ છે; પ્રેમમાં મુગ્ધ મનુષ્યો ગમે એવી પ્રૌઢ કે વૃદ્ધ વયના હોય છે છતાં પણ આવા સ્નેહસૂચક શબ્દો વાપરે છે, એ સુવિદિત છે.

૨ અનંગ=અંગ વગરનો; કામદેવ જે પ્રેમનો અધિષ્ઠાતા ગણાય છે તેને શિવજીએ બાળી ભસ્મ કર્યો ત્યારથી તે 'અનંગ' એટલે અંગવગરનો કહેવાય છે; એ અંગ વગરનો હોવાથી પામર પ્રાણીના શરીરમાં પ્રવેશ કરતાં તેને મુશ્કેલી પડતી નથી.

૩ મૃદુતા, કોમળતા ઉત્પન્ન કરનાર. પ્રકૃતિથી જ સ્ત્રીમાં કોમલતાએ અને કોમલ ગુણોએ વાસ કરેલો હોય છે. તે કોમલ ગુણો જેવા કે પ્રીતિ, દયા, નમ્રતા, વિગેરે.

૪ ગળી જવાના સ્વભાવવાળી. સ્ત્રીપુરૂષો પોતાના પ્રીતિપાત્ર મનુષ્યના વિચારમાં ને વિચારમાં એવાં તો લીન થઇ જાય છે કે તેટલો સમય પોતાની જાતને ભૂલી જાય છે. આવે પ્રસંગે તેનું પ્રીતિપાત્ર તે વિચાર કરનારને ગળી ગયું એમ કહી શકાય. પ્રેમનો પ્રભાવ એટલો બધો છે કે પ્રીતિમાં પડેલ પ્રાણી સાનભાન ભૂલી જઇ પોતાના પ્રેમપાત્રના ધ્યાનમાં જ એકતાર થઇ જઈ પોતાના અસ્તિત્વને ભૂલી જાય છે—અન્યરૂપ થઇ જાય છે, એમ ભાવાર્થ છે.

પ્રભાવની જ ઉત્પ્રેક્ષા બનાવવા એ 'સર્પ' તેમ જ 'છાયા' શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પ્રીતિબન્ધનથી બન્ધાયલાં સ્ત્રીપુરુષો, એકબીજાને ગળી નથી જતાં ?—પરસ્પરમાં તલ્લીન થઇ નથી રહેતાં શું ? અને તે જ પ્રમાણે, આવા સુખકર સમાગમનો પ્રસંગ કવચિત્ જ આવે છે (—તે વખતે જેટલો લાભ લીધો તેટલો થોડો) એ વિચારે પ્રેરેલા ઉત્સાહથી પ્રકાશનો રાજા પોતાની રાણીનું, અને રાણી રાજાનું ગ્રસન શામાટે ના કરે ?

જ્યારે જ્યારે કોઇ પણ ભવ્ય અને દિવ્ય દેખાવ મારી નજરે પડે છે ત્યારે ત્યારે મારા વિચાર સ્વાભાવિક રીતિએ તમારા તરફ વળે છે. તેમ આ પ્રસંગમાં પણ તમારા તરફ જ વળ્યા. મારા મગજમાં વિચારો ઉભરાવા લાગ્યા કે માનવીઓનો ગર્વિષ્ટ અને પ્રચંડ નિયન્તા પણ સ્ત્રીઓના ગ્રસનશીલ પ્રેમ આગળ કેવો નરમ પાણી પાણી થઈ જાય છે ! તેમ થવાનું કારણ આપ કલ્પી શકો છો ? કારણ, વ્હાલા ! આટલું જ કે—વસ્તુતઃ **'સ્ત્રી પ્રેમ–પ્રેમ–અને–પ્રેમ જ છે, અન્ય કંઈ નથી.'**

**સ્ત્રી એ પરમપવિત્ર પ્રેમનો જીવનો ઝરો છે.** તે ધીમે ધીમે પુરુષને પોતાના રસમાં ગ્રસ્ત કરે છે–ડૂબાડી અદૃશ્ય કરી લે છે; અને તેમ કરતાં કરતાં તેનામાં દિવ્ય પ્રેમાગ્નિનો અંશ મૂકી દે છે, તથા તે અંશથી પ્રકાશતા પુરુષને બહાર કહાડે છે. તે અંશ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ તે પેલા પુરુષને વધારે અને વધારે મહાન્ અને સત્તાવાન્ બનાવતો જાય છે.[૧]

---

૧ લગ્નથી પુરુષ સ્ત્રીપાસેથી પ્રેમની શિક્ષા લે છે. પ્રથમ તો સ્ત્રી, પતિને વશ વર્તી, તેને પોતાને વશ કરી લઈ, તેના હૃદયમાં પ્રીતિનો અંશ મૂકે છે. ત્યારપછી થોડેક સમયે તે પુરુષમાં રહેલ પ્રેમનો અંશ વિસ્તરે છે તેમ તેમ તે વધારે વધારે સંબંધીઓ ઉપર પ્રીતિ બતાવી સુખદુઃખમાં ભાગ લે છે ને ઉપયોગી થાય છે. એમ કરતાં કરતાં ઉત્તરોત્તર 'આખી વસુન્ધરાને કુટુમ્બવત્ ગણી તે પ્રમાણે વર્તે છે.

આજ સવારે પણ હું એટલી બધી નરમ હતી કે મેં એક ધુમાયલા [1]કાચનો કકડો હાથમાં રાખી ઘેર જ રહેવાનો નિશ્ચય કર્યો હતો. એ ધુમાયલા કાચનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. પ્રયોગ કરતાં કરતાં આખો કાચ ભાગી ભૂકો થયો ત્યારે મહા મહા મહેનતે ને મહા ચતુરાઇએ ધુમાયલા કાચનો એક કટકો મારી પાસે રહેવા પામ્યો. મારાં માતાપિતાએ, ગાડીમાં બેશી દરિયા કિનારે ફરવા જવાનું ઠરાવ્યું. ભલાં બીચારાંએ કદિ એમ ધાર્યું હશે કે એથી મને કંઇક ચેન પડશે. આનન્દ-પટમાં અન્તર્હિત, અદૃશ્ય, અન્તર્ગત શોક એથી તો ઉલટે વધશે એ વિચાર ભાગ્યે જ એઓને આવ્યો હશે.[2] મને આશ્ચર્ય થાય છે કે તેમની યુવાનીમાં તેમને આવો વારાફેરાનો, પ્રેમની કસોટી કરે એવો સમય જ નહિ આવ્યો હોય! તેમનો ગૃહસ્થાશ્રમ શું નિઃસ્વન[3] વ્હેતા જલનો એક સરલ પ્રવાહ—વ્હેળો—હશે કે જેનાં પાણી કદિ પણ આડાં અવળાં નહિ વહ્યાં હોય? અને જેમાં ભંગ કે વિચ્છેદને અવકાશ જ નહિ રહ્યો હોય?

---

૧ સૂર્યનું તેજ એટલું પ્રચંડ હોય છે કે તેના સામું જોઈ શકાતું નથી. ગ્રહણ સમયે પણ સૂર્યસામું જોતાં આંખે ઝાંખ વળે છે. પારદર્શક કાચને દીવા ઉપર ધરી રાખ્યાથી દીવાની મેંશ કાચ ઉપર વળગે છે. એવા ધુમાયલા કાચથી વગરહરકતે સૂર્યનું દર્શન થઇ શકે છે.

૨ માબાપની મર્યાદા સાચવવાને તથા તેમને શોક ન થવા દેવા સારૂ બાહ્યાકારે હસતું મ્હોડું રાખે, પરન્તુ અન્તઃકરણમાં વિરહાગ્નિ બળતો હોય તે પોતાની સમોવડી સહીયરોનું સુખ જોઇ અધિક જોરથી બળે.

૩ કંઇ પણ ઘોંઘાટવગરનો; ક્લેશ—કંકાસવગરનો.

દરિયા કિનારા પાસે પછી ભીડમાં ચાલવા માંડયું. તે વખતનો દેખાવ ખરેખર ભવ્યતાની છાયા પાડે એવો હતો. ઘુઘવાટો કરતાં ઉછળતાં આવતાં મોજાંની છોળો જોરથી કિનારા સાથે અથડાતી હતી; આવા પવિત્ર સમયે રત્નાકરનાં પાવક જલમાં સ્નાન કરી, પાપ ધોવા તથા પવિત્ર થવા સારુ, મોજાંને ચીરી અન્દર જવાની જે સ્ત્રીપુરુષોએ હિંમત ધરી હતી કે તૈયારી કરી હતી, તે સ્ત્રીપુરુષોને ઘસડી જવાનો આ વિકરાલ દરીયાઇ ઘોડાએ નિશ્ચય કર્યો હોયની શું ! એમ લાગતું હતું.

લોકોની ભીડ એટલી બધી હતી કે ઉત્તરથી દક્ષિણ સુધી આશરે એક માઇલ જેટલા પટમાં તો કીડીને ચાલવા જેટલી પણ જગ્યા ન હોતી. પણ તેમાં માણસોની સંખ્યા કેટલા હજારની હતી, અને તેમાં કેટલા ના'વા સારુ આવ્યા હતા, અને કેટલા માત્ર લીલા જોઈ ગમત મેળવવા આવ્યા હતા, તેની કોને ખબર ? દૂર કિનારા ઉપર એક છબી પાડનારને ઘણી મહેનત તથા મુશ્કેલીથી પોતાનું યન્ત્ર અને ઘોડી લઈને ઉભો રહેલો દીઠો. ઠેકાણે ઠેકાણે લાંબી લાકડીયો ઉપર ચોડેલાં રમકડાં દેખાતાં હતાં અને તે રમકડાં ઝાલનારાનાં મો'ડાં ભીડમાં અદૃશ્ય થયેલાં હતા. પગલે પગલે ભીખારી ને ભિક્ષુક તો ખરા જ;— કોઈ બેઠેલા, કોઈ આમ તેમ ભટકતા, કોઈ ગાતા અને કોઈ ઘંટા વગાડતા હતા. પશ્ચિમ તરફ ફરી એટલે બે ઇંગ્રેજ સ્વારો એક બીજાની અડોઅડ ઘોડા કુદાવતા વાર્તાવિનોદ કરતા કરતા આવતા હતા. તેઓ કવચિત્ અટકી જતા, કવચિત્ ઘોડાને આમ તેમ વાળતા ને દોડાવતા ને કવચિત્ ઘોડાને ગેલ કરાવતા ને નચાવતા હતા. તે બે સ્વારોમાં એક સ્ત્રી હતી એમ અટ-

કળ કરતાં મને બહુ મુશ્કેલી પડી નહિ. તે વખતે તેના સ્વર્ગીય સુખસાથે માત્ર વિરહ-દુ:ખની તુલના કરતાં મને મૂર્છા આવવા જેવું થયું. પણ એટલામાં મારી સાહાય્યે તમારો પેલો કાયદાને કૂટી મારનાર આવી પહોંચ્યો. કારણ એના અચિંત્યા દર્શનથી એવું તો આશ્ચર્ય થયું, અને એના બહુરૂપી વેશથી હસવું અન્તરમાં એવું તો ઉછળ્યું કે બીજા સર્વ ભાવ ઉડી ગયા. પચાશેક વારને છેટે મેં પોકળશંકરને મારી તરફ આ-વતાં દીઠો, અને તેની સાથે તેનો જાની દોસ્ત, ભોજનભટ[1] કૃત્રિમશંકર હતો જ. પરંતુ તેઓ મેં ધાર્યા તે જ હતા એમ મારી ખાતરી થાય એ પહેલાં તો કોણજાણે ક્યાંથી પોકળ-શંકરની નજર મારા પિતાજી ઉપર પડી ને તરત જ તેણે પૂઠ ફેરવી; તથા તેના નિપુણ મિત્રે એનો વારંવાર હાથ પકડીને ઘણોએ ખેંચ્યો તો પણ એ તો મૂઠીયો વાળીને નાઠો અને પલ-કમાં અદૃશ્ય થઈ ગયો.

કોણ જાણે છે કે આ ભીડમાં આવા હજારો પોકળશંકરો ન હોતા પછી ભલેને આપણા પોકળશંકર બીજા બધા પોકળ-શંકરોમાં પહેલો નંબર ધરાવતા હોય.

એક મનોભાવમાંથી બીજા ભાવમાં, અને તેમાંથી વળી ત્રી-જામાં થતું અતિ ત્વરિત સંક્રમણ એ અનુભવ મને આજ પ્રાતઃ-કાલે જ થયો, અને તે નોંધી રાખવા જેવો છે. પોકળશંકરની હાસ્યજનક પધરામણીને એક પળ થઈ નહિ હોય એટલામાં મારી નજર પાછી દરીયા ઉપર પડી ને જોઉં છું તો,—સોળ વર્ષની નવયૌવના ગંધર્વસ્વરૂપની કન્યા કિનારેથી પાછાં વળતાં

---

[1] જેને ભોજન અતિ પ્રિય હોય તેવો, ખાવામાટે પારકાંની ખુશા-મતો કરી પારકાને ત્યાં જ ધામા નાંખનાર.

મોજાંની છોળોમાંથી બહાર નિઃસરતી મંદ મંદ ગતિથી આવતી હતી; પણ બીચારી તેની લગોલગ ચાલતા એક સાઠ વર્ષના બુઢ્ઢિયાના[૧] પંઝામાં ફસાઈ પડી હોય એમ જણાતું હતું.

આવું અનુપમ રત્ન જોઇ મને બહુ જ આનન્દ થયો, પરંતુ તે રત્ન [૨]મર્કટના હાથમાં ગયેલું જોઈ જે કરુણા ઉત્પન્ન થઈ તે એથી પણ અધિક હતી. તે બુઢ્ઢિયાને હું તો તે છોકરીનો દાદો જ સમજત, પણ સારે ભાગ્યે હું તેને ઓળખતી હતી. તે ડોસાના દુર્ભાગ્યે, અંતકાલ સમયે પોતાની પુંજીનો ગાંસડો વાળી સાથે લઇ જવાની હિકમત તેને શોધી જડી નહિ, તેમ જ મરણ પછી એ પુંજી પિતરાઇઓ ભોગવે એ વિચાર પણ તેનાથી સહન થઇ શક્યો નહિ, તેથી છોકરાની આશાએ તેણે હમણાં જ લગ્ન કર્યું છે, એ વાત મારે સારે ભાગ્યે હું જાણતી હતી એટલે જ અયોગ્ય તર્ક બાંધવાના પાપમાંથી હું ઉગરી.

તે કોમલ સુકુમાર બાલા લાજની મારી સહજ કંપતી હતી અને તેના કાળા કેશ વિખરાયલા હતા છતાં પણ તેના નિરૂપમ લાવણ્યમાં વૃદ્ધિ કરતા હતા. તેનું ગૌર ગાત્ર તેણે પહેરેલી ઝીર્ણો શ્વેત સાડીને અધિક દીપાવતું હતું. તે સાડી ભીંજાયલી હોવાથી ભારે થઇ હતી અને તેના અંગને એવી તો સજડ ચોટી ગઈ હતી કે તેનું પ્રત્યેક અંગ સ્પષ્ટપણે વ્યક્ત[૩] થઇ માણસનું મન હરી લેતું હતું—મારા મનમાં એમ જ થયું કે આ તો રત્નાકરમાંથી માનવજાતિનો ઉત્સવ જોવા સાક્ષાત્ સુન્દર અપ્સરા પૃથ્વી ઉપર આવે છેઃ અને ક્ષણભર મારા

---

૧-૨ વૃદ્ધ વાંદરો અથવા માંકડો, અને સાઠ વરસનો ડોસો.
૩ દેખાઈ.

મનમાં ઓછું આવ્યું કે ઇશ્વરે મને પુરુષજાતિમાં[1] શીદને અવતાર ન આપ્યો?!–પણ તે એક જ ક્ષણ. બીજી જ પળે મારા હૃદય ઉપર કરુણાનું વાદળ છવાઈ ગયું, અને તે વાદળુ એટલું તો ઘન હતું કે મારી આંખે અંધારાં આવ્યાં, અને મને કશું સૂઝે નહિ એવી બેભાન સ્થિતિમાં પલકભર હું રહી. તરત જ હું સચેત થઈ, ને સહસા મુખમાંથી ઉદ્ગાર નિઃસરી પડ્યો કેઃ– 'રંગી! વ્હાલી રંગી! અરેરે તું ક્યાં ગઈ?'

નાથ! હું મારો અપરાધ સ્વીકારી ચૂકી છું. આવું કામ અત્યારસુધીમાં કોઈ પણ વખત મેં કર્યું હોય એમ મારા સ્મરણમાં નથી. તો આટલો અપરાધ તમે ક્ષમા નહિ કરો? આટલા પાપમાંથી મુકત નહિ કરો? હાલ જેવી છું તેથી અન્ય જાતિમાં જન્મ ઇચ્છવા જેટલી મને ચળાવવા શું આ જગત્માં કોઈ પણ વસ્તુ સમર્થ છે? નહિ! નહિ! વ્હાલા કદિ પણ નહિ! પછી ભલેને ત્રિલોકનો વિભવ મળે! તે સર્વ તૃણસમાન ત્યાજ્ય છે.—કારણ, પ્રિયપતિ! જો એમ જ થાય તો તો પછી ન તમે ઓળખો મને, કે ન હું ઓળખું તમને—હા! **તમને;** કે જે મ્હારા પ્રાણ કરતે પણ વિશેષ પ્રિય છો.

મારા તન–મન–ધનના સ્વામિ! મારા એ પાપ માટે તમે શી શિક્ષા ફરમાવો છો? શું પ્રાયશ્ચિત્ત? શું હું એક પગ ઉપર ઉભી રહું?—આપણાં અતિ ગહન શાસ્ત્રનાં માર્મિક રહસ્યોમાં પ્રવેશ કરનાર જેવી રીતિએ આજ સવારે દરીયામાં કરતા હતા તેમ—અને તમારા નામની લક્ષમાળા ફેરવું? બહુ જ આનંદથી

---

1 તે કન્યાનું સુન્દર રૂપ જોઇ કમળા એવી તો તેના ઉપર મોહી પડી કે તેને એમ થયું કે—'શું કરું! હું સ્ત્રી છું; પણ જો પુરુષ હોત તો આને જ પરણત,'—એવો ભાવાર્થ છે.

હું તેમ કરીશ. કારણ, પ્રીતમ ! તમારૂં નામ અને પેલા મધુરી મોરલીથી ગોપીઓનાં મન હરિ લેનારનું નામ એક જ છે.—કૃષ્ણ. અહાહાહા ! ખરે, તમારી મનમોહક મૂર્તિએ મોહનમંત્ર મારી માનિનીનું માન મૂકાવ્યું છે. મારા હૈયાના હાર, અંતરના આધાર, આપણે પાછાં ક્યારે મળીશું !!! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ !

## પત્ર ૯.

પ્રાણપ્રિય,

તમારું બુધવારનું પત્ર અહુણાં જ પહોંચ્યું. કોયડાનો જવાબ ખરો નથી તેથી તમે તમારું ઇનામ ગુમાવ્યું છે. તે કોયડાને અને રંગીને કે તેની પૂઠે પડેલા પેલા જંગલીને કંઈ સંબંધ જ નથી.

એ વાત વાશી થઈ ગઈ છે, અને તેનું લાંબું પુરાણ લખી તમને કંટાળો આપવાનું મને મન થતું નથી. એ બધો જંગ આપણા પાડોશી છેલશંકરના ઘરમાં મચ્યો હતો. છેલશંકરભાઈને ચાહા પીવાનો વખત થયો હતો. તેમણે ચાહાનો એક ઘુંટડો પીને,–'આતે ચાહા છે કે ઉનું પાણી? ચાહાનો તો કંઈ સ્વાદ જ આવતો નથી! આવી ચાહા કરાતી હશે?" એમ કહ્યું કે તરત ઉત્તર મળ્યો કે 'જેવી આવડી તેવી કરી છે ને સારી કરાવવી હોય તો બોલાવો તમારી બીજી કોઈ સગલીને, તે કરી આપશે.' આવા ઉદ્ધત ઉત્તરથી છેલશંકરભાઈ એકદમ રાતાપીળા થઈ ગયા ને ક્રોધમાં ઉકળતા ચાહાથી ભરેલો પ્યાલો તેમની પત્નીના ઉપર ફેંકયો. તેમનાં પત્નીશ્રી પણ કાંઇ તેમનાથી ગાંજ્યાં જાય એવાં ન હોતાં. તેમનો પણ પિત્તો ઉછળી આવ્યો. સારાં સારાં માનપાન પામવા આવેલાં રસિકવહુ આવું અપમાન સહન કરે? એમણે સામી બમણી ઉલટથી એમના પતિની પૂજા કરી[1] અને બાકી રહેલું પૂરું કરવા તેની

---

[1] આવા પ્રકારના બનાવ જવલ્લે જ બને છે, તેથી હિંદુ સંસારના પતિ-પત્નીના સંબંધ વિષે વાંચનારના મન ઉપર ખોટી અસર થવી જોઈએ નહિ. પરસ્પર અનુકૂલ સ્વભાવવાળાં દંપતીઓનાં ચિત્રો કરતાં વિષમ આચાર-વિચારવાળાં કજોડાંનાં ચિત્રો આ પત્રોમાં બહુ છે એ દુર્ભાગ્ય છે. પરંતુ એટલું લક્ષમાં રાખવાનું છે કે કમલા હમેશાં રમુજી અને મન ઉશ્કેરાય એવા સમાચાર પત્રમાં લખતી હતી. અને

'છૂટકેલો છેલ, અને બરાડતા બેલ'નાં માનવચનમાં સ્તુતિ કરી. પછી તો શું પૂછવું ? એ તો એસ્તો. ધબ કરતો એક ઘોકો અને ઉપરથી લાત. એટલે રસિકલક્ષ્મી તો એક કારમી ચીસ પાડી બેભાન થઈ પડ્યાં. કારણ તમે જાણો છો જ કે એમની તબીયત બહુ જ નાજુક છે. આખા ફળીઆમાં 'હો હો' થઈ રહી, અને બંને જણનો પક્ષ ખેંચી બોલનારની કંઈ ખોટ પડી નહિ. કોણ જાણે શાએ કારણથી ઘરડાં તે બીચારી છોકરીનો વાંક કહાડતાં હતાં. 'પુરુષોને તો હજાર પાસની ચિંતાઓ હોય છે,' તેઓએ કહ્યું 'જ્યારે આખા દિવસના કામકાજથી કાયર થઈ થાકી લોથપોથ બની આકળવિકળ સ્થિતિમાં પુરુષ ઘેર આવે તે વખતે ઘરમાં પણ તેને મનગમતું ન મળે તો એકાદ કડવો શબ્દ કહી બેસે પણ ખરા, અથવા કંઈ એવું કરી બેસે પણ ખરા ! તેમાં થઈ શું ગયું ? આવી સ્થિતિમાં સમય સમજી લઇ તેને જાળવી લેવો, એ તો એની શાણી વહુનું કામ છે. **પતિ** ગમે એ કરે પણ સામો ઉત્તર દેવાય જ કેમ ? બધું સાંખી લેવું જોઈએ. તેમ છતાં સામો ઉત્તર દેવાઈ ગયો તો પછી બદલામાં એક લાત કે લપડાક મળે તેમાં કોઈનો શું દોષ ? એવું સરસ ઇનામ મળ્યું તે તો વહુરાણીના પોતાના જ પરાક્રમનું ફળ.

આ વાતમાં મારાં માતુઃશ્રીનું કહેવું મને તો બરોબર લાગ્યું નહિ. મેં તો સાફ કહ્યું કે આ કંઈ પહેલી વારનો પ્રસંગ નથી કે જ્યારે તે છેલબટાઉએ પોતાનું પોત પ્રકાશ્યું અને **સ્નેહનો**

---

સુખી કુટુંબોના સરલ અને શાંત સંસારમાંથી આવા પ્રસંગો ભાગ્યે જ મળી આવે એટલે તેને ઉપર વર્ણ્યા એવા એવા પ્રસંગો ખૂણે ખોચરેથી શોધી શોધી લખવા પડતા.—પ્રસિદ્ધકર્તા આર. વેંકટ. સુબેરાવ.

બદલો, ગાળો અને લાતોનો મેહુ વર્ષાવીને વાળ્યો. પરંતુ માતુઃશ્રી તો પોતાના જ વિચારને વળગી રહ્યાં ને કહ્યું કે ' જે સુધારી શકાય નહિ તે સહ્યાવિણ અન્ય ઉપાય નહિ. ' માતુઃશ્રી અનુભવી છે એટલે એઓના વિચાર તેમ જ અભિપ્રાય સત્ય હોવા જોઇએ એમ મને પૂરી શ્રદ્ધા છે, છતાં કોણ જાણે કેમ, મને બીચારી રસિકવહુની દયા આવે છે; અને ત્યારથી અત્યાર-સુધી પણ મારા હૃદયમાં, આવા જ ભણકારા વાગ્યાં કરે છે કે,—' જે સહી શકાય નહિ તે સુધાર્યાવિણ અન્ય ઉપાય નહિ. ' માતુઃશ્રીના વિચારથી વિરુદ્ધ વિચારનું પોષણ કરવાનું પાપ મારાથી થઈ જાય છે તેનું કારણ ગમે તો મારી સહીયર પ્રત્યેનો મારો પક્ષપાત હોય કે નવીન કેલવણીના સંસ્કાર હોય; જે હોય તે હોય, પરંતુ તમારે જે કોહ્યડો ને તેનો ઉત્તર વિગેરે લગાડ-વાનાં છે તે આ જગ્યાએ લગાડવાનાં છે.

' મદન–ઉપવન 'માં લગ્ન થવાનાં છે તે શુભ સમયે અત્ર આવશો એમ તમે લખો છો. શું ખરેખર ?–માત્ર એટલું જ ઈશ્વર પાસે માગું છું કે જે આનંદ ને આશા એ વાંચીને મારા હૃદયમાં ઉછળી રહ્યાં છે, તેનું પરિણામ નિરાશામાં ન આવે.

## પત્ર ૧૦.

પ્રિયતમ,

ઘણું નહિ તો થોડું પણ ગાંડુઘેલું લખવાની રજા આજે આ-પવી પડશે, કારણ કે એવી વાતોથી મારૂં પેટ ભરાઈ ગયું છે તેથી તે બહાર કહાડ્યા વગર જીવને ચ્હેન નહિ પડે.

કાલે રાત્રે મને એવું સ્વપ્ન આવ્યું કે આપ અત્ર પધાર્યા છો ને આ દેહલતા આપના અંગની આસપાસ વિંટળાઈ વળી. સુખસંતોષની સીમા રહી નહિ, ને હું એટલા બધા હરખમાં આવી ગઈ કે મ્હોટેથી રડી પડી; ને તે પણ એટલું રડી એટલું રડી કે અત્યન્ત શોકમાં પણ કોઈ એટલું બધું રડ્યું નહિ હોય.

લોકો કહે છે કે,—'બે છેડા મળે છે.' પરન્તુ એ કહેવતની ખરેખરી ખૂબી આજસુધી સારા સમજ્યામાં બરોબર ન હોતી આવી. અરે! જે આનંદાવેશમાં હું રડી તે શું કહું! અત્યંત હર્ષ પણ અત્યંત શોકની માફક આંસુ આણે! ને તે પણ આટલાં બધાં!

અહિં મારૂં કલ્પનાશીલ મન પ્રશ્ન કરે છે કે સ્નેહ અને દ્વેષ સાથે રહી શકે ખરાં? એ બે છેડા કદિ મળતા હશે ખરા? તમે કોઈ એક માણસને ચાહો અને તેમ છતાં પણ તેને ધિઃકારી શકો ખરા?

મને પૂછતા હો તો હું કહું છું કે 'હા'. શું 'સ્નેહ'નું અ-ગાધ સરોવર કોઈ કોઈવાર 'શંકા'ના[1] બીજને પોષતું નથી?

---

૧ વ્હેમ. એક વ્યકિત ઉપર અતિશય પ્રેમ હોય છે તો કુદરતી રીતે જ તે પ્રેમ, વ્હેમ ઉપજાવે છે કે,—જેના ઉપર મારો આટલો બધો પ્રેમ છે તે તેનો પ્રેમ બીજા કોઈને તો નહિ આપતું હોય? જુઓ-पापशंकी स्नेहः શાકુંતલ.

અને તે શું દ્વેષના ઝેરી રોપાને ઉછેરતું નથી ? સરોવરનું પાણી પીયો, એ સ્વર્ગના સુધાપાનનું ભાન કરાવશે; રોપાનો સ્વાદ ચાખો, એ નરકના હાલાહલ ઝેરનો કેર કરાવશે. સ્વર્ગ અને નર્ક એકમાં જ ! શું આ ચમત્કાર નહિ ?

વ્હાલા ! શું કદિ પણ હું તમને ધિઃકારી શકું ખરી ? અને **તમે મને ?** ના નાથ ! નહિ ! **નહિ જ** ! મારા ઉપર સ્નેહભાવ રાખજો ! હા, નિરન્તર સ્નેહભાવ રાખજો ! હું ગમે એટલા દોષોનો ભંડાર હોઉં છતાં પણ વ્હાલા ! તમે તો મને તમારૂં પ્રીતિપાત્ર જ બનાવજો. જેટલા પ્રેમથી હું તમને ચાહું છું, તેથી અર્ધા પ્રેમથી મને ચાહો. અને જો તેમ ચાહાશો તો હું ખાત્રીથી કહું છું કે આ પૃથ્વી ઉપરના પ્રેમીજનોમાં તમારો જોટો જડનાર નથી.

જોઇએ તો મને અંધારી કોટડીમાં કેદ કરો, કે જોઇએ તો મારા હાથ પગ જકડીને બાંધો—આપને ફાવે તે કરો !—પરંતુ પ્રીતમ ! **તમારી પ્રીતિ અચલ અને અમર રાખજો હોં !** તેથી તમે મને બહુ જ, બહુ જ, વ્હાલા લાગશો. તમારી વિહારયષ્ટિ[1] ઉપર ખીલો મારી મને જડો, જેથી સદા-સર્વદા-હું તમારી પાસે જ રહું. મને તમારી વીંટી બનાવી ઘો, અને તે વીંટીરુપે મને તમારી આંગળી ઉપર નિરંતર રાખી મૂકો.

પેલા દંભીલાલ અને એની વહુ માટે કેવી ખોટ્ટી ખોટ્ટી વાતો ચાલે છે ? બધાં કહે છે કે તેમની વચ્ચે ચંદ્રમા બેઠો છે; કારણ કે દંભીલાલ પોતાની વહુને તેને પીયર જવા દેતો નથી.—એક અઠવાડીયું પણ નહિ. દંભીલાલ કહે છે કે તેને જો તેની વહુનો વિરહ થાય તો તેનાથી એક દિવસ પણ જીવાય નહિ. અને તમને

---

૧ ફરવા જવાની લાકડી.

ખબર છે કે દંભીલાલ જ્યારે જ્યારે બહાર જાય છે ત્યારે એક ઓરડીમાં પોતાની વહુને પૂરી પાકો બન્દોબસ્ત કરીને જાય છે. એનું નામ તે પ્રેમ ! અને પોતાના પ્રેમપાત્રને રત્નથી પણ અધિક સાચવવાની તેની સંભાળ તે જ એ પ્રેમની અમૂલ્યતાની ખરેખરી સાબીતી. લોકો એને વ્હેમ–શંકા–નું નામ આપે છે. હું તેને પ્રેમ કહું છું. કદિ પ્રેમ અને વ્હેમ–સ્નેહ અને શંકા એક જ હશે.

શું હું ગોટાપિંડા વાળું છું ? તો ભલે મને ભ્રમિતમનની ભામિની કહો, પરંતુ પ્રીતિ એવી રાખજો કે **દાસીને** તમારી જ ગણજો—હા !—તમારી પોતાની જ.

## પત્ર ૧૧.

પાછી એની એ વાત.—પ્રેમની અને પ્રેમની—અને તે પ્રેમ પણ કેવો!—અસાધારણ—અલૌકિક—મુવેલાંનો જીવતાં ઉપરનો પ્રેમ. હું કોને વિષે લખું છું? વ્હાલા! પેલી ભારતીની પોટલા જેવી બહેન જે દુર્ભાગ્યે ગયે વર્ષે જ વિધવા થઈ!

તે બીચારીને ભૂત આવે છે. કહે છે કે તેનો પતિ પોતાની નવોઢા નાર સાથે સંસાર માંડવાનો હતો એટલામાં જ મરી ગયો તેથી તે ભૂત થયો છે. તેની સાથે તે બીચારાને વાતચીત ન કરવા દીધી એટલું જ નહિ પણ તેનું મ્હોડું સરખુંએ મરતી વેળાએ જોવા દીધું નહિ, તેથી તેનું વેર વાળવા તે હવે તેની પછવાડે પડયો છે. મૂર્ખાઈભરેલી રૂઢિ, અને લોકોની અક્કલ-વગરની વાતો! જો જુવાન વરવહુને મળવા દીધાં તો તમારી મશ્કરીયો કરશે, અને ન મળવા દીધાં તો તમારો વાંક કહાડશે! વાહ! શું દુનિયાં પણ દોરંગી છે.

આમાં પણ પોકળશંકર!— એની લીલાનો કંઈ પાર જ જણાતો નથી. જ્યાં કોઇ બાલવિધવાની કે કન્યા પરણવાની વાત હોય ત્યાં એ કાળમુખા કંગાલનું નામ તમે સાંભળવાના જ. રંગીએ તરછોડી કહાડ્યો એટલે તે દિવસથી એણે પોતાની સાધના ઘરની પડોશમાં કરવા માંડી અને તે દિવસથી ભૂત બોલવા માંડયું. સંસારનો રથ એક ચક્ર ઉપર જ ચાલતો જણાય છે.

રંક બીચારી! તેને મધ્યરાત્રીએ એક અંધારી કોટડીમાં અથવા પાછલા વાડામાં ઝાડ નીચે ભૂત કહાડનાર ભૂવા સાથે એકલાં રહેવું પડે છે. તે તેને પસંદ પડે છે એમ જણાય છે!—

અને ભૂત પણ નરમ પડે છે ને કબજામાં આવે છે;—કદાચિત લાંબો વખત નહિ તો એટલી વાર તો ખરું જ. એક ભૂવા પાછળ બીજો. આટલા આંગળીને વેઢે ગણાય એટલા દિવસમાં તો કોણ જાણે કેટલાએ ભૂવા આવી ગયા !

• લોકો તો કહે છે કે ભૂત ધૂણે છે તે સૌ તેની માનાં કારસ્તાન છે. શામાટે તેણે પોતાની નવજુવાન વિધવા પુત્રીને કેશ રાખવા દીધા? અને તે પણ નિત્ય સારી રીતે ચોટલો વાળે એમ કરવા દીધું ? તે સારાં સારાં લૂગડાં લત્તાં ને ઘરેણાં ગાંઠાં પહેરે અને સારૂં સારૂં ખાય.—એ બધું તેણે શા સારુ કરવા દીધું ? એમ અન્ધારૂં ચાલવા દે ત્યારે જ છોકરી ફૂટડી દેખાય, અને ત્યારે જ જીવતાં ને મુવેલાં બંને ભૂતોનું મન હરણ કરે ને ? નિંદાને કંઇ સીમા હોય છે ? વધારેમાં વધારે આગળ પડીને નિંદા કરનાર પેલી શાણી મધુકલિકા. શિવાય બીજું કોણ હોય ? એ બીચારી ભૂલી ગઈ લાગે છે કે એક વખતે એને પોતાને પણ ભૂત આવતાં, અને તે પણ વહેમ પડે એવાં ભૂત આવતાં—જો તે વખતે વાત ચાલતી તે ખરી હોય તો 'ચાયણી કરબડાને હસે ' એવો સંસાર છે.

મ્હને તો તે ટીકાનો ભોગ થઈ પડેલી બીચારી માની બહુ દયા આવે છે. વિધવા થયેલી જુવાન દીકરીયોની બળતી હોળી છાતી આગળ જોવી પડે એથી અધિક દુઃખ માને કયું હોય વારૂ? હૈયામાં હોળી ને બહાર લોકોને મન દીવાળી. ઘરમાં શોક ને લોકમાં અપકીર્તિ ને નિંદા—તે તો બીચારી છેક જ નરમ બની ગઈ છે. તોપણ એ જબરી હિંમતવાળી છે—જ્યારથી એનો જમાઈ, જાણે એક વહુ ઓછી પડતી ન હોય તેમ, બીજી વહુ પરણ્યો ત્યારથી તેણે ભારતીને સાસરે મોકલી નથી.

સર્વ કોઇને ગુંચવણમાં નાંખનાર આ વિચિત્ર પ્રકારના લગ્નનું કારણ મેં તમને લખ્યું છે ? હવે એ વાત કંઇ છાની રહી નથી. **ભારતી** હજી તો સાત વર્ષની હતી તેટલામાં તો તેનાં માબાપે પૈસા ઉપર મોહીને ધનેશ્વરને પરણાવી અને ધનેશ્વરની માએ—તેને માથે ટોકનાર પતિ રહ્યો નહિ એટલે—પૈસો પોતાના જ કુટુંબમાં જળવાઇ રહે કરી, ડાકણને પણ રૂપાળી કહેવડાવે એવી પોતાની અગીયાર વર્ષની ભત્રીજી[1] સાથે તે અક્કલના બારદાનનું પુનર્લગ્ન કરાવ્યું. આવી રીતે તે પહોંચેલી પાકી ડોશીએ **ભારતી**નાં માબાપ અને સગાં સંબંધીની સ્વાર્થી યુકિત ધૂળ મેળવી. આ ઉપરથી છોકરાં અને દેડકાંની વાતનું સ્મરણ થાય છે. રમનારને મન તો રમત ને ગમત, પરંતુ બીચારા દેડકાંનો તેમાં ખોરકુટો અને મરો. ધનેશ્વરના ધનની વેદી ઉપર બે ગરીબ ગાય જેવી દીકરીયોનો ભોગ !—સુંદર **ભાર**તીના સંબંધમાં આવું સાંભળીને કોની આંખમાં આંસુ ન આવે ?

લોકો કહે છે કેઃ ‘ તેના કરમમાં જ એમ હતું. ’ મારાં માતુઃશ્રી નિત્ય સવારમાં ગાય છે કે,–‘ લખી વાત મિથ્યા ન થાયે લગારે ’– એમ. બરોબર. ‘ **કર્મ** ’ !–હિંદુતત્વજ્ઞાનનું છેલ્લામાં છેલ્લું શરણસ્થાન, અને કરેલા અપરાધનું આશ્વાસન. સારી પેઠે વિચાર કરી, જાણી જોઇ, ધોળે દહાડે ખરે બપોરે હાથમાં દીવો લઇ કૂવામાં પડવું, અને પછી દોષ મૂકવો વિધાતાને લલાટે ! પરંતુ તે જ કરમનું[2] કટાક્ષ **ભારતી** ઉપર કષ્ટકર્તા નીવડયું છે તે તો

---

૧ ભાઈની દીકરી. ચોથી પેઢીએ આવી રીતિનાં લગ્ન હિન્દુઓમાં ગોત્ર જૂદાં હોય તો થઈ શકે છે.

૨ અણસમજુ લોકો આવા પ્રસંગમાં પોતાના ‘કરમ ને’ નિન્દે છે. પરંતુ નિંદા કરતાં ‘કરમ’નો અર્થ એમ લે છે કે ઇશ્વરે જ એમ નિર્માણ કર્યું છે. ત્યારે ખરી રીતે તો તેણે પોતે પૂર્વજન્મે કરેલ કર્મનું તે ફળ હોય છે. આવા પ્રસંગોમાં તો તે જન્મનું અવિચારી કર્મ તેનું જ આ ફળ હોય છે. હાથનાં કીધાં હૈયે વાગે તેમાં બીજાને દોષ દેવો નકામો છે.

આ છે કેઃ—કાયદાની રૂઈએ ભારતીને પોતાના પતિને ત્યાં રહેવું જ પડશે, અને તે પતિ તથા તેની સર્વગુણસંપન્ન માતાનું દાસત્વ વહેવું જ પડશે, નહિ તો પછી ના પાડવાના બદલામાં વગરભાડાની કોટડીનો અનુભવ લેવો પડશે !

વગરભાડાની કોટડીનો ! અરેરે ! કયાં ગયા તમારા પેલા ધારા કરનારાઓ ! પેલા માનવંતાઓ ને નામદારો !—જેઓ રાત્રે પૂરૂં ઉંઘતા પણ નથી, અને અઢળક ધન વાવરે છે—જેઓ મત મેળવવા તથા નાકલીટી ખેંચવા સારૂ એજન્ટો ને ઉઘરાણીદારો ને દલાલો રાખે છે—અને જેઓ પોતે પણ તેટલા જ સારુ વિનતિઓ, આજીજીઓ, ભલામણપત્રો, તાર ને અના ને પનાથી, તેઓના મિત્રો, મિત્રોના મિત્રો, અને મિત્રોના મિત્રોના મિત્રો તરફથી, એવાં પત્રો લાવી, મત આપનારાઓને કાયર કાયર કરી નાંખે છે ! શું એ બધું એક જાતનું 'ફારસ' નથી ? એ ચુંટણી થાય છે તે તથા તેને સારૂ કોઈને લાંચ, તો કોઈને બરફી પેંડા તો કોઈને મોટી નોકરી વિગેરેની લાલચ અપાય છે તે બધું ? ત્યારે શું એ સર્વ 'પદવીસાધક'[1] ને 'પ્રસંગસેવક'[2] જ છે ? ! હું તે કેવી રીતે માની શકું, કારણ કેટલાએકને પદવી નથી મળી છતાં જેઓ કુલીન અને પરમાર્થી છે એવાઓને હું ઓળખું છું.

કહેવત છે કે 'મા તેવી દીકરી.' તેમ ભારતી પણ માના જેવું કામ કરી પોતાની માતું નામ ન રાખે તો પછી એ એની માની દીકરી શાની ? 'થવાનું હોય તે થાય પણ હું સાસરે

---

૧ માત્ર પદવી મેળવવા પ્રયત્ન કરનારા, સ્વાર્થી, title-seeker.

૨ જેવા સમય દેખે તેમ વર્તનાર, વા પ્રમાણે પીઠ દેનાર. આવા માણસો સારાસારનો કે લાભહાનિનો વિચાર કરતા નથી, Time-server.

જવાની નથી' એમ તેણે ફટ્કશીને ના પાડી. અને કહેવાય છે કે ત્રણ વકીલોએ--જેમાંનો એક તો આબરૂદાર ગૃહસ્થ છે— તેનો પક્ષ લેવાનું અને જરૂર પડે તો કંઇ પણ પૈસા લીધા વગર તેની તરફનું સર્વ કામ કરવાનું માથે લીધું છે. માખીઓ મારતા પોકળશંકર જેવા વકીલ વગરપૈસે કેસ લડવાની ઉદારતા અને એક અબલાનું રક્ષણ કરવાની શૂરવીરતા[1] દર્શાવે તે તો હું સમજું; પરંતુ આવા સંભાવિત સદ્‌ગૃહસ્થનું નામ આમાં આવે તેની મને સમજણ પડતી નથી, ને તે મારા મગજને ગુંચવે છે. કારણ મોટાં માણસોનાં મ્હોં પણ મોટાં હોય છે; એટલે તેઓની દસ્તુરી-ફી-પણ તેટલી જ મોટી હોય છે. એમ લાગે છે કે પવિત્રમાં પવિત્ર વિચારે તેનું હૃદય પીગાળ્યું હોય, અને તે સુકુમાર બાળા ઉપર તેને પૂરેપૂરી દયા આવી હોય. ગરીબ બીચારી! પૂર્વજન્મમાં તેણે એવું શું પાપ કર્યું હશે કે જ્યારે તે અત્યારે રૂપરૂપનો અંબાર છે ને ભરજુવાનીના મદમાં મસ્ત છે તેવે સમયે તેની દશા એક નામનીશાન વગરની અને ઘરવગગરની છબીના જેવી થઈ પડી-કે જે છબીને ટાંગવાને ખીલો સરખો પણ મળતો નથી.

સર્વ સારા માણસો બીચારી **ભારતીને** સહાય થાય અને સર્વ સ્ત્રીઓ તેનું રૂડું વિચારે ને રૂડું બોલે તથા તેનાં સર્વ સંકટમાં શ્રીકૃષ્ણપરમાત્મા તેની બાંહ્ય ધરી ઉની આંચ આવવ દીધા વગર તેને પાર ઉતારે એવી તે પરમકૃપાળુને મારી પ્રાર્થના છે! અસ્તુ!!!

---

૧ એક અબલાની વ્હારે ચડવાની બહાદુરી.

## પત્ર ૧૨.

હૃદયહારી હૃદયપતિ,

બહુ જ ભયંકર સમાચાર! કલમ પણ મારાથી હાથમાં પકડી શકાતી નથી. પેલા નિર્દયશંકરની પત્ની પરલોક પામી!–તે કાઠીયાવાડી બાંધાની કદાવર સ્ત્રીને મેં ગઈ કાલે સાંજે તો હરતી ફરતી ને વાતો કરતી દીઠી હતી ત્યારે તો તેના નખમાંએ રોગ નહોતો; અને આજ સવારે સાત વાગે સાંભળ્યું ત્યારે તો મ્હેં માન્યું પણ નહિ. પરંતુ તે વખતે આ પૃથ્વી ઉપર તેના અસ્તિત્વનું ચિહ્ન પણ રહ્યું નહોતું!—નદીયે બાળીને ડાઘુ[1] પાછા પણ આવ્યા હતા.

કેટલું બધું આશ્ચર્ય! શા શા તર્ક વિતર્ક ને ગામગપાટા–જ્યાં જાઓ ત્યાં એ ને એ જ. સઘળું પાર પડી ગયું છે. પાછળ માત્ર બે જ વસ્તુઓ રહી છે. બે જ–લોકોની માન્યતા, અને સગાંવહાલાં તથા વૈદ્યની તે સંબંધી વાતો. પોલીસવાળાએ જે તજવીજ કરી હતી તેનાથી સગાં વહાલાં તથા ડાકટરના વૃત્તાંતને પુષ્ટિ મળી હતી. તેઓ તો એમ કહે છે કે હૃદયમાં એકાએક તીવ્ર વેદના થઈ આવી ને તે મરી ગઈ; પણ લોકો એમ માને છે કે તેના બાગના મોટા કૂવામાં તે પડીને બૂડી મરી. તેની નણંદના વ્યવહારમાર્ગમાં તે કંટક સમાન હતી;–અને તે બિચારી સદ્‌ગુણી સ્ત્રીને વિષે ન સાંભળી શકાય એવી વાતો ઉરાડી તે દુષ્ટ નણંદ પોતાના ભાઈનું મન નિરન્તર ભંભેર્યા કરતી; અને તે દયાવગરનો દૈત્ય તે બીચારીને નિત્ય એટલું મારે કે તેની પીઠ લોહીલુહાણ થાય, સોળ ઉઠે, ને ભૂરાં ચકામાં પડે. પણ કહે

---

૧ અગ્નિદાહ કરવા માટે શબને સ્મશાનમાં લઇ જનાર તેમ જ તેઓ સાથે બીજા સ્મશાન જનારા 'ડાઘુ' કહેવાય છે.

છે કે કાલ રાત્રે તો નિર્દયશંકરે હદ વાળી. તેણે તેનો એવો તો આટોકૂટો કર્યો કે તે બીચારીને આવી રીતે જીવવા કરતાં મરવું સારૂં લાગ્યું.

આજ રાત્રે આથી વધારે મારાથી નહિ લખી શકાય. આવા ઘાતકી પતિની પત્થર જેવી કઠણ છાતીની કઠોરતાનો વિચાર કરતાં મારૂં મસ્તક ચક્કર ચક્કર ફરે છે અને હાથ થરથર કંપે છે. મારી સહીયર મારા નયન સમીપ ફરતી દેખાય છે. ગુણીયલ ગૌરી! હાય હાય! તું કયાં ગઈ? અરે રે! શું તું પાછી નહિ જ મળે?!

ઉચ્ચે આકાશમાં એવી કોઈ શકિત વસે છે ખરી કે જે આ માંનું સત્ય જાણી શકે અને એવા મહાઘોર અપરાધોને માટે આવા અધમ પાપીઓને યોગ્ય રીતે દંડે? આ પૃથ્વી ઉપર તો એવી કોઈ શકિત વસતી નથી. આ લોકમાં તો સંપત્તિ એ જ શકિત—સમર્થમાં સમર્થ.

## પત્ર ૧૩.

પ્રિયતમ,

શોક અને હર્ષ વચ્ચે એક વેંતનું જ અંતર જણાય છે. ગઈ કાલનો શોક શમે એટલો સમય થયો નથી એટલામાં તો સઉ કોઇ આજના બનાવ વિષે વિનોદ કરવામાં ગુંથાયલું છે. એક દિવસ બીજા દિવસને કેવો ભૂલાવી દે છે !

અંતે પોકળશંકર પરણ્યા ખરા !--જેમણે પોતાની જ્ઞાતિની કુમારી કન્યાઓમાંથી અને બને તો વિધવાઓમાંથી પણ પત્ની પસંદ કરવાના પ્રયત્નમાં કંઈ મણા રાખી નહિ તે પોકળશંકર, કારણ થોડા ઘણા સુધારક લેખાવાના નિર્દોષ ધંધામાં તેઓ આનંદ માણતા હતા. આપણા લોકોમાં માન આપવા યોગ્ય ગણાતી વિધુરાવસ્થાના મિષે તે ઘણાં સંભાવિત કુટુંબોમાં પદ-પ્રસાર કરી શકયો હતો; પરંતુ પ્રત્યેક સ્થાને તેણે પોતાનું પોત પ્રકાશ્યું, ને નઠારૂં નામ કહાડ્યું--જો કે પેલા કૃત્રિમશંકર માફક સઉ વાતે પૂરા નષ્ટ શઠ તરીકે નહિ, પણ માત્ર ખાલી આડંબર રાખનાર તથા મિથ્યાભિમાની મૂર્ખ તરીકે લેખાયો હતો.

પોકળશંકર, ભવિષ્યમાં પોતાની પત્ની થનાર કન્યા માટે, તે કદાચિત્ અસંભવિત નહિ તોપણ અલૌકિક ગુણવાળી હોવી જોઇએ,-એવી બોલી કરતા અને તે શા માટે એમ ન કરે ! એક તો ખીલતો ઉજ્વલ ભવિષ્યવાળો વકીલ, કદાચિત્ ન્યાયા-ધીશ થવાની પણ આશા રાખી શકે એવો, વળી જો કે વિષયા-સક્તિ તેનામાં પુષ્કળ છે, છતાં પણ થોડા સમયમાં ધનાઢ્ય સ્થિતિમાં નિવૃત્ત થાય તેવો ! તેનામાં રૂપની ન્યૂનતા તો હતી જ નહિ—બીજા કોઈ નહિ તો એ પોતે તો એવું ધારતો જ હતો;

વળી તેને થયાં છે તેથી ઓછાં વર્ષ તેણે જણાવ્યાં હતાં. તેમ છતાં પણ દરેક જણ તેના કહ્યામાં વિશ્વાસ મૂકતું હોય એમ લાગતું હતું! વળી એવો તે કોણ નીકળે કે જે જૂન દસ્તાવેજ ને વસ્તીપત્રકની શોધખોળ કરી તથા તેમાંની તિથિઓ મેળવીને પોળશંકરનો જન્મ થયો તે પહેલાં તેણે કક્કો શીખવો શરૂ કર્યો હશે એમ સિદ્ધ કરી તેનો રકાસ બનાવે.

આવા બત્રીસલક્ષણા, અને અમે વિવાહમાં ગાઇએ છીએ કે 'એ વર ચારે પાસે પૂરો રે'—એવા વરને તોલ આવે એવી તે કઈ અપ્સરા ત્રિભુવનમાં પણ મળે એમ છે? વળી તે ચંચળ અને બુદ્ધિવાળી, સંગીત અને વળી ગણિતશાસ્ત્રના અભ્યાસવાળી, રૂપમાં સુન્દર અને વ્યવહારમાં કુશલ, કુલીન તેમ જ સુશિક્ષિત, પૈસે પૂર, તેની નાસિકા બહુ લાંબી નહિ તેમ બહુ ટુંકી નહિ એવી મધ્યમ, પરંતુ તેનાં નયન તેની સદ્ગત પત્નીનાં નયન જેવાં હોવાં જોઈએ—ટુંકામાં તેની પ્હેલીવારની વહુ કરતાં દરેક રીતે ચડીયાતી તે કન્યા હોવી જોઈએ. અને એવો આગ્રહ રાખવો એ શું કઈં વધારે પડતું ગણાય? પોકળશંકરની પ્રથમની પત્ની તેને એટલું બધું ચાહાતી હતી કે તેનો સ્નેહ સહજ પણ વિસારે પાડી શકતો નથી અને તેના સદ્ગુણો પ્રત્યેક જન આગળ ગાયા વગર તે રહી શકતો નથી. તે બીચારીના સ્મારક તરીકે આવા પ્રકારની નિવાપાંજલિ શિવાય બીજુ અર્પણ કરી શકાય એવું શું ઉત્તમ છે?

પોકળશંકરે પોતાની નવી પત્નીનામાં જોઇતા ગુણોનું એક મ્હોટું પત્રક બનાવ્યું હતું, અને તે પોતે પોતાને હાથે લખી ગામ પરગામ બધે ફેરવ્યું હતું. આ પત્રકથી સર્વ કોઈ કંટાળી ગયાં હતાં, તથા એવી સકલકલાકૌશલ્યસંપન્ન કન્યાની શોધમાં સા-

હાસ્ય કરવા તેણે ઘણી ઘણી વિનતી કરી આણેલા મિત્રો, અને જે જે સગાંવહાલાંને સારી શાણી કન્યાઓ શોધી કહાડી તેમનાં નામ આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું—તે સર્વ પોતાને સોંપેલા કામથી કાયર કાયર થઈ ગયાં—તેમાંનાં કેટલાંએકને તેણે આશાભંગ કર્યાં અને કેટલાંએકનું તો અપમાન પણ કર્યું. તેથી જ્યારે ગયે અઠવાડીયે હોંકારો ઉડયો કે પોકળશંકરે પોતાનું પ્રેમપાત્ર પસંદ કર્યું છે અને ઘડીયાં લગ્ન લેવામાં આવશે ત્યારે એ વાતથી જેટલું આશ્ચર્ય અને કુતૂહલ ઉપજ્યું તેટલી તેમાં શંકા અને અશ્રદ્ધા પણ થઈ.

આજ સવારે લગ્ન થયાં પણ ખરાં—તેની સદ્ગત સદ્ગુણી વહુના માનમાં ચાર કલાકમાં સઉ કાંઈ સમેટી લેવામાં આવ્યું! નહોતી કુંકુમપત્રિકા કોઇને મોકલવામાં આવી કે નહોતો વરઘોડો કહાડવામાં આવ્યો. નહિ કઈ ઠાઠમાઠ કે નહિ કઈ ઉત્સવ ઉજાણી. તો પણ એમ કહેવાય છે કે કન્યાની વડીયાઇએ ઘરમાં કંકાસ કર્યો ને ધમાચકડી મચવી તથા એટલું પણ કહ્યું કે “ વર બીજીવાર પરણે છે પણ મારી દીકરી કંઈ બીજીવાર નથી પરણતી.”

સઉ કોઈના મનમાં ‘ હાશ ! હવે છુટયાં ’ એમ થયું છે; તો પણ જેણે માત્ર અગીયાર ચોમાસાં દીઠાં છે એવી એક બાલા સાથે પહેલી જ નજરે તારામૈત્રક રચાઈ, પ્રેમ બન્ધાયો એ પ્રસંગ માટે લોકોમાં ચિકિત્સા થવા માંડી છે, અને તેના લાભમાં નહિ એવી અનેક પ્રકારની ચર્ચાનો વ્યાપાર ચાલી ચૂકયો છે. એમ જણાય છે કે તે કન્યાની હિસાબ ગણવાની ચાલાકી અને ચતુરાઈ જોઇ પોકળશંકરનું મન તેના ઉપર મોહ્યું. તેણે તેને એક સાદા સરવાળાની સંખ્યાઓ લખાવી હતી. તે દાખલો કરતાં

તેના પ્રેમપાત્રે જે ભૂલ કરી તે જ ભૂલ—સારે ભાગ્યે—પોકળ-શંકરે તપાસતાં કરી એટલે પોકળશંકરની ખાતરી થઈ કે મારે લાયક જુગતે જોડું આ જ છે.

આ ઉપરથી નીચલી પંક્તિઓનું સ્મરણ સહજ થાય છે.

કુતરો કુતરી ઉભયમાં, બાઝી પ્રેમની ગાંઠ;
કારણ નહિ બીજું કંઈ, પણ, બંધાયાં સાથ.

ઈશ્વર તે નિર્દોષ બાલાને સૌભાગ્ય અર્પો, અને તેના પતિ પોકળશંકરનું પોકળ પૂરવા જેટલી શકિત સમર્પો !

સૌભાગ્યશિરોમણિ,

ઉત્તરક્રિયાનો આરંભ એઓ કરી ચૂક્યા છે. નિર્દયશંકર ક્રિયા કરતાં વાંકો વળે તો વાંસો દુઃખે ને નમ્યું આપ્યું કહેવાય એટલે એ સર્વ ક્રિયા પરહસ્તે પોતાના નામનો સંકલ્પ કરાવી બ્રાહ્મણદ્વારા કરવાનું ઠર્યું છે, ને એ પોતે પલંગ ઉપર પોઢયો પોઢયો મુખથી 'મમ' કહેશે એટલે પત્યું. આ વ્યવસ્થા સગવડ ભરેલી અને વખાણવા જેવી છે, અને કારણમાં એમ જણાવાય છે કે તેને બીચારાને એટલું બધું પોતાની પ્રિયપત્નીનું પરલોકગમન સાલે છે કે સ્વહસ્તે તેની ઉત્તરક્રિયા કરવાની તેની છાતી ચાલતી નથી.

વિલક્ષણ, બહુ જ વિલક્ષણ સમાચાર સાંભળ્યા છે—વિલક્ષણ તથાપિ સત્ય. ઉત્તરક્રિયાને અંતે આજે સવારે બલિ મૂકવામાં આવ્યા, તેને કાગડાએ ચાંચ સરખીએ મારી નહિ; એટલું જ નહિ પણ તેને ઓળે પણ ન આવ્યા. ન જ આવ્યા! તે ઠેઠ ત્યાંસુધી કે જ્યારે તેનો અભિમાની પતિ, ત્યાં જેઓ હતા તે સર્વની સમક્ષ, પોતાનું ગુમાન ઉતારી, હાથ જોડી ઉભો રહ્યો, અને મનમાં તે પરલોકવાસી પત્નીના આત્માને સંબોધી તે પત્નીના સર્વ અભિલાષો—જે તે જાણતો જ હતો તે—તૃપ્ત કરવાનું વચન આપ્યું, અને તેના એકના એક પુત્રનું, જાણે તે જીવતી જ હોય, એ પ્રમાણે પાલન પોષણ કરી ઉછેરવાની, તથા તે પુત્રને ઓરમાન માતા તરફથી કંઈ પણ જાતનું દુઃખ થાય નહિ ને પોતાની માનું ઓછું ન આવે એમ સંભાળ લેવાની પ્રતિજ્ઞા લીધી ત્યાંસુધી તે કાગડા ન જ આવ્યા.

વચન દીધું, ને પ્રતિજ્ઞા લીધી કે એકદમ તે કાગડાઓ ટોળાં બંધ તે બલિ ઉપર ત્રુટી પડ્યા અને બે એક ક્ષણમાં તો એક દાણો સરખોએ રહેવા દીધો નહિ. એ ચમત્કાર જોઈ ત્યાં ઉભેલા સર્વે આશ્ચર્યમાં ગરક થઈ ગયા. ઈશ્વરને ન માનનાર નાસ્તિક પતિ ભીતિનો માર્યો થરથર થરથર ધ્રુજવા લાગ્યો. સદ્‌ગુણી ગૌરીનો આત્મા તે બલિ ઉપર ભમતો હતો તથા તેની મનઃકામના પૂરવાની પ્રતિજ્ઞા પતિ લે ત્યાં સુધી કાગડાઓને ત્યાં જતા અટકાવતો હતો એ વિચાર કેટલો બધો વિસ્મયજનક છે!

કેટલી ઉદ્ધતાઈથી અને મને તો લાગે છે કે વિચાર કર્યા વગર પેલા કહેવાતા કેળવાયલા અને નામધારી સુધારકોમાંના કેટલાએક આપણી ધાર્મિક ભાવનાઓ ને ધાર્મિક ક્રિયાઓને ફદ્ ફદ્ કરે છે! અરે રે! અસ્તોદયમાં કહ્યું છે કેઃ—

**"અલ્પ જ્ઞાન ને અભિમાન,**
**એ તો જાણ, છે અતિ હાણ."**

એ રજેરજ સત્ય છે. અલ્પ જ્ઞાનથી કેટલી બધી હાનિ!

રે અવિચારી માનવી! જરા લાજ લાજ! અને આપણા દેહમાં રહેલા અલૌકિક તત્વનાં, આવાં અલ્પ છતાં અર્થસૂચક ચિહ્નો જો. આ કાગડા જેવા નજીવા પ્રાણીની શક્તિ જોઈ તારૂં કલ્પિત અભિમાન ઉતારી નાંખ. તેમની નાની ચુંચળી આંખો જે જોઈ શકે છે તે ભેંશની આંખ જેવડા મોટા તારા ડોળાને પણ ન દેખાયું. કાગડા જેવું તુચ્છ પ્રાણી સ્વતંત્રતાની પાંખ ઉપર ઉચ્ચે આકાશમાં ઉડી માણસને બોધ આપે છે કે સમર્થમાં સમર્થ માણુસ કેટલાએક વિષયમાં એક તુચ્છ પ્રાણીથી પણ તુચ્છ છે. હા! તારી પાસે '**મન**' છે એ ખરું; પરન્તુ તે

અમૂલ્ય શક્તિથી તું વિચાર કરતો જ નથી; અથવા જો કદિ વિચાર કરે છે તો તે વિચાર નિર્મલ નથી હોતા, કિંતુ તે વિચાર, અહંકાર-દર્પ-રાગ-દ્વેષ આદિ વિકારના અન્ધકારથી રંગાયલા જ હોય છે. તારાં ચર્મચક્ષુ કે જ્ઞાનચક્ષુ, તારાં તોલવાનાં માપ અને સન્દેશા ચલાવવાના તારો—એ સર્વ જાણી શકે તે પ્રદેશની મર્યાદા બહાર—દૂર દૂર, બહુ દૂર—પણ બીજી દુનીયા, અને બીજા લોક વસે છે એમ જેઓ માને છે તેઓને મૂર્ખ કે ડાગળી-ખસેલા ન કહીશ. તારું નાનું મગજ ગ્રહણ કરી શકે કે તારી અલ્પ શક્તિઓ પાર પામી શકે તેથી પણ વધારે રહસ્યો અને ગહન ભેદો આ સૃષ્ટિમાં છે !

પ્રિયતમ ! વિચારના વમળમાં ને વમળમાં હું ભાન ભૂલી ગઈ છું. એમાં મારો ઉપાય નથી. મારા મનમાં ગૌરી ગૌરી ને ગૌરી જ રમી રહી છે. કુલીન ગૌરી! અકાલે આ અસાર સંસારનો ત્યાગ કરી, નથી તું તારો વિચાર કરતી કે નથી વિચાર કરતી તારી ગયેલી વસ્તુઓનો; તેમ જ નથી તું કોઈની ઉપર વેર લેવાનો પણ વિચાર કરતી ! વિચાર માત્ર તારા પ્રિય પુત્રનો—તારી પાછળ શેષ રહેલી જીવતી તારી એકની એક પ્રતિમાનો—તેને ઉની આંચ ન આવે, તથા તેનો વાંકો વાળ થાય નહિ એમ તે નિર્ભય અને સુરક્ષિત રહે એટલી સંભાળ લેવામાં જ પોતાને પરમસુખ અને સંતોષ પ્રાપ્ત થયાં તું માને છે. ગૌરી ! મારી શાણી સહીયર ! આ પત્રનો શેષ ભાગ પલાળી પૂરો કરતાં અશ્રુબિંદુઓ સ્વીકારજે હોં !—અમે રંક અન્ય શું કરી શકીયે એમ છે ?—માત્ર અશ્રુ-પાત—અને અશ્રુપાત એ જ માર્ગ અવે શેષ રહ્યો છે, કે જે ભાષામાં તારી પ્રિયમાં પ્રિય સખીયો તારી સાથે યતકિંચિત પણ સંભાષણ કરી શકે !

## પત્ર ૧૫.

રસિક પતિ,

અરે રે! કેટલાંએક હૈયાં કેવાં વજ્ર જેવાં કઠોર હોય છે! અને તેની શરમ પણ નથી આવતી! અજી પૂરા ચાર દહાડા થયા નથી એટલામાં તો કન્યા અને દહાડો બંને નક્કી થઈ ગયાં! સવારના પહોરમાં સોનાપુરના[1] વરઘોડાની ક્રિયા અને સાંજરે વિવાહના વરઘોડાની વાતો અને સંદેશા.—એક જ શ્વાસે એ ઉભય નામનું ઉચ્ચારણ પણ પાતકસમાન કોઇક ગણે. તેમ છતાં પણ એઓએ તો ઠંડે પેટે એમ જ કર્યું છે. અથવા એમ શા માટે? ઉત્તરક્રિયા અજી દસ દિવસ ચાલવાની છે તે પહેલાં લગ્નક્રિયાની પહેરામણી વિગેરે સર્વ સમજાુત કરી ચૂકયા છે!

એ બધી વ્યવસ્થા એમના ઘરના શિષ્ટ વર્ગે કરી છે, અને તે એટલી ઝપાટાબંધ કે ન પૂછો વાત. તેનું કારણ પણ તેટલા જ મહત્વનું છે. ઘરમાંથી ગૃહિણી જતાં જે ખાડો પડયો એ જો તરત ન પૂરાય તો અમંગલ ગણાય અને આગળ જતાં અનેક વિઘ્ન આવે એમ એઓની ધાર્મિક વૃત્તિ માને છે. શું ધર્મનું મહત્વ આવા પ્રકારની કઠણ કાળજાની દોડાદોડ ને ઘાલમેલ કરવાથી સચવાતું હશે! ને ધર્મનું મૂલ્ય વધતું હશે!—અરરરરર! મારૂં મન ચકડોળે ચડે છે; મારી કલ્પનાશકિત કળી શકાતી નથી!

લગ્નનું મૂહૂર્ત આવતા રવિવારનું લેવાયું છે. બિચારી ગૌરીએ આ જગતમાંથી વિદાયગિરી લીધી તેને બરોબર ચૌદમે દિવસે. કન્યા દસ વર્ષની છે. તેને નથી મા કે નથી બાપ; પેલા મધુવચનરામની પહેલી વહુની દીકરીની દીકરી છે. તેને ચોથાં દહાડાં કરશે તે જ દિને સાસરે વળાવશે—કારણ તે તેના પતિની સેવા ચાકરી કરી શકે તથા ગયેલી ગૃહિણીની ખોટ પૂરી પાડે!

---

૧ સ્મશાનમાં ઠાઠડી લઇ જવી તે. મુંબાઇના સ્મશાનસ્થાનને સોનાપુર કહે છે.

## પત્ર ૧૬.

**પ્રિયતમ:—**

આ આખા અઠવાડીયામાં તમારો એક પણ પત્ર આવ્યો નહિ; તેથી મારા ઇસ્કોતરીયામાંથી તમારો છેલ્લો પત્ર બહાર કહાડ્યો, ને તે આખો ફરીથી વાંચી ગઈ.

તમારા ઘરધણીની બે યુવાન પુત્રીઓનું મનમોહક વર્ણન વાંચી મનને બહુ આનંદ થયો છે. એ બહેનોનું જોડું "એટલું બધું સ્વરૂપે સુન્દર, તેઓની ઉચ્ચ પ્રકારની કેળવણી, અને એટલી બધી વ્યવહારકુશલતા"! હું તેમને મળું અને વાંસળી વગાડતાં તેમને સાંભળું એવું તમે શામાટે ઇચ્છો છો ? ઉલટું એવું ઇચ્છોને કે પેલી **શારદા**ની 'સાઠી ને બુદ્ધિ નાઠી' જેવી ઘરડી સાસુ તે સાંભળે. કારણ બિચારી **શારદા**ને તે ઘરમાં ગાવા પણ દેતી નથી એટલું જ નહિ પણ એક દિવસ **શારદા**ની વીણાના સો સો કડકા કરતાં પણ તે સાસુને હૈયે ધક્કો ન લાગ્યો તેથી એને સંભળાવો કે જેથી એ નઠોર સાસુને કદાચિત પસ્તાવો થાય અને ફરીથી એવું પાશવ કર્મ ન કરવાની કૃપા કરે, ને કંઈક માણસ થતાં શીખે.

ખરેખર વ્હાલા ! તમે મારા જેવા દુ:ખી નથી એ જાણી મને બહુ જ સુખ થાય છે,—તમે આનંદમાં છો એ વિચાર જેટલો આનંદ અર્પે છે એટલો આનંદ મને બીજી કોઈ પણ વાતથી થતો નથી. તમારી સોહામણી બહેનોને મારા અંત:કરણપૂર્વક સસ્નેહ પ્રણામ. આટલે દૂરથી હું તમને વિનોદ પમાડી શકું તેના કરતાં અધિક આનંદ, મારી નણંદો તમને સંગીતનો સ્વાદ ચખાડીને આપશે, એથી મને હર્ષ થાય છે. તમારાં પાવન પગલાં અત્ર પધારે ત્યાંસુધી મારી વીણાને હાથ ન અડકાડવાનો મેં નિશ્ચય કર્યો છે.

## પત્ર ૧૭.

પ્રાણવલ્લભ,

કોણ જાણે શાથીએ મારો જીવ બળે છે; કઈંક એવું થાય છે કે જેને નામ નથી, અને જેનું કદાચિત અસ્તિત્વ પણ નહિ હોય, એ શું હશે ? વ્હાલા ! અન્ય કંઈ જ નહિ, પરંતુ મારા મનનું ભૂત—મનનો જ મહાવ્યાધિ,—મારી કલ્પનાશીલ વૃત્તિ, અને મને ભીતિ લાગે છે કે કોઈક દિવસ એ મનનો રોગ મને [1]ઉન્મત્તશાલાનું પાત્ર બનાવશે.

કામણગાર કહાન, મને ઠપકો ન દેશો. મારી સર્વ અનિષ્ટ શંકાઓને હું વિસ્મૃતિગુહામાં દાટી દઉં છું, આનંદમાં મહાલતા જગત્ પ્રતિ દૃષ્ટિ ફેરવું છું, અને બલાત્કારે આનંદી રહેવા પ્રયત્ન કરૂં છું; પરન્તુ અન્ય ક્ષણે દુઃખનું વાદળું મારા મન ઉપર છવાઈ રહે છે, અને મારી સમસ્થિતિ ચળી જાય છે.

પ્રત્યેક દિવસ નવી નવી વાતો પ્રકાશમાં લાવે છે, અને મારી વધારે અને વધારે ખાતરી થતી જાય છે કે ઘણા લોકો આપણા દંપતીરૂપ સંબંધ પ્રતિ અરુચિ બતાવે છે, અને તિરસ્કારપૂર્વક ધ્વનિમાં આપણા સંબંધી વાતો કરે છે. મેં જ્યારે સાંભળ્યું કે, 'તમારાં ગંગાબ્હેન—તમારાં પોતાનાં ગંગાબ્હેન જેમની આપણા લગ્નસંબંધ પહેલાં તમે સંમતિ લીધી હતી તે—પણ જેને ને તેને મ્હોડે તમારો વાંક કહાડતાં ફરે છે ને કહે છે કે,—' રાજાને ગમી રાણી તે છાણાં વીણતી આણી; બા ! એ ગમે એટલી ફૂટડી પણ કુળ કોનું ?—હલકું જ ને, ' ત્યારે તો હું આભી જ બની અને ચમકી. અરેરે!

---

૧ ગાંડા માણસોને રહેવાનું સ્થાન, Lunatic assylum.

લોકો કેટલી બધી સંકુચિત દૃષ્ટિવાળા હોય છે. જેઓનો અંતરનો દ્વેષ નિંદારૂપે બહાર નથી આવતો એવાં માણસોની સંખ્યા કેટલી થોડી હોય છે ? અને જેઓ પોતે સુખી ન હોય તોપણ અન્યને સુખ ઇચ્છે એવા માણસોની સંખ્યા તો વળી તેથી પણ કેટલી બધી થોડી હોય છે ?

મારા વ્હાલા ! મને નિત્ય આવાં મેણાં મારી મારીને મારૂં કાળજું કોરી ખાય છે, તથાપિ તીવ્રમાં તીવ્ર અને મર્મભેદક વાગ્બાણથી મને લેશ માત્ર પણ વ્યથા થતી નથી; કારણ મારી પાસે એક રામબાણ ઉપચાર છે—તે તમારો પ્રેમ કે જેને હું સર્વ કરતાં વિશેષ ગણું છું. હા ! તમારો પ્રેમ–પ્રિયતમ–તમારો પ્રેમ મેળવવા માટે જ હું તમને ચહાઉં છું. એ શિવાય બીજી કોઇ વસ્તુનો મને લોભ નથી.

આ રંગી આવી. બહુ જ સારૂં થયું કે તે આવી. લાવ હું આ પત્ર બંધ કરી એના તત્વજ્ઞાનનું સુધાપાન કરૂં, જેથી મારા વ્યગ્ર જીવને કંઈક શાંતિ વળે.

પ્રિયતમ,—

પ્રિય સખી રંગી ગાઈ કાલે બરોબર વખતે આવી. તેનું આગમન મારા મનને ઇષ્ટ અને આવશ્યક હતું. કારણ મારા જીવને કળ વળતી નહોતી, અને જો તે આવી નહોત તથા બોધદાયક અને આનંદદાયક વાતચીતથી તેણે મને વિનોદ પમાડ્યો ન હોત તો ખરે હું દુઃખદરીયામાં ડૂબી જ ગઈ હોત.

મારી મનોજ્ઞ[1] સખીએ જેવો ઘરમાં પગ મૂક્યો કે તરત જ પૂછ્યું:—'કમળા ! તને શું થાય છે ? તારું મ્હોં કેમ ઉતરી ગયું છે વારૂ ?'

'કઈ નહિ !' મેં બલાત્કારે મુખ મલકાવી કહ્યું,—'કઈ નહિ ! શું હોય ! એના એ સંસારના રડાકૂટા !'

"એમ ન કરીયે. ઉમંગી થા ! કોમળ હૃદયવાળી કાંતા ! ઉમંગી થા ! **સંસાર જેટલો દુઃખથી ભરેલો છે તેટલો જ સુખથી પણ ભરેલો** છે.—'રજની નથી જીવન બધું.'"

તેના એ કટાક્ષની મારા ઉપર અસર થઈ, અને થોડી પળમાં તો અમે આઠ દિવસમાં બનેલા પ્રસંગોની વાત કરવા મંડી પડ્યાં.

'પહેલી વહુના મરણના પંદર દહાડામાં બીજું લગ્ન કરવાની કઠોરતા મારૂં મન કદાપિ સ્વીકારી શકવાનું નથી. અને વળી તેમાં તો ધર્મ સચવાયો એમ માને છે. ધર્મને નામે આવા ઢોંગ શીદને આવા સ્વાર્થી લોકો કરતા હશે વારૂ ? શું આપણો ધર્મ આટલો બધો નિર્દય છે? શું આપણો ધર્મ

---

૧ મન વર્તી લેનારી.

આસુરીભાવનાવાળો છે કે તે આવા અનાર્ય રીતિરિવાજને સંમતિ આપે ને પોષે ?'

'હવે છાનાં રહો છાનાં ! કમળાબ્હેન !' મારી સખી વચમાં બોલી ઉઠી, 'આપણા ધર્મવિધિઓની ઉત્પત્તિ એટલી બધી સરલ અને અસૂક્ષ્મ નથી. વળી તેમાં કેટલીક એવી વાતો પણ છે કે જે અગાધ જ્ઞાનની સહાયતા વિના સમજી પણ ન શકાય. પણ એટલું બધું ધર્મ તરફ વળવાનું કંઈ કારણ ? આપણા સંસારવ્યવહારના અનુભવમાં જ ક્યાં ઓછું છે જે ? જે માર્ગ તમને આટલો બધો ગભરાવી નાંખે છે તે માર્ગ સારો છે એમ સિદ્ધ કરવાને આપણા સાંસારિક અનુભવમાં શું ઓછું છે ?—પછી ભલેને તે માર્ગ નિર્દય જણાય.'

હું તો બહુ જ ગુંચવાઈ ગઈ.

'જે પ્રેમી પુરુષની પ્રેમાળ પત્ની મરી ગઈ તેનામાં હૃદય જ ક્યાં છે ? કમળાબ્હેન !' મારી સખીએ આગળ ચલાવ્યું—'તે હૃદય તો નષ્ટ થઈ ગયું છે !—તેના તો કટકે કટકા થઈ ગયા છે. તેને તો જેમ બને એમ ઉતાવળ કરીને એ કટકાને સાંધી દઈને ફરીફેરક આખું બનાવવું જોઇયે. તે હૃદય તો શોકની જ્વાલામાં હોમાઇ ગયું છે. તે જ્વાલાઓને જો એમને એમ વધવા દઇયે તો જરૂર તે હૃદયની રાખ કરી નાખ્યા વગર રહે નહિ. પ્રાણઘાતક મહાવ્યાધિથી પીડાતો, મરણશય્યાએ સૂતેલો, તથા સ્વહિતના વિચાર કે વર્તન કરવાની શકિતથી વિહીન એવા એક રોગીની અને આવા માણસની દશા સમાન હોય છે. આવી સ્થિતિમાં તે રોગીએ પોતાની સેવા બરદાશનું કામ શું પોતાના મિત્રોને ન સોંપવું જોઇયે ? અને બહુ જ સૂગ ચઢે એવી દવા હોય તોપણ પોતાની મર-

જીને વેગળી મૂકીને મૂગે મ્હોડે આંખો મીંચીને શું તેણે તે ન પી જવી જોઇયે ?

આ ઉદાહરણથી હું શાંત પડી, ને વિસ્તારથી અર્થ સમજાવનારી રંગી સામું શૂન્ય દૃષ્ટિથી હું જોઈ રહી.

'તથા' તેણે કહ્યું, 'તે રોગીની ધીમે ધીમે દવા કરવામાં ફળ શું ને ફાયદો શો ? તે બીચારાને તેના મનની વેદના ધીમે ધીમે કોતરી કરડીને તેનું સત્વ પણ ચૂષી ખાય ત્યાંસુધી મંદ મંદ ઉપચાર કરવા, અને **ત્યારપછી** એકદમ તે રોગને નિર્મૂલ કરવા પ્રયત્ન કરવો તેમાં શો લાભ ? કમળા ! કવિની કાવ્યદૃષ્ટિથી, તમે કહો છો એ, સારૂં હશે; પણ કમળાબહેન ! ઉલાળધરાળવાળા ને ખાડાખઇયાવાળા ખડબચરા આ સંસારપથમાં એ કાવ્યદૃષ્ટિ કશાય કામની નહિ. અથવા એમ શું કરવા ? શબને દાટવું કે દાહ દેવો એ જ પ્રશ્ન લ્યો. પ્રથમ ક્રિયામાં—દાટવામાં—આનંદદાયક કવિત્વ રહેલું છે, પરંતુ તે કવિત્વ લાભવિહીન છે. અન્યમાં કવિત્વ નથી પરંતુ ગદ્યમય વ્યાવહારિક તત્વજ્ઞાન સમાયલું છે. અને બહેન કમળા, આ જીવન એવું તો અદ્‌ભુત છે, એવું તો પ્રસંગને અનુકૂલ કરી શકાય એમ છે કે એક મરી ગયેલા કોહી જતા શરીરને અગ્નિદાહ દેવામાં જે ડહાપણ અનુભવે સિદ્ધ કર્યું છે, તેવું જ ડહાપણ એક જીવંત અને નિરંતર વૃદ્ધિ પામતા શોકવૃક્ષને પણ દાહ દેવામાં અનુભવ પ્રતિપાદન કરે છે—અને ખરેખર ! એ અનુભવ તે એવા પ્રકારનો છે કે વિદેશીય અજાણ્યાં મનુષ્યોને સમજતાં કઠણ પડે.

મારા તો હોઠ જ બીડાઇ ગયા; પરંતુ એક પળ વિરામ લઇ, બોલવાની મેં હિમ્મત કરી, અને કહ્યું કે, 'અને આંખમાં

'આંસુ ને હૈયામાં હોળી સાથે પણ તે માણસે પ્રેમની ક્રિયામાં ભાગ લેવોને ?'

'હાં......એ જ તમારી સમજમાં મોટી ભૂલ છે. કમળા-બહેન !' રંગીએ ઉત્તર આપ્યું. 'તમે ભૂલી જાઓ છો કે આપણો લગ્નસંબંધ તે પેલા ગોરી ચામડીવાળાના લગ્નસંબંધ જેવો નથી હોતો. આપણો લગ્નસંબંધ, એ કંઇ પ્રીતિની શોધખોળ, પ્રીતિની યાચના, અને પ્રીતિપાત્રની પસંદગી કે, જે પ્રીતિ પતિ-પત્ની સંબંધ દૃઢ થયા પહેલાંની બંધાયલી હોય છે તેવા પ્રકારની પ્રીતિનું પરિણામ નથી. પરંતુ આપણો લગ્નસંબંધ એ એક એવા પ્રકારની ધાર્મિક ક્રિયા છે કે જે માત્ર અમુક પ્રદેશ નિશ્ચિત કરે છે, અને તે પ્રદેશમાં—મર્યાદામાં—મનુષ્ય, દિવ્ય ઉદ્દેશો સારૂ, દિવ્ય પ્રેમની જ્યોતિ કેળવે છે; ને તે પણ કેવી રીતે ? પોતાની પસંદગીથી નહિ, કિંતુ કેવલ પોતાના વડીલ વર્ગની મતિ—વૃત્તિ—અને આજ્ઞાને અધીન વર્તીને. એ ક્રિયાની સર્વ વ્યવસ્થા વડીલ વર્ગ જ કરે છે, અને તેમાં, વહુ કે વર, કોઈ પણ મદનશરથી[1] લેશ પણ ઘવાઇને ભાગ લેતાં નથી. નહિ તો જે બીજીવારનાં લગ્ને તમને આટલાં બધાં મુંઝવણમાં નાંખ્યાં તે લગ્ન સંવનનની[2] સંસ્થામાં તો નિષ્ઠુર હૃદયનું રાક્ષસી કર્મ જ કથાય—અને એ લગ્ન તો શ્મશાન ભૂમિ ઉપર થયેલાં ગણાય.

એમાંથી બીજી વાતો નીકળી અને ગ્રહણને દિવસે સોળ વર્ષની સુંદરીને સાઠ વર્ષના પૈસાદાર પણ પળીયાંવાળા ડોસાનો ભોગ થઇ પડેલી જોઇ હું ચમકી એ સર્વ મારી સહીને મેં કહ્યું.

---

૧ કામબાણ. ૨ Courtship.

'બ્હેન ! ધનેશ્વરે એ તોફાન એક જ દેશમાં કે એક જ જ્ઞાતિમાં મચવ્યું છે એમ નથી. તેણે ઘણા પક્ષોના સ્વતંત્ર વિચાર પલટાવ્યા છે એટલું જ નહિ પરંતુ ઘણાં માબાપોના પવિત્ર વિશ્વાસનો ઘાત પણ કર્યો છે. બીચારી ભારતીની દશા સાંભરી આવતાં ઘણીયવાર મારી આંખમાં આંસુ આવ્યાં છે. આવાં નઠોર માણસોને લીધે સખત કાયદા ઘડવા પડે છે; પણ એટલા સારૂ કંઇ કાયદા બંધ થાય નહિ કે ફેરવાય પણ નહિ **આ સંસારમાં એવી એક પણ સંસ્થા નથી કે જેનો દુરૂપયોગ ન થઈ શકે.'**

'પણ, આટલું મને કહે, રંગી,' મેં પૂછ્યું, 'શું આપણાં ધર્મશાસ્ત્રમાં એકીવારે એક કરતાં વધારે વહુ પરણવાની પુરુષને છૂટ આપી છે ખરી ?'

'એમ જણાય છે કે તેઓ છૂટ આપે છે ખરાં,' મારી સખીએ ઉત્તર દીધું, 'પણ ખાસ કારણો હોય ત્યારે જ,— જેવાં કે લગ્ન–પ્રતિજ્ઞાભંગ, અશક્તિ, વંધ્યત્વ અને તેવાં જ બીજાં કેટલાંક. પરન્તુ જે દૃષ્ટાંતો આપણે કાને આવે છે તે સર્વમાં તો આવા અસાધારણ અને ચોકસ સવિશેષ હક્કનો દુરુપયોગ જ દેખવામાં આવે છે; અને તેનો ઉદ્ભવ પશુવૃત્તિમાંથી જ હોય છે. એક મ્હોટો જાગીરદાર સંખ્યાબંધ સ્ત્રીઓ પરણે તો તે પશુ કરતાં કંઈએ સારો ન કહેવાય, અને જે **ઉદાત્ત ભાવ–પ્રેમ–પુરુષને ઉત્તરોત્તર ઉન્નતિક્રમમાં સ્થાપીને પુરૂષોત્તમની–પરમેશ્વરની—અધિક અને અધિક સમીપ આણે છે તે ઉચ્ચવૃત્તિની** તો તેને ઝાંખી પણ થતી નથી.'

'પણ બહેન,' મેં કહ્યું, 'ઉત્તર પ્રદેશના રહેવાસી—તેમાં બ્રાહ્મણો પણ—અનેક સ્ત્રીઓ પરણે છે ખરા તથાપિ તેમાંની ઘણી સ્ત્રીઓનો તો સહવાસ પણ સેવતા નથી, એમ મેં સાંભળ્યું છે. તો એવા પ્રકારનાં મનુષ્યોમાં પશુવૃત્તિની વાત ક્યાં આવી? કોણ કોઇકે કહેતું હતું કે તેમાંના એક બે જન તો સોએક કન્યાઓ પરણ્યા હતા, અને તેટલી બધીનાં નામ યાદ રાખવાં સરળ પડે એટલા સારૂ તો તેઓએ એક હાજરી-પત્રક રાખ્યું હતું.'

'હસવા જેવી વાત,' મારી સહીએ ઉત્તર દીધું, 'જે સાંભળીને આંખમાંથી આંસુ સરવાં જોઈએ તેને બદલે હસવું આવે એવી. એ તો અમુક પંથના રૂઢ-આચારનો હદપાર વળગી રહેલાઓના અસાધારણ તેમ જ વિરલ દાખલા છે. અને ગમે એવો દુરાગ્રહી ધર્માભિમાની પણ તેવાઓનો બચાવ કરે નહિ.'

ત્યારપછી કેટલોએક સમય, રાંક ગૌરી અને તેની ઉત્તરક્રિયા સંબંધમાં વાતચિત કરવામાં ગયો. આ ઉપરથી મને એક પ્રશ્ન સ્ફુર્યો, અને તેનો ઉત્તર મારી સહી નહિ આપી શકે એમ મેં ધાર્યું; તેથી તેને પૂછ્યું કે,—

"વારૂ શાણી રંગી! જીવતાં માણસની ઉત્તરક્રિયા કરવામાં આવે છે તે સંબંધમાં તારી પાસે શો ખુલાસો છે? કારણ મેં સાંભળ્યું છે કે એક માણસે વિધવા સાથે પુનર્લગ્ન કર્યું, અને બીજો કિરસ્તાન બની ગયો, એ બેની ઉત્તરક્રિયા કરી છે; પણ અલી! એ બે તો જીવતા જોધ છે!'

રંગીએ કહ્યું કે, 'આપણાં શાસ્ત્રો, નાતબહાર મૂકાયલાં માણસોને મરી ગયલા જેવાં જ ગણે છે, કારણ કે, અમુક

માણસ નાતબહાર મૂકાયો, એટલે તે માણસનો તેની નાત સાથેનો સંબંધ ત્યારથી ત્રુટયો; તેથી તેની નાતને મન તો તે માણસ મરી ગયો એમ જ છે,—પણ તે તેટલા જ અંશમાં. એ શાસ્ત્રીય વિચારનો, આપણા ધર્મગુરુઓએ, અક્ષરશઃ અર્થ કર્યો અને તેવા જીવતા માણસની પણ ઉત્તરક્રિયા કરવાનું દાખલ કર્યું—અંધશ્રદ્ધાનો આ બીજો નમુનો ! ખચિત ઉત્તરક્રિયાને નામે જે ક્રિયા કરવામાં આવે છે એ તો એક ફારસરૂપ જ હોય છે અને એથી કઇં પુણ્યની આશા રાખી શકાય નહિ.'

'ફારસ ! હું તો એને **અપમાન** જ ગણું !'

'બહુ સારૂ, તો અપમાન—પરંતુ ઇરાદાવગરનું.'

મારી સહીપણીની શીઘ્ર ઉત્તર દેવાની શકિત જોઇ મને સહજ હસવું આવ્યું. રંગીની આવી બુદ્ધિને લીધે તેના પ્રતિ હમેશાં મને પૂજ્યભાવ રહે છે, અને ઘણાં પુસ્તકો વાંચ્યા વગર આટલા બધા અમૂલ્ય જ્ઞાનનો ભંડાર તેણે શી રીતે એકઠો કર્યો એ મેં એને પૂછ્યું. મેં જે પ્રશંસા કરી તેને એ યોગ્ય નથી એમ જણાવી તેણે કહ્યું કે,–'જે થોડું ઘણું હું જાણું છું તે તો મારા વૃદ્ધ દાદાજિ, ધર્મશાસ્ત્રમાં નિપુણ એવા વિદ્વાન્ શાસ્ત્રીઓ સાથે આવા વિષયો સંબંધી વાર્તા કરે ને ચર્ચા ચલાવે તે સાંભળ્યાથી થોડું ઘણું યાદ રહી જાય એટલું જ.'

'કુટુંબ સર્વાંશે ધર્મપરાયણ[1] હોય એ કેટલો બધો ઇશ્વર-અનુગ્રહ !'–મેં કહ્યું. 'મારા પિતાજિ–તેઓના જ્ઞાન અને સ્થાન પ્રત્યે સંપૂર્ણ માનપૂર્વક કહું છું કે,—'જગદ્દેશીય[2] છે; પિતાજી પ્રતિની મારી પ્રીતિ બહુ જ ઉછળી રહે છે; અને તે

---

[1] orthodox . [2] Cosmopolitan.

એઓએ જે માયામમતા ને કૃપા અત્યાર સુધી દર્શાવ્યાં છે, તથા અજી પણ દર્શાવે છે, તેને સારૂ મારૂં અંતઃકરણ આભારના ભાર તળે દબાય છે, તોપણ જે પદ્ધતિ પ્રમાણે મને ઉછેરવામાં આવી છે તે પદ્ધતિ ઉપર ધીમે ધીમે મને અભાવ આવતો જાય છે. વાંચી વાંચીને મારી આંખો પણ બગડી ગઈ, પરંતુ એવા વાંચનથી લાભ શો ? તેમાં પણ અર્ધ-જ્ઞાની સુધારકોના લખેલા લેખો વાચ્યાથી તો લાભની આશા રાખવી પણ મિથ્યા. મને તો એમ જણાય છે કે આપણા ઇંગ્રેજી કેલવણી પામેલાઓના વિચારમાં, નથી હોતું ચેતન, નથી હોતું સત્વ, કે નથી હોતું માંસ; કારણ યથાર્થ ન સમજાયેલા એવા યૂરોપીય સંસ્કારોનું અને આપણી સામાજિક સ્થિતિના ઉપરચોટીયા જ્ઞાનનું તે વિચારોમાં મિશ્રણ હોય છે. એવા સુધારકોના રીતિ-રિવાજોની, સ્વભાવથી જ પ્રશંસા કરનારી મારા જેવીને પણ સુધારા સંબંધી એઓની સૂચનાઓ અને કાર્યક્રમો ઘણીવાર અન્યાયી-વિવેકશૂન્ય-ભાસ્યાં છે.'

'ખચિત જ' મારી સહીપણી વચમાં બોલી ઉઠી, 'આપણી સામાજિક રૂઢીઓ અને રીતિરીવાજોમાં ઘણુંય એવું છે કે જેમાં સુધારો કરવાની આવશ્યકતા છે, તેમ જ શક્યતા પણ છે—પણ તે આપણા સુધારાવાળા પક્ષવાદ કરીને કહે છે તેવી રીતે નહિ, તેમ જ તેટલા બધા અંશમાં પણ નહિ. સુધારો કરવાની પણ રીત હોય છે. થોડાંક માણસની નજરે અસહ્ય અને અવાસ્તવિક લાગે એવું જે કંઈ હોય, તેમાં કરેલો સુધારો જો કદિ આપણા સામાજિક બંધારણના મૂળ સ્વરૂપની આડે આવતો હોય, અગર આટલાં બધાં શતક વીતી ગયા છતાં પણ અત્યાર સુધી તે દોષવાળી સંસ્થા જે પાયા ઉપર મજબૂત

ટકી રહી છે તે પાયાને તે સુધારો હચમચાવી નાંખે એમ હોય તો તે સુધારો તેવી રીતે કરાય નહિ; અને આપણે વિસરી જવું જોઈતું નથી કે ઉપલું જોખમ ખેડ્યા શીવાય કંઈ પણ ફેરફાર કરી **શકાય** નહિ એવું ઘણું છે. વિધિઓ અને નિયમો દરેકે દરેક સમાજમાં એકરૂપમાં કે બીજા કોઈ રૂપમાં હોય છે; અને હોવા પણ જોઇએ. તેવા વિધિ–નિયમો પરિણામે તે સમાજનું કલ્યાણ કરવામાં સાધનભૂત થાય છે,—પછી વિકારજનક વિચારોની અસરથી વિકૃત-ભ્રષ્ટ-થયેલાં કેટલાંએક માણસોને એવા નિયમોથી સંકટ સોસવાં પડે એ જૂદી વાત. એક મોટી, મજબૂત અને સુંદર ઇમારત હોય, તેમાં કદિ પ્રસંગે પ્રસંગે સહેજસાજ ચણતર આદિ સમારકામ કરાવવું પડે, કદિ પ્રસંગે પ્રસંગે ધોળાવવું રંગાવવું પડે, તો તેટલું કરવું જ જોઈએ. પરંતુ જરૂરપૂરતો સુધારો કરવાને બદલે કંઈ તે ઇમારતને ત્યાંથી ખશેડીને તદ્દન નવા પાયા ઉપર તો કદી મૂકી શકાય જ નહિ; તેમ જ તેમાંનું કેટલુંએક બાંધકામ તોડી પાડ્યા વગર તેના મૂળ આકારમાં કે રચનામાં પણ કંઈ ફેરફાર કરી શકાય નહિં. તેમ જ એ તોડી પાડવાનું કામ પણ એક મુઠ્ઠીભર માણસો કદી પાર પાડી શકે નહી. હવે એ જૂની પદ્ધતિથી રચાયલી ઈમારત ઉપર જે માણસોને અભાવ આવી ગયો હોય—એટલો બધો અભાવ આવી ગયો હોય કે તેમાં કરેલા નવીન પદ્ધતિના સમારકામથી તેમ જ રંગરોગાનથી તેમને સંતોષ ન જ વળતો હોય તો તો પછી તેવાં માણસોને માટે એક જ માર્ગ રહ્યો—કે બલાત્કારે પણ તેઓએ દૂર એક નવું સ્થાન શોધી કહાડવું જોઈએ–ભલે તે સ્થાન નિર્જન હોય—અને ત્યાં પોતાના ઉચ્ચ પ્રતિના મનોરથો સિદ્ધ થાય એવું એક નવું મકાન બની શકે તો ઊભું કરવું. કદાપિ તેઓનો તેવ

પ્રકારનો પ્રયત્ન નિષ્ફળ જાય, અથવા કદાચિત તે મકાન થોડો સમય ટકીને પૃથ્વીશરણ થાય તો તે, ભવિષ્યની પ્રજાને, એક પાઠરૂપ–અમૂલ્ય પાઠરૂપ થાય.'

'બરોબર,' મેં કહ્યું, 'ઇંગ્રેજી કેલવણીથી ઉપજેલા વર્ણસંકરવિચારવાળાને, જ્ઞાતિબંધનની નિર્દયતાના લવારા શિવાય બીજો કોઈ પણ તુરંગ સાધારણ થઇ પડ્યો હોય એમ મારા જાણ્યામાં નથી.'

'તોપણ,' મારી સખીએ સાક્ષી પૂરી કે, 'અતિ સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને તથા વિચારનારને ઝટ સમજાશે કે 'જ્ઞાતિ'નું બંધારણ આ જગતમાં સર્વત્ર હોય છે, એટલું જ નહિ પણ 'જ્ઞાતિબંધન' એ પ્રત્યેક મોટી સમાજનું એક આવશ્યક અંગ છે; પણ ફેર કેટલો કે આપણે અહિં એને 'નાત' કહે છે, ત્યારે એમને ત્યાં 'વર્ગ' અથવા 'પદવી' કહે છે; એ તો માત્ર નામફેર થયો. પણ વધારાનો ફેર આ કે એમને ત્યાં એ 'વર્ગ' અથવા 'પદવી' બદલી શકાય છે, આપણે ત્યાં એવી રીતે 'નાત' બદલાતી નથી, એક નાતમાંથી બીજી (ઉચ્ચ) નાતમાં જવાતું નથી. પરંતુ એ મૂલ મહત્વના–જેની કિંમત થોડા જ જાણી શકે છે તેવા–વિચારો ઉપર સ્થપાયલું 'અવિકારિત્વ' આર્યવ્યવસ્થાનું મુખ્ય લક્ષણ છે. અને મર્મભાગને કે મૂલ ઇમારતને હાનિ પહોંચાડ્યા શિવાય એ લક્ષણમાં ફેરફાર કરવો અશક્ય છે. જાહેરમાં સર્વ રીતિએ જ્ઞાતિબંધન ત્રોડનાર અથવા તોડવાનો આડંબર રાખનારાના જીવનમાં એ જ 'જ્ઞાતિબંધનનું' અસાધારણ બલ દિવસે દિવસે સિદ્ધ થતું જોતાં ખરેખર સહેજ ગમત પડે છે. ઇંગ્રેજ લોકોમાં વટલાઇને જતા હિન્દુઓ પણ લગ્નપ્રસંગે તથા તેવા

જ બીજા ભોજન આદિ પ્રસંગોમાં જ્ઞાતિવિચાર ભાગ્યે જ ભૂલી જાય છે; ઉચ્ચી પંક્તિનો મનુષ્ય, નીચી પંક્તિના મનુષ્ય સાથે નિરંકુશપણે જોડાતાં, ભળી જતાં, એક થતાં હમેશાં આંચકો ખાય છે; અને ઉતરતી પંક્તિનો મનુષ્ય, શંભુમેળો કરી સર્વને એક પંક્તિમાં આણવા તથા મૂળ જ્ઞાતિભેદનાં દર્શક, ચિહ્નમાત્રનો નાશ કરવા ઉત્સુક હોય છે. જ્ઞાતિભેદને[1] અનુસરતો લલાટ ઉપરનો તિલકભેદ[2], તેમ જ જ્ઞાતિભેદદર્શક પ્રત્યયવાળો[3] નામભેદ, થોડા કે ઘણા ત્યજી દે, તોપણ કમળા-બહેન ! નક્કી માનજો કે વટલાયલાઓની નીકળેલી નવી નાતનો સંહાર થવાને પણ ઘણા સૈકાની જરુર છે. જ્ઞાતિબન્ધનનું લક્ષણ, કોઈ પણ વ્યક્તિના સ્થૂલ શરીરના અમુક એક બે ભાગમાં વસેલું છે એ ધારવું ભૂલભરેલું છે, કારણ વસ્તુતઃ તો તે લક્ષણ તે વ્યક્તિની રગેરગમાં ને રોમે રોમે વ્યાપી રહ્યું હોય છે તથા નિરંતર વહ્યાં કરે છે.'

મે કહ્યું, 'કોઇકિને એમ પણ વિચાર આવે, કે જ્ઞાતિદર્શક પ્રત્યયો કહાડી નાંખીને પોતાનાં નામને બાંડાં બનાવવાને બદલે ઉચ્ચી જ્ઞાતિનું નામચિહ્ન સર્વ કોઈ ધારણ કરે તો જ્ઞાતિ માત્ર એક કરી દેવાનો અર્થ વધારે સારી રીતે સરે.'

'અરે વાહરે મારાં બુદ્ધિશાળી કમળાબહેન,' મારી સહી હસતાં હસતાં બોલી, 'ખરેખર તમારી સૂચના જો આચારમાં

---

૧ જુદી જુદી ન્યાતો. ૨ જુદી જુદી જાતનાં ટીલાં.—હિન્દુઓમાં કોઇ ચાંલ્લો કરે છે તો કોઇ ઉભુ ટીલું, તો કોઇ આડું ટીલું એમ કરે છે તે પ્રમાણે, તે ટીલાં કરનારા જુદી જુદી ન્યાતોના ને જુદા જુદા ધર્મવાળા ગણાય છે. ન્યાત પ્રમાણે માથાની પાઘડીયોમાં પણ ફરક આવે છે. ૩ તેવી જ રીતે નામ છેડે આવતા શબ્દ 'દાસ' 'રામ' વિગેરે તે પણ જુદી જુદી ન્યાતો બતાવે છે.

મૂકાય, તો તો પછી નાતોનો ખરેખરો ગોટો વળે અને દરેક જન ઉચ્ચામાં ઉચ્ચી પંક્તિએ ચઢી જવા ભાગ્યશાળી થાય. મને એમ થાય છે કે આપણા ખ્રીસ્તી ભાઈઓ આ સૂચના ઝડપી લે અને પછી પોતે 'શાસ્ત્રી,' ને 'શર્મા' થાય કે 'શંકર' કે 'રામ' કે 'દાસ' થાય.'

'તે માટે તો,' મેં કહ્યું, 'આપણા જે હિન્દુભાઇયો નાતના અન્યાય સંબંધમાં આટલું બધું તડતડ તડતડ બોલે છે ને ભપકાબંધ ભાષણો કરે છે એ પણ જો આ સૂચનાને અનુસરે તો પછી કોઈ પણ માણસ વિષે એ મૂળ કોણ હશે એ ખાતરી-પૂર્વક કહેવું અશક્યવત્ થઈ પડે. દાખલા તરીકે એક માણસ પોતાને 'શાસ્ત્રી' કહેવડાવતો હોય. હવે પોતાને એ 'શાસ્ત્રી' તરીકે ખપાવતો માણસ તે જન્મથી જ શુદ્ધ બ્રાહ્મણ છે કે મૂળે બીજી જાતનો પણ માત્ર બ્રાહ્મણપદ ધારણ કરેલો માણસ છે! એ કહેવું અને સમજવું મુશ્કેલ થઈ પડે. તે જ પ્રમાણે ક્ષત્રિય, વીસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, કૃષ્ણોરા તથા ચિત્રોડા એ બધાયમાં.'

મારી સહીપણીને તો એટલું બધું હસવું આવ્યું કે તેનું પેટ દુઃખ્યું. એટલામાં, ઘરના છેક છેલ્લા બારણા બહારથી, કોઈ અબળાનો તીવ્ર કરુણસ્વર એકાએક કાને પડતાં ચિત્ત ત્યાં ખેંચાયું, અને 'શું હશે' એ કૌતુક જોવાની જિજ્ઞાસા અમને ત્યાં લઈ ગઈ. ને જોયું તો એક ભીખારણ હતી ને તેને ખભે લુગડાની ઝોળીમાં એક બાળક હતું. બારણે આવતાં લીધેલા શ્રમનું ફળ જોઇએ એથી વધારે મળ્યું હોય એમ અમને લાગ્યું કારણ તે બાળક એટલું બધું સુન્દર હતું કે તેથી વધારે રૂપાળું બાળક ન કવિની કલ્પના કલ્પી શકે કે ન કોઇ ચિત્રકારની

લેખિની ચિત્રી શકે. જ્યારે તે ભીખારણે તે બાળક અમને બતાવ્યું ત્યારે તે એટલું બધું ફૂટડું લાગ્યું કે તેને મારા હાથમાં લેવાનું મને મન થયું, અને મારો અંતરાત્મા તૃપ્ત થાય ત્યાં સુધી ચુંબન કરવા ઉર્મિ થઇ આવી. અહાહાહા! શું તેનું સુન્દર મુખ! ગુંછળાંવાળા છતાં કેવા કાળા ભમ્મર જેવા કેશ! અને તેની ચળકતી આંખો! વળી ન્હાના પણ રતાશમાં તો પરવાળાંને પણ હઠાવે એવા રાતા ચટક હોઠ! ન્હાના ન્હાના હાથ અને પગ!—જાણે અકલુષિત રૂપની પ્રતિમા! શુદ્ધ સુવર્ણનું પૂતળું! ખરેખર વ્હાલા તે બાળક એવું સુંદર હતુ કે તેને ઉચકીને ફરનાર તે ભીખારણ તેની મા હશે એ વિચાર જ અસંભવિત લાગતો હતો. મેં અને મારી સહીયે એ ભીખારણને ધારીધારીને નીરખી. કાળી અને કદ્રૂપી તે ભીખારણ, તે ગોરા ગોરા ગભરૂ બાળકથી તદ્દન ઉલટા જ રૂપરંગની હતી;—અને નિઃસંશય તે ભીખારણ, ત્રણ મહિનાના બાળકની માતા હોય એવી જણાઈ પણ નહિ. '

'અરે રે! આપણે રહીયે છીયે તે કેવો નિષ્ઠુર સંસાર!' અંતે એક નિઃશ્વાસ મૂકી હું બોલી.

'પ્રત્યેક સામાજિક સંસ્થા સંબંધમાં એ સત્ય છે.' મારી સહીયે આક્ષેપ કર્યો.

કોઇક પૂર્વજન્મના કર્મને લીધે આ બીચારા બાળકને દૈવે બચાવ્યું અને એક ભટકતા ભીખારીને હાથ સોંપ્યું એ જોઈ મારૂ હૈયું દયાથી દળ્યું. એ સુંદર દેખાવ જોવાનો એકાંતિક લાભ મારી સહીને આપી, હું અંદર ગઈ; એક જૂની શાલમાંથી રહેલો કકડો અને મારે પોતાને માટે તરતનો શીવેલો અણીયો કે જે બહુ જ મોટો પડતો હતો તે લાવી. એ બને

વસ્તુઓ તે ભીખારણને આપી તથા તેથી તે બાળકને કેટલું બધું સુખ થશે એ વિચાર જેમ જેમ આવતા ગયા તેમ તેમ અધિક અધિક આનંદ અનુભવાયો. એક પાવલી મારી સહીયે ક્યારનીય આપી હતી, અને મેં બીજી પાવલી તેના હાથમાં મૂકી એટલે ભીખારણ ચાલતી થઈ.

'રંગી', મેં પૂછ્યું, 'આ ભીખનો ધંધો આપણા દેશમાં આટલો બધો ચાલે છે એ સંબંધી તું શું ધારૂં છું ! જેઓને કામ કરવાને ઇશ્વિરે હાથપગ અને શકિત આપેલાં છે છતાં તેનો ઉપયોગ ન કરે એવા આળસુ ભીખારીઓને દાન કરવું એ વિવેક–વિચાર વગરનું છે કહી પેલા લોકો કેટલું બધું કરે છે ?'

'એ વળી એક બીજો બુટ્ટો', રંગીએ તેની રોજની રીતિ પ્રમાણે શીઘ્ર ઉત્તર દીધો, 'કેટલો બધો સાધારણ થઈ પડ્યો છે ! જાણે આપણા આવડા મોટા દેશમાં આટલાં બધાં લાખો માણસો વસે છે તે સર્વને માટે કામ સાંચી રાખવામાં આવ્યું હોયની ? ભીખ માગવાનું કાયદાથી બંધ કરો અને જૂવો કે ગુન્હા અથવા દુ:ખ કલહ કંકાસ વધે છે કે નહિ ?—વધવાં જ જોઈએ. કારણ પછી તેવા ભીખારીઓને પેટ ભરવાનો બીજો રસ્તો જ ન રહ્યો; કાં તો તેમણે ચોરી અને લૂંટનો ધંધો કરવો જોઈએ અથવા તો વર્ણી શકાય નહિ એવા અતિશય દુ:ખમાં ડૂબી મરવું જોઇએ. લોકો તો કહે છે કે ગોરા લોકોના મુલકમાં, તવંગરમાં તવંગર, આંખને આંજી નાંખે એવી અને એટલી સમૃદ્ધિવાળા શ્રીમન્તોની જોડાજોડ ને લગોલગ આવાં કંગાલ માણસો દુ:ખ અને ભૂખમરામાં સબડ્યાં કરે છે. તેવી જ સ્થિતિ આપણા દેશની થાય. આપણો દેશ ગમે એટલો દીન અને દ્રવ્યહીન થઇ ગયો છે તોપણ આપણી સામાજિક

સ્થિતિમાં આવા ત્રાસ ઉપજાવે એવા વિરોધો દૃષ્ટિગોચર થતા નથી એટલો પરમેશ્વરનો પાડ. માનવજાતિને જે શરમાવું પડે એવી દશાથી આપણ બચી ગયાં છીએ એનું કારણ આપણી **દાનપદ્ધતિ; આપસ્વાર્થીપણું ન શીખવતાં એક અલ્પ ' જીવને ' ધીમે ધીમે ઉચ્ચ ઉચ્ચ પંક્તિમાં લઇ જઇ ' શિવ ' પદની અધિક અધિક સમીપે સરવામાં સહાય્ય કરે છે એ પણ આપણી દાનપદ્ધતિ:** અને પોતાના ઘરમાંથી જ આરંભાઇ, અભિમાન ઉત્પન્ન કરે એવું, આપણી સામાજિક સંસ્થાનું, અંગ જે ( Jont Family System ) **સંયુક્તકુટુંબ વ્યવસ્થા**—તે રૂપે જે વ્યકત થાય છે તે પણ અન્ય કંઈજ નથી પણ આપણી પ્રશંસનીય **દાનપદ્ધતિ.** એક કુટુંબની અનેક વ્યક્તિઓને સજ્જડ સાંકળનાર પરસ્પરનાં માયામમતા અને સ્નેહભાવ, તથા ઇતર સર્વના સુખને સારૂ કરવું જોયતું સ્વાર્પણ–આત્મસુખનો ભોગ, અને પોતાને પ્રતિકૂલ વસ્તુમાં પણ અનુકૂલ ભાવ ધારણ કરવો, એ સદ્‌ગુણનાં તત્વોનું સ્વપ્ન સરખુંય બીજી સંસ્થાઓને આવ્યું હોતું નથી.—બીજી સંસ્થાઓ કે જેમાં સ્વાત્મસુખ એ જ સર્વ કોઇનું મુખ્ય લક્ષ્ય છે અને જ્યાં પોતાને સુખ થાય એટલા સારૂ અન્ય પ્રાણીઓમાંથી વિયોગ અને સ્વતંત્રતા શોધાય છે. '

' પ્રિય રંગી, ' મેં કહ્યું, ' એ આપણી સંયુક્તકુટુંબવ્યવસ્થાની વિરુદ્ધ, અને એવા કુટુંબની એક જ કમાતી વ્યક્તિના પૈસાટકા ઉપર તાગડધિન્ના કરનાર અનેક ભોજનભટ્ટની[1] વિરુદ્ધ બોલાતું આપણે કેટલું બધું સાંભળીએ છીએ ! સ્વશક્તિથી

---

[1] બહુ ખાનાર: ખાવા વખતે તૈયાર ને કામ કરવા વખતે નહિ એવા.

મેળવેલા દ્રવ્ય ઉપર પોતાનું જ એકલાનું જ સ્વામિત્વ રહે એવા વિષયની, આપણામાંના કેટલાએક કેળવાયલાઓએ કરેલી રાક્ષસી સૂચના તેં નિશ્ચય સાંભળી જ હશે. સઉ કોઈ એમ ધારતું હતું કે એ સૂચના પસાર થશે; અને તે જ સમયે એ સૂચના નિષ્ફલ ગઈ એટલું મોટું ભાગ્ય !'

'એ સંબંધે કંઇં પણ કહી શકાય તો એટલું જ કે, એ સૂચના અલ્પદૃષ્ટિની તેમ જ આત્મઘાતક હતી', મારી સહીએ આક્ષેપ કર્યો. 'પરસેવો ઉતારી રળેલા પૈસામાં પોતાના ભાઈઓ ચાંચ મારી શકે નહિ એવી ઈચ્છાવાળો એક સ્વાર્થી પિતા પણ,—તેનો પોતાનો જ પૈસાદાર પુત્ર, તેના એક ગરીબ, નિરાશ્રિત અને તેથી જ કેળવણીનું ફળ મેળવવા દુર્ભાગી નીવડેલા એવા ભાઇની ઉપેક્ષા કરે—એ વિચારને પણ અંતઃકરણથી ધિઃક્કારશે. પોતે પોતાના ભાઈ પ્રતિ દ્રવ્ય સંબંધી જેવું વર્તન રાખે છે એવા જ પ્રકારનું પોતાના પુત્રનું તેના ભાઇઓ પ્રત્યેનું વર્તન ધિઃક્કારતો પિતા અલ્પદૃષ્ટિનો નહિ તો બીજું શું ? તેમ જ એવી રીતિએ એક લોહીના બે ભાઈઓમાં જાણી જોઈને વૈર ઉત્પન્ન કરવામાં આવે તેનું પરિણામ કુટુંબના તેમ જ કૌટુંબિક કીર્તિના નાશમાં આવે તેમાં શું આશ્ચર્ય ! કમળાબહેન ! ખરેખર ! 'સંયુકતકુટુંબ'ની વ્યવસ્થા એ સમતા તથા પ્રીતિના બીજમાંથી ઉપજેલું એક એવું વૃક્ષ છે કે તે સદા નિરંતર વધતું વધતું કુટુંબમાં ચોપાસ વધારે ને વધારે ફાલે છે ને ફેલાય છે. જ્યારે જ્યારે તે વૃક્ષની ડાળીઓ વધતી વધતી એક બીજામાં ગુંચવાઇ જાય છે અને પરસ્પરની ઉન્નતિમાં બાધકારક થઈ પડે છે, ત્યારે ત્યારે તે તે ડાળીઓને કદિ કોઇ કાપે,—અને તે કાપવી જ જોઇએ—તો તેથી તે વૃક્ષનો નાશ

થતો નથી. પરંતુ તેમાંની પ્રત્યેક શાખા એક એક વૃક્ષ થશે અને તે વૃક્ષને પાછી બીજી શાખાઓ આવશે.'

'વારૂ પણ રંગી', મેં પૂછ્યું, 'આપણી 'સંયુકતકુટુંબ'ની વ્યવસ્થાએ આપણા ગૃહસંસારમાં સ્ત્રીઓનું માન અયોગ્ય રીતે નીચે ઉતારી દીધું છે એમ તને નથી લાગતું ?'

'એમ થવાનું કારણ આપણી એ વ્યવસ્થા નથી' મારી શાણી સહીએ ઉત્તર દીધું, 'પરંતુ આપણા કુટુંબમાંના વડીલવર્ગ-પ્રત્યે જુવાન છોકરીઓએ આચાર-વિચારમાં રાખવા જોયતા પૂજ્યભાવનો અયોગ્ય વધારો—એ એનું કારણ છે. આપણી સામાજિક વ્યવસ્થાને વળગેલા એ બધા મેલા પોપડા છે ને તેથી તે વ્યવસ્થા કદ્રૂપી દેખાય છે. એ પોપડા કહાડી નાંખી તેની જગ્યાએ નવો ચુનો ને નવો રંગ લગાડવાની જરૂર છે.'

કંઈક અચકાતાં અચકાતાં મેં કહ્યું,—'મને તો એમ લાગે છે કે એમાં દોષ ઘણે અંશે સ્ત્રીઓની અજ્ઞાનાવસ્થાને શિર છે. નિશાળમાં જેવું ઉપરચોટીયું પટપટીયું પોપટજ્ઞાન આપવામાં આવે છે એવું નહિ, પરંતુ વાસ્તવિક સત્યજ્ઞાનના સંસ્કાર તેઓના હૃદયપટ ઉપર દૃઢ સ્થપાય તો જ આપણી સ્ત્રીઓની ઉન્નતિ થાય.'

'હાં, ઠીક', મારી સહીએ ડોકું ધુણાવી કહ્યું. 'પણ એમ ન માનશો કે આધુનિક કેલવણી જેમાં માત્ર વાંચવા–લખવાનો જ સમાવેશ થાય છે એવી કેળવણીથી આપણી આર્યાઓ એ દોષથી વંચી જાય. પણ થોડી, આ ભરતખંડમાંની કરોડો માંથી બહુ જ થોડી સ્ત્રીઓ આવી કેલવણી મેળવવાનો ઉચ્ચ અભિલાષ રાખી શકે—તેમાં હાલ આપણો દેશ કંગાલ અને

શંક બની ગયો છે તેવા સમયમાં તો ખાસ કરીને થોડી; તેમ જ આપણા વિજયી ભૂતકાલમાં પણ એમ ન ધારશો કે એવી કેલવણી પામેલી આર્યાઓ બહુ જ હતી. સ્ત્રીઓની મ્હોટી સંખ્યાને તો તેઓનાં નમ્ર જીવનને યોગ્ય ધરવ્યવહારમાં ઉપયોગી થાય એવું તેઓના નિત્ય કરવાના કર્તવ્ય–કર્મનું ને ધર્મનું શિક્ષણ આપવું એ જ શક્ય તથા સંભવિત છે. તોપણ જે સ્ત્રીઓ પોતાની સારી સ્થિતિને લીધે ઉચ્ચ પ્રકારની કેલવણી લઇ શકે એમ હોય તથા તેને પરિણામે આપણા જનસમાજને આભૂષણરૂપ નીવડી ભિન્ન ભિન્ન પરિમાણના ચળકતા તારા માફક આપણા જનસમાજને શૃંગારી શકે એવી હોય તેવી સ્ત્રીઓની—જો કે તેવીઓની સંખ્યા પણ પ્રમાણમાં ન્હાની જ રહેશે તોપણ—સંખ્યા વધારવા બની શકે એટલો પ્રયત્ન કરવામાં પાછળ પડવું ન જોઈએ. આ સત્ય સિદ્ધાંત જેટલો સ્ત્રીવર્ગને લાગુ પડે છે તેટલે જ અંશે પુરુષવર્ગને તેમ જ અખિલ ભૂમંડલમાંની પ્રત્યેક સામાજિક સંસ્થાને લાગુ પડે છે. પ્રકૃતિ તથા સૃષ્ટિનો એ રમણીય ક્રમ છે.'

'અને આપણી સમાજમાં સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેના સ્વતંત્ર વ્યવહાર મધ્યે જે મોટી ભીંત રહી છે તે સંબંધી તારો શો વિચાર છે, રંગી?' મેં પૂછ્યું. 'આપણા રાજ્યકર્ત્તાઓના દેશમાં જેમ સ્ત્રી–પુરૂષો સ્વતંત્ર વિચરે છે અને એક બીજા સાથે સંકોચવગર હળેમળે છે તેમ આપણે ત્યાં પણ સ્ત્રી–પુરુષો કરે તો એ પદ્ધતિ આપણા જીવનસુખનું, તથા સામાજિક અભ્યુદય કરવામાં, સાધનભૂત ન થાય?'

'એ વળી એક બીજું ઉપયોગી તત્વ આપણા સામાજિક બન્ધારણમાં છે,' મારી સખીએ ઉત્તર દીધું, 'જેમાં ફેરફાર

થઈ શકે નહિ, તોપણ એના ઉપર બાઝેલા નકામા પોપડા, ગાંઠો અને જાળાં કહાડી નંખાય ને કહાડી નાંખવાં જ જોઇએ. કમળાબ્હેન! **હરએક સામાજિક સંસ્થા સ્રીરત્નને સર્વથી સુન્દર અને અમૂલ્ય અલંકાર ગણે છે, તેથી તે રમણીરત્નની વિશુદ્ધતાની બહુ જ મ્હોટી કીંમત આંકી છે.** એ વિશુદ્ધિ સચવાય અને દૂષિત ન થાય એવા હેતુથી સ્રીપુરુષ વચ્ચે વ્યવહારની તથા સ્વતંત્રતાની એવી મર્યાદા બાંધી હોય છે કે જેથી કોઈને કંઈ હાનિ થાય નહિ અને મર્યાદારેખા જેમ ને તેમ રહી શકે.

જેમ આપણાં અને ગોરા લોકોનાં મર્યાદાસૂત્રોમાં ભેદ છે તેમ જ ભિન્ન ભિન્ન સંસ્થાઓનાં મર્યાદાસૂત્રોમાં બહુ જ ભેદ હોય છે, અને એકંદર રીતે કઇ ચોક્કસ મર્યાદાપદ્ધતિ વધારે સફલ થઇ છે કે અફળ ગઇ છે એ નથી કહી શકાતું. ગોરા લોકો તેઓની સંસ્થામાં આપણું મર્યાદાલક્ષણ દાખલ કરે તે જેટલું અસંભવિત અને મૂર્ખાઇભરેલું ગણાય તેવી જ રીતિએ આપણી સામાજિક સંસ્થામાં ગોરા લોકોનું મર્યાદાલક્ષણ દાખલ કરવાનો વિચાર પણ તેટલો જ અસંભવિત અને ઘેલો ગણાય. ભલે અમુક વ્યક્તિઓ તેવો પ્રયત્ન કરે અને તેમ કરવામાં જે કેટલાંક જોખમો નિઃશંક રહેલાં છે તેનાથી જો તેઓ બચી જાય તો પોતાને કૃતકૃત્ય માને.'

'ત્યારે તમારો તો એવો વિચાર કે આપણો અંતઃપુરનો રીવાજ ચાલુ રાખવો જોઇએ એમ ને?' મેં સહજ આશ્ચર્યથી કહ્યું. 'બળ્યું રે એ બંધીખાનું! આપણાં સ્રીરત્નોને ઘરના ઓરડામાં પૂરીને અને ઇશ્વરનાં આપેલાં પ્રકાશ અને પવનના લાભથી વિમુખ રાખીને તેઓને પશુ જેવાં કરી દીધાં છે!'

'જાઓ જાઓ કમળાબહેન, આવું શું બોલતાં હશો! મારી સહીયે મને ઠપકો આપ્યો. 'આપણા હિંદુ સંસારમાં અંતઃ-પુરનો રીવાજ ક્યાં છે જે? કોઈ ખૂણે ખોચરે એકાદ બે નામનાં ઘરમાં જ છે. જ્યાં લક્ષ્મી રાજ્ય કરે છે ત્યાં, અથવા તો મેલી ઈંગ્રેજી કેલવણી પામેલા નવા બેચાર જુવાનીયાઓ, પોતાની પદવી અને ગૃહસ્થાઈને જાણે એથી જ માન મળે છે અને મોભો રહે છે, એવી મિથ્યા ભ્રમણામાં એ આચાર સેવે છે ત્યાં. કોઈ ગામડામાં તો જાઓ, અને જુવો કે કુમારિકાઓ, યુવતીઓ તેમ જ પ્રૌઢ સ્ત્રીઓ કેવી છુટાશથી હરે છે ફરે છે, કેવી સ્વતંત્રતાથી મહાલે છે, ને પોતાનું કામકાજ કાળજીપૂર્વક કરે છે અને વળી શહેરમાં પણ સાધારણ સ્થિતિનાં માણસોની સ્ત્રીયો તરફ જરા નજર તો કરો?'

એ તો તમારા લોકોનાં પૈસો, પદવી, અને ખોટાં માન, સ્ત્રીઓ ઉપર આવો અયોગ્ય અને દોષપાત્ર અંકુશ રાખે છે ને અમારી સંસ્થાના સત્ય ને સારા નિયમને ઓભાળે ચડાવે છે, તેને માથે કલંક બેસાડે છે, તથા અયોગ્ય ટીકાને પાત્ર તેને કરે છે.'

લગભગ પાંચનો સમય થવા આવ્યો હતો અને રંગી જવાના વિચારથી ઉભી થઈ. જોકે આટલી બધી વાર જૂદા જૂદા વિષયો ઉપર ઘણીએ વાતો કરી તોપણ તેને જવા દેવાનું મને મન ન થયું. થોડા સમયમાં પવિત્ર તીર્થોની યાત્રા કરવા જવા તેનો વિચાર છે એવું તેણે કહ્યું પરંતુ એ લાંબી યાત્રાએ નિઃસરતા પહેલાં મારે ઘેર મળી જવાનું વચન તેણે આપ્યું. ત્યાર પછી જાણે તેને જવું ગમતું ન હોય એવી રીતે તે ધીમે ધીમે પગલે ગઈ.

'પ્રિયતમ! આવું લાંબુ ટાયલું લખીને શું મેં તમારા ધૈર્યની કસોટી કરી છે! શું તમને કંટાળો આવ્યો છે! હું એમ નથી ધારતી. કારણ ગઇ વખતે રંગી જોડે થએલી વાતચીત વાંચ્યાથી તમને બહુ ગમત પડી હતી, એમ તમે જ લખ્યું હતું. તેમ જ વળી આ લખવાથી મને બહુ જ લાભ થયો છે.' મને આકુલવ્યાકુલ કરી નાંખતા વિચારો ઉડી ગયા છે અને હવે જો કોઇ પણ વિચાર આવતો હોય તો તે માત્ર તમારા પ્રેમનો—હા! તમારા પ્રેમનો પ્રાણાધાર! અને તે પ્રેમથી છલકાતા તમારા હૃદયમાંથી નિઃસરતી એક પંક્તિનો. શું તમારે બહુ કાર્યવ્યવસાય આવી પડયો છે કે તમે—ના! એ હું નહિ લખું.

## પત્ર ૧૯.

આજે પણ નિરાશા ! અને આવતી કાલે–આવતી કાલે ! શું ! આવતી કાલે તમારો પત્ર આવવાની હું વાટ જોઉં છું ? ના ! ના ! આવતી કાલે તમારા **પત્ર**ની નહિ, પણ **તમારી** જ વાટ જોઉં છું, કારણ મદનઉપવનમાં થનાર લગ્નનો આરંભ પરમદિવસથી છે.

આ પત્ર આપને પહોંચશે તે પહેલાં તો બહુ કરી આપ નીકળી ચૂક્યા જ હશો, તો પણ સંભવ અને અકસ્માતનો લાભ લઉં છું અને કોને ખબર કે કંઈક એવું ન બને કે જેથી તમે અત્રે આવતા અટકી જાઓ—જેથી જે સુખ હું મારૂં પોતાનું ગણવા લાગી છું તે મારૂં ન થાય ? થોડા વખતથી મારા ગ્રહ એવા માઠા બેઠા છે, કે માઠામાં માઠું બને તો પણ હું તેમાં રજ પણ અચરજ ને માનું.

તમે પોતે તમારા અચલ પ્રેમનો નિર્મલ પ્રકાશ મારા હૃદયપટ ઉપર પાથરવા માંડ્યો તે પહેલાંના મારા પાણિગ્રહણના ઉમેદવારોના હાથમાં આપણ બંનેના સ્થૂલ વિયોગે એક પ્રકારનું સાધન આપ્યું છે; જેથી એ અસ્થાયિ વિયોગ ઉપર આપણ ઉભય વચ્ચેના પ્રેમના સ્થાયિ વિયોગ તરીકે આરોપ મૂકનાર નવરા નિંદકોની ખોટ નથી ! પ્રિયતમ ! આપણ ઉભય વચ્ચે પ્રીતિવિચ્છેદ !—ને તે પણ નિરંતર !—અરેરે ! શું તે કોઈ દિવસ પણ બનવાનો સંભવ છે !

## પત્ર ૨૦.

સૌભાગ્યશિરોમણિ સ્વામી,

હા...શ ! છેવટે આવ્યા ખરા. કોણ ? પ્રિય પતિ ! ના—પ્રિયપતિ નહિ, પણ તેમના હસ્તાક્ષર.—તેથી નિરાશા તો થઈ. પણ સાથે સાથે કંઈક હર્ષ પણ થયો. મારા માઠા ગ્રહે પોતાનાં કારસ્તાનનું પરાક્રમ દેખાડવાના ધર્મમાં સ્હેજ પણ ચૂક કરી નથી. મારી ભીતિ ખરી પડી ! હાય હાય ! શું એ પ્રમાણે સર્વ મારી ભીતિઓ ખરી નીવડશે ? એ વિચાર મને સ્તબ્ધ કરી દે છે ! મારૂં હૈયું ધડક ધડક થાય છે ! મારૂં શરીર થર-થર કંપે છે—મને એ વિચાર ગાંડી બનાવી દેશે.

ગમે એમ પણ પરિણામે લગ્નપ્રસંગ ઉપર તમે ન આવી શક્યા—એક દિવસ પણ નહિ ? હરિ ! હરિ ! માણસ શું ધારે છે ને ઈશ્વર શું કરે છે ? તમારા ઉપર એક પિતા જેટલો પ્રેમ રાખતા તે વૃદ્ધ મુરબ્બીને તમારી ખોટ બહુ સાલશે, અને તેવું જ તે પ્રસંગે આવનાર તમારાં ગંગાબ્હેનને પણ થશે. તમે લખો છો કે ગંગાબહેન મશ્કરીમાં જે કંઈ બોલે ચાલે તે મારે ગણકારવું નહિ. તમારે મન અજી પણ બાળક એવાં એ ગંગાબહેન, હવે મારી મશ્કરી કરવામાં બાકી નહિ રહેવા દે. લગ્નપ્રસંગમાં–તમારા વગર–જવાનું મને લગારે મન નથી. અને હું કદાચિત જઈશ તો તે તમારા આગ્રહથી જ—તમને નારાજ ન કરવા એ વિચારથી જ; બાકી તો હું જવાની નથી.

પ્રિયતમ ! આપે સેવેલા આટલા લાંબા સમયના મૌનનો બદલો, આપના પ્રેમાર્દ્ર હૃદયમાંથી સ્ત્રવતા સ્નેહાળ શબ્દોથી ભરેલી પ્રેમપત્રિકાથી પૂરેપૂરો વાળ્યો છે. તમે લખો છો કે મારા

પત્રોથી તમને એટલો બધો વિનોદ થાય છે કે તમે તે સઘળા સાચવી રાખો છો અને વારંવાર તેમાંનું લખેલું વાંચી વાંચીને તમે આનંદને હિંદોલે ઝુલો છો !

'તારા ગ્રહણવર્ણનમાં ખરેખર કવિનું કવિત્વ વસેલું છે, અને મારા સુખદુઃખની સમભાગિનીને કવિ નિરખી મારા માનસસરોવરમાં અભિમાનની ઊર્મિ ઉછળે છે. આપણા 'ઑનરેબલ' સદ્દગૃહસ્થો ઉપર પણ વાક્પ્રહાર જેવો જોઈએ તેવો જ કરાયો છે, તથા પોકળશંકરના લગ્નવર્ણનમાં જેટલી સત્યતા છે, તેટલો જ વાગ્વિનોદ છે. રંગીની વાતે મારા વિચારને નવીન પ્રકારનું વળણ અર્પ્યું છે. તેમાં સઉથી વધારે તો મારી સુન્દર સખીઓને તેં જે અભિનંદન આપ્યું છે એ મને બહુ જ ગમ્યું અને તેમ કરવામાં દર્શાવેલી તારી ઉદારતાએ મારા મનને તારા સ્નેહ સાથે અધિક સાંકળ્યું છે.'

વળી પાછું—તમે લખો છો કે આંબાના ઝાડને શિખરે આવેલી શાખા ઉપરનું એક મોહક, આકર્ષક તથા મન અને નયન એ ઉભયને ઠારનારૂં એક સુન્દર આમ્રફલ હું હતી, ને તમે સ્નેહનિઃસરણીએ ચડી તે આમ્રફલ મેળવ્યું ને તેના મિષ્ટરસનું સુધાપાન કર્યું ! તથા જે સમયે આ મર્ત્યલોકમાં તમે પોતાને વધારેમાં વધારે સુખી ગણતા હતા તે જ કાળે નિષ્ઠુર વિયોગકાળ આવ્યો, ને ક્ષણ ક્ષણ મારા વિયોગથી તમે ઝુરી ઝુરીને રીબાઓ છો ! પ્રિય પ્રાણપતિ, તમને મારા હૃદય સરસા જડ્યા શિવાય હું પણ કેમ જીવી શકું ? તમારા સમાગમની હું કેટલી બધી ભૂખી છું, તમારા પ્રેમની હું કેટલી બધી પ્યાસી છું, એની તમને ક્યાંથી ખબર પડે ? અરે ! એ ભૂખ તમે ક્યારે ભાગશો, ને એ તરસ તમે ક્યારે છીપાવશો, તથા શોકસાગરમાં ક્રમે ક્રમે ડૂબતા જતા એક જીવને તમે ક્યારે ઉગારશો ?

મારા યૌવનવનના વનમાલી ! તમારે કાજે આપણી નવી પણ સુંદર વાડીમાંથી ચુંટેલા ગુલમખમલની એક માળા ગુંથી છે. તમારી દાસીનું સ્મરણ કરીને તે પહેરજો, અને પછી તમને થતી વેદનાને, તે માળા, સહી શકાય એવી કરે છે કે નહિ તે જોજો.

પ્રણામ, પ્રિયપતિ પ્રણામ !—હું લગ્નપ્રસંગમાંથી પાછી આવું ત્યાંસુધીના પ્રણામ. ઇશ્વિર તમારૂં હૃદય, સદાસર્વદા,—આજ સુધી છે તેમ—મારૂં—મારૂં જ—કરી રાખે !

## પત્ર ૨૧.

**પરમપ્રિય પ્રાણવલ્લભ,**

સારી સારી વસ્તુઓનું અજીર્ણ! આખો દિવસ અને રાત એમ ચોવીસે કલાક, વ્હાલા, મદન–ઉપવનમાં તે સર્વ મેં ભોગવ્યું હતું. હવે તો હું એથી ધરાઈ ગઈ છું અને પહોંચેલા શ્રમથી હું થાકી ગઈ છું. તે પણ કેટલા દિવસ સુધી? એક નહિ, બે નહિ, પણ લાગલગટ પાંચ દિવસ સુધી! ––હા–આ–આ–શ? શાંતિથી ભરેલા આપણા ઘરમાં હું આવી ત્યારે મને કેટલો જંપ વળ્યો! લગ્નપ્રસંગનું સવિસ્તર વર્ણન તથા વર્તમાન વાચવાને તમે આતુર હશો જ. તોપણ તમારી ઉત્સુકતા શાંત કરાય એટલો લાંબો પત્ર લખવા જેટલી શક્તિ અજી પણ મારામાં આવી નથી. આપની ઇચ્છા હું થોડે થોડે અંતરે પૂરીશ.

લગ્નપ્રસંગ સારૂ હું ગઈ તો ખરી, પણ તે વખતે મારૂં મન બહુ જ મંદ હતું, અને હૃદય પણ બહુ જ ઉત્સાહવગરનું હતું. પરંતુ ત્યાં પહોંચ્યા પછી લગ્નની ધામધુમ ને ગડબડાટમાં હું પડી, અને સહેજ ઉત્સાહી બનવા પ્રયત્ન કરવા માંડ્યો; અન્ય સર્વ સાથે કંઈ થોડો ઘણો આનંદ લઈ શકાયો એટલો લીધો. પરંતુ તમારી ન્યૂનતા ત્યાં કોણ પૂરી શકે? એટલે તેટલા પ્રમાણમાં આનંદની ન્યૂનતા હતી. તેમ જ તમારાં શાણાં ગંગાબહેનની દોષ દેખતી વક્રદૃષ્ટિ અને નિંદા કરતી વક્રવાણીને પણ મેં ગણકારી નહિ. તેમણે મને ' જ્યાં ત્યાં માથું મારનારી મરદાની માનિની 'ની માનપ્રદ પદવી આપી છે.

'માથું મારનારી મરદાની માનિની'! પ્રિયતમ! જો તેનો અર્થ એમ થતો હોય કે હું જેટલી છૂટથી સ્ત્રીયો સાથે હળુંમળું છું, તેટલી જ છૂટથી, **મર્યાદામાં રહીને,** પુરુષો સાથે હું બોલું ચાલું છું, એવો અર્થ જો તે પદવીનો થતો હોય તો તો એક '**મરદાની** માનિની' હું છું જ. મને એવી જ રીતે ઉછેરવામાં આવી છે; અગર જો તેમ ન હોત તો કદાચિત હું **તમારી** પણ થઈ શકી ન હોત. વળી લગ્નમાં એકઠી થયેલી કેટલીએક નખરાંવાળી નારીઓમાંની એક હું નથી એથી મને લેશ પણ ખેદ થતો નથી. પણ મેં કોઈ દિવસ, અને કોઈ પણ સ્થાને 'માથું માર્યું' હોય એ મને ખબર નથી. તેમાંય મદન ઉપવનમાં ?–તો ખચિત નહિ જ.

મેં કન્યાનું માથું દામ્યું,[1] અને જાણે એક ઢીંગલીને લૂગડાંના ઢગલામાં ભારી મૂકતા હોયની શું, તેટલાં લૂગડાં કન્યાને પહેરાવ્યાં મેં ન દીધાં તેનું કારણ તો એટલું જ હતું કે કન્યાબાઇને શણગારવાનું કામ બધાંય બૈરાંએ મળીને આગ્રહપૂર્વક મને સોંપ્યું હતું. લગ્નને લગતી સર્વ ક્રિયાઓમાં અહિંથી તહિં ને તહિંથી અહિં કન્યા સાથે હું ફરતી હતી, અને તેની મા જેટલી કાળજી હું રાખતી હતી, તેનું કારણ આટલું જ કે ચંચલ ઉપર એક પિતા સમાન પુત્રીવત્સલભાવ જે તમારા હૃદયમાં રાજ્ય કરી રહ્યો છે તે વાતની તમારા 'હૃદયની રાણી' અજાણી નથી. તે શુભપ્રસંગ નિમિત્ત આ બહારગામથી આવેલી કેટલીએક સ્ત્રીઓની સરભરા કરવામાં હું રોકાઈ હતી, અને જ્યારે તેઓ પાછી પોતાને દેશ જવા તયારી કરતી હતી ત્યારે

---

૧ લગ્ન પ્રસંગે કન્યાનું માથું હોળી કરી તેની સુંદર પ્રકારે વેણ ગુંથવામાં આવે છે તે.

તેમને ચંદન, પુષ્પ, પાન વિગેરે આપીને યથાર્હ[1] માન આપવામાં આવ્યું છે કે નહિ તેની હું બરોબર તજવીજ રાખતી હતી; તથા તેમનો યોગ્ય આદરસત્કાર થયેલો જોઇ હું મનમાં રાચતી હતી; અને વિદાય કરતી વખતે હું તેમના ઉપર ગુલાબજળ છાંટતી હતી.—આ સર્વનું કારણ તો કન્યાનો પિતા–જેને તમે તમારા ભાઈ કરતાં પણ વિશેષ ગણો છો–તેણે ખાસ કરીને વિવેકપૂર્વક મને વિનતિ કરેલી, તે પાળી એટલું જ હતું. તથા તમારી ખાતર અને એ કુટુંબ સાથે તમારે ગાઢ સ્નેહ સંબંધ છે તેની ખાતર, શરીરે નિર્બળ અને રોગથી કંઇક પીડાતી, બીચારી કન્યાની માતાને, કંઇ પણ કહેવા કહેવરાવવાના મિથ્યા વિવેકની વાટ ન જોતાં, તેના કામકાજમાં ને તત્સંબંધી ચિંતામાં મારાથી બનતી મદદ કરવાનો મારો ધર્મ છે, એવી મારી અલ્પ સમજ એ જ કારણ હતું. ઉપર જણાવેલાં કારણોને લીધે જ જો 'માથું મારનારી' મને કહેવામાં આવતી હોય, તો તેવી ગણાવામાં મને કંઇ પણ બાધ નથી. જ્યાંસુધી, મારા પ્રિયપતિનું પ્રેમપાત્ર તથા પ્રશંસાપાત્ર હું છું, અને જ્યાં સુધી મારા આત્માના આધારની સ્નેહાળ દૃષ્ટિમાં હું 'માથું મારનારી' નથી ગણાઈ એવો મને ભરૂસો છે ત્યાં સુધી ગમે તે ગમે તેવી ટીકા ને કરડાગી કરે તોય મારે શું ?

પરંતુ, અંતઃકરણની શુદ્ધ પ્રીતિપૂર્વક આટલું બધું જે કોઇ કરે તેને, એક ભ્રમિત મગજનો છાણનો કીડો, બદલામાં 'માથું મારનાર'ના માનનીય પદનો શિરપાવ આપે ત્યારે મનને સહેજ લાગે પણ ખરૂં, પ્રાણપતિ!

---

૧ જે જેટલા માનનું પાત્ર હોય તેને લાયક માન.

મારી પ્રકૃતિમાં આવી વિકૃતિ જોઈ ગભરાશો નહિ, એટલી આ દાસીની નમ્ર વિજ્ઞપ્તિ છે. મારા હૃદયમાં જે કંઈ ઉછળી રહ્યું હતું તેનો ઉભરો આ પત્રમાં કાઢી મેં હૃદયને શાંત કર્યું છે, ને ગંગાપુરાણ સમાપ્ત[1] કર્યું છે. એ સંબંધી હવે મારા મનમાં કંઈ જ નથી. બાકી મારે લખવાની જરૂર નથી કે લગ્ન પ્રસંગે, હું મળતાવડી ને સ્હોજીલી સ્ત્રી લેખાઈ છું. અને એ જ મારી મૂલ પ્રકૃતિ છે, એ ક્યાં આપથી અજાણ્યું છે જે!

---

૧ સમાપ્ત; પૂરું.

# પત્ર ૨૨.

પ્રિયતમ,—

લગ્નસંબંધમાં એટલું બધું લખવાનું મન થાય છે કે ક્યાંથી અને કેમ આરંભ કરવો એ સૂઝતું નથી. મારી પાસે જે સમાચારનો ભંડાર છે તેથી હું તો મુંઝાઇ ગઈ છું. અને જ્યારે જ્યારે મદનઉપવન અને ત્યાં મચી રહેલા પાંચ દિવસના ઉત્સવનું મને સ્મરણ થાય છે ત્યારે ત્યારે ત્યાંની ધામધુમ અને ગડબડાટ, પુરુષોની ધમાલ ને સ્ત્રીઓની મ્હાલામ્હાલ એ સર્વ મારી નસેનસ ને રગેરગમાં વહેતું હોય એમ જણાય છે.

એવી ને એટલી બધી સારી સારી વસ્તુઓની રેલછેલથી માણસ કેટલું બધું ગુંગળાઈ જાય છે એ જાણીને ખરેખર આશ્ચર્ય થાય છે. પાર્થિવ[1] પદાર્થમાત્રમાં આટલું દારિદ્રય છે. કોઇ પણ વસ્તુ જોવાને શક્તિમાન્ થવામાં પ્રકાશ એ સત્ય અને સબલ સાધન છે; અને તેટલા અંશમાં તે એક મૂલ્યવાન્ મિત્ર થઈ રહે છે; પરંતુ તે પ્રકાશ પણ જ્યારે પ્રમાણથી વિશેષ હોય છે ત્યારે આંખને શત્રુની ગરજ સારે છે. તેમ જ લક્ષ્મી, સુખભોગ અને ઉન્નતિનું સાધન જેટલે અંશે છે, તેટલે જ અંશે તે ઘણીવાર અકુલીનપણાની, અને દુઃખદાવાનલની જનેતા થઈ પડે છે. અરે ! ઝરમર ઝરમર વરસતો મીઠો મેહુલો પણ ઘણીવાર પ્રવાહના પૂરમાં, માણસને અને માણસના સર્વસ્વને ઘસડી જાય છે. આટલી બધી કુદરતી અને કૃત્રિમ સમૃદ્ધિથી ભરેલા આ સંસારમાં એક જ વસ્તુ છે, માત્ર એક જ પદાર્થ છે, કે જેના ઘુંટડા ગળતાં ગળતાં માણસ તૃપ્તિ પામતું નથી, જેથી નથી થતું અજીર્ણ કે નથી આવતો અભાવ,—જેથી

૧ પૃથ્વી ઉપર ઉપજતા.

નથી થતો રુધિરપ્રકોપ, કે જેની નથી આવતી નાશકારક રેલ. તે વસ્તુ તે **પ્રેમ છે—પ્રેમ—નિર્મલ પ્રેમ—જોકે પૃથ્વી ઉપર થાય છે તો પણ તે પાર્થિવ નથી પરંતુ દિવ્ય—સ્વર્ગીય છે.**

પ્યારા પતિ, શું આપણે એક બીજાને એટલાં બધાં ચાહીયે ખરાં કે જેનો પરિણામ અતિતૃપ્તિ, અને તેને અંગે અભાવમાં આવે? શું એવો દિવસ આવે ખરો? **અશકય! તદ્દન અશકય.** પ્રેમવૃક્ષ માનવઆત્મા ઉપર નિર્વાહ કરી નિરંતર વધ્યાં જ કરે છે અને તે ચિરકાલ જીવે છે. તે એક અખાત છે પરંતુ આશ્રયદાતાને ભરચક કરી પોતાનો પટ વિસ્તારે છે;—એક ઝરો છે, પરંતુ પોતે દાન કરવાની ક્રિયામાં જ નિર્વાહ કરે છે,—વ્યયથી જ વૃદ્ધિ પામે છે; એક વહેળો છે પરંતુ જેમ જેમ વહે છે તેમ તેમ અધિકાધિક વધે છે. શુદ્ધ પ્રીતિ નિશ્ચલ થતાં નિર્મલ પ્રીતિ—અમાનુંષીય છે, દિવ્ય છે, તેને અન્ત—પરિસીમા—મર્યાદા—શું છે તેનું ભાન સરખુંય નથી—તેમ જ તેને નથી આદિ કે નથી આરંભ.

આપણી પરસ્પર પ્રીતિનું બીજ કયારથી રોપાયું? હું તે જાણુતી નથી; તેમ તમે પણ ક્યાં જાણો છો? તોપણ જે સમયે આપણાં હૃદયમાં પ્રેમના ઝીણા ઝીણા અંકુર ફૂટવા માંડ્યા તે સમયની કંઇંક ઝાંખી ઝાંખી પ્રતીતિ આપણ બંનેને છે. જેમ વસ્તુમાત્રના જીવનમાં તેમ જ પ્રેમના જીવનમાં આરંભ એ એક મહાન્ રહસ્ય છે—એ સર્વ અનાદિ જ છે. સૃષ્ટિની કૃતિમાં એ એક જાદુ છે—મંત્ર છે—મોહનમંત્ર છે તથા શૂન્યમાંથી એનો વિકાસ છે. ઉદય—અસ્તવાળા જીવનને અંત છે; **પ્રેમ, જે જીવનનું સત્વ છે, તે તો અનન્ત—ચિરંજીવ છે.**

પ્રિયપતિ, આપણી લગ્નક્રિયાનો એક અલ્પમાં અલ્પ અને તુચ્છમાં તુચ્છ પ્રસંગ પણ તમને યાદ છે ? મને તો યાદ નથી આવતો. તેમ મને ખેદ પણ નથી થતો કે પ્રેમ મારા જીવનનો કોળીયો સ્વાહા કરી ગયો છે. મદનઉપવનના લગ્ને મારા હૃદયમાં એક વિલક્ષણ–નિયમવિરુદ્ધ વૃત્તિ ઉપજાવી છે–કે જો કે આપણે પરણેલાં છીયે તો પણ, એક વાર ફરીફેક આપણે મંગલફેરા ફરીયે ને એની એ સર્વ ધર્મક્રિયાઓ કરીયે—ખરેખર મૂર્ખ અને બાલિશ તરંગ, કારણ એમ કદિ બની શકે જ નહિ.

પણ તે ક્રિયાઓ—અહાહાહા ! કેટલી ગંભીર, કેટલી પવિત્ર, કેટલી હૃદયદ્રાવક, અને ગૌરવયુક્ત અર્થથી કેટલી બધી પરિપૂર્ણ ! આ વખતે ચંચલના લગ્નપ્રસંગમાં એ સુંદરતાએ મારા હૃદય ઉપર જેટલી ઉંડી છાપ પાડી છે એવી આજ સુધી કોઇ દિવસ પણ પડી નહોતી.[૧]

---

૧ કેટલાંક લાંબાં પરંતુ રમુજી લગ્નવર્ણનો હવેના પત્રોમાં આવશે તેનું પ્રયોજન અત્રે દર્શાવાયું છે.

## પત્ર ૨૩.

પ્રાણુથી પણ અધિક પ્રિયપ્રતિ,...

મદન ઉપવનમાં અમે બુધવારે આવી પહોંચ્યાં ત્યારે સવારના આઠ વાગ્યા હતા. લોકોનું ટાળું ત્યાં જામેલું હતું ને જે ગડબડાટ ને શોરબકોર મચી રહ્યો હતો, એ સર્વ જોઈને આપણો કાળો ઘોડો દરવાજા આગળ જ ચમકશે એમ મને ભય લાગ્યો. પણ જ્યારે તે, જાણે કંઈ બન્યું જ ન હોય એમ, શાંતિથી અંદર ચાલ્યો, અને અમને સીધાં કમાનતળે લઈ ગયો ત્યારે મારૂં અંતઃકરણ ઉપકારની વૃત્તિથી ઉછળવા લાગ્યું; ઘણા સદ્‌ગૃહસ્થો અને કુલીન દેખાતા યુવાન ગૃહસ્થો ઓટલા ઉપર ઊભા હતા અને ખડકીનો દરવાજો પૂરી દીધો હતો. પરંતુ જેવી આપણી ગાડી ત્યાં જઇ ઉભી કે તરત જ એટલી ભીંડમાં માગ થઈ ગયો, અને બંને બાજુએ તરવરતી ટોપીયો અને પાઘડીયો ઉપર બીજી વાર દૃષ્ટિ નાંખ્યા વગર, સીધે સીધી સ્રીયોના અંતઃપુરવાળા ભાગ તરફ હું ચાલી ગઇ. તમારા નામરાશી યજમાન બારણામાં જ સામા મળ્યા. કિંચિત્ સ્મિત કરી તેઓએ મારો આદરસત્કાર કર્યો અને મારી પાછળ પાછળ અંદર આવ્યા, અને તેઓના કામકાજમાં મદદ કરવા એક દિવસ હું વહેલી ન આવી તેથી ઠપકો દેવા લાગ્યા. ત્યાર પછી મને તેઓ ઘરના જૂદા જૂદા ખંડોમાં લઇ ગયા, અને મારે શું શું કરવાનું હતું તે મને બતાવ્યું, તથા હસતે હસતે કહ્યું,– 'તમે આ સર્વ પ્રસન્ન ચિત્તથી કરશો એમ હું આશા રાખું છું.' ત્યાર પછી વાયવ્ય ખુણા તરફના વાંક આગળ સહેજ મંદસ્વરમાં વાર્તા–વિનોદ ને કંઈ ચર્ચા દસએક મિનિટ થઈ. તેમાં આરંભમાં તો યજમાનપત્ની પણ ત્યાં જ હતાં. મારા

તરફ તિરસ્કારભરેલી આંગળીયો થવા માંડી, તેનું કારણ શોધતાં પશ્ચિમ ભાગ તરફ સ્ત્રી-વૃન્દ વચ્ચે મ્હેં ગંગાને ઉભેલી દીઠી. એ મ્હારા તરફ આંગળીયો કરી કરી તે સર્વને ખડખડ ખડખડ મોટે સાદે હસાવતી હતી. * * * * * એક પરાયી સ્ત્રીને, ગમે એટલી પૈસાદાર ને કેળવાયેલી હોય તોપણ, પોતે સગી નહિ વહાલી નહિ, નહોતી બ્હેન કે ભાણેજ, તેમ જ કોઇ પણ પ્રકારનું સગપણ નહિ તોપણ આવી ઉચ્ચી પંક્તિના સદ્‌ગૃહસ્થ સાથે સામે મોઢે ઉભા રહેવાનું કામ શું ? તેના પતિને કે પિતાને તેની સાથે ગમે એવો સ્નેહસંબંધ હોય તોપણ તેના ઘરકામમાં આટલું બધું પોતાનું મન દેખાડવું ને તે પણ આટલી પ્રકટ રીતે ? * * * * * બા ! એ તો એને પરણે પણ ખરી. * * * * તેમાં એની વહુ પાસે ઉભી છે ને તેને આમ વાત કરવા દે છે એથી તો હદ આવી ! * * * * પણ તેમાં એ બીચારી શું કરે ? જોને એના મુખ ઉપરથી રંગ પણ ઉડી ગયો છે ને શરીરમાં શક્તિ રહી નથી. * * * * * ઓહોહો ! શું છાકી ગઇ છે, સહુ કોઈ સારાં સારાં લૂગડાં પહેરીને આવે ત્યારે એણે તો એક સાદી સાડી પહેરી છે ને તેને કોર પણ કેવડી નાની ! * * * * વળી જોયું કે અલી ! ઘરેણાં પણ કેટલાં થોડાં પહેર્યાં છે. જાણે પોતે તો રૂપરૂપનો અંબાર હોય, તે ઘરેણાં પહેર્યાંથી રૂપ ઢંકાઈ જતું હોય ને તેમ. * * * * બાપુ ! આપણને સોનાના સાજમાં સજેલી ગધેડીયો કહી બોલાવતી નથી એટલો એનો પાડ ! * * * * વાહરે ! ચમકી ગઈયો કે શું ? આવી ખોટી વાત કરતાં શરમાતી પણ નથી ! બીચારી કેવી સારી, સાદી અને સ્હોજીલી છે * * * * * * * હંઅં ! એ જ એ કામિનીની કામણગારી કળા છે કે દરેક દરેક જગ્યાએ એને વિષે સારો

સોનાનો અભિપ્રાય થાય છે ને એના આગળ તો એના ભપકાથી ને લટકાથી ને મટકાથી તમે એવાં અંજાઈ જાઓ છો કે તમારા હોઠ જ બીડાઈ જાય છે બા ! * * * * * * * * * * * અણીને વખતે મારૂં હૃદય ઉથલપાથલ કરી નાંખે અને મન વ્યગ્ર બનાવે એવા, નવરા માણસોના ધીમે સ્વરે નીકળતા અર્થવગરના ઉદ્દગાર મારા કાનને અતિ પરિચિત થઇ ગયા હતા. મદન–ઉપવનમાં પ્રવેશ–માર્ગ ઉપર આવેલી કુંજગલીમાં વરરાજાને જાનીવાસો આપવામાં આવ્યો હતો. પછી કન્યાનાં માબાપ, પોતાનાં સગાંવહાલાં, મિત્રમંડળ, તથા ગોરસહિત જાનીવાસે ગયાં; પછી નિત્યાચાર પ્રમાણે વરરાજાને તથા વહેવાઈને પહેરામણીમાં વસ્ત્રો આપવામાં આવ્યાં અને વર તેમ જ કન્યા ઉભયનો ગોત્રોચ્ચાર કરવામાં આવ્યો તથા પૂર્વજોનાં નામ ઉચ્ચસ્વરે બોલાયાં. ત્યાર પછી પ્રથમથી ઉભય પક્ષની સંમતિપૂર્વક નિશ્ચિત કરેલા લગ્નનું રીતિસર વાગ્દાન કરવામાં આવ્યું. ત્યાર પછી વરરાજાનાં માબાપ અમારે ત્યાં આવ્યાં; કન્યાનાં માબાપને રીતિપ્રમાણે પહેરામણી કરી, તથા કન્યાને પણ એક સારૂં ચીર, ચણીયો, રત્નની મઢેલી ચોક, અને પ્રણય–અંગુલિકા આપી અને લગ્નસંબંધી કરેલી સૂચનાનો રીતિસર સ્વીકાર કર્યો. આ વખતે પણ ગોત્રોચ્ચાર વિગેરે બોલવાનું રહી ગયું નહોતું. તે મંગલકાર્ય સારૂ ઠરાવેલા મુહૂર્તની જાણ કરવા કુંજગલીમાં નિમંત્રણ મોકલવામાં આવ્યું અને અમે બધાંયે વરરાજા તથા જાનની વાટ જોવા માંડી.

નવ વાગી ગયા હતા. સૂર્ય સુંદર પ્રકાશી રહ્યો હતો અને ચંચલના લગ્નપ્રસંગની ખાતર આકાશ સ્વચ્છ અને પ્રસન્ન તથા નિરભ્ર[1] રાખવાની પ્રતિજ્ઞા કરતો હોય એમ જણાતું હતું.

---

૧ વાદળ વગરનું.

લગ્નનું મંગળ મુહૂર્ત અગીયાર ને બારની વચ્ચે ઠરાવવામાં આવ્યું હતું પરંતુ તે પહેલાં તો ઘણીયે રીતો કરી લેવાની હતી અને ક્રિયાઓ આટોપી લેવાની હતી. એટલા સારૂ વરઘોડો વહેલો કઢાવવા માણસો ઉપર માણસો જાનીવાસે દોડાવવાં પડતાં હતાં.

છેવટે વરઘોડો ચડ્યો, અને પોણાદસ વાગે, ચાર પૈડાંની, બે કદાવર આરબી ઘોડાની, ફાઇટનમાં વરરાજા આવ્યા હતા, અને વરરાજાની ગાડીની આગળ નગારાંવાળા ને વાજાંવાળા ચાલતા હતા એ જણાવવાની જરૂર જણાતી નથી. ઢોલત્રાસાં પડઘમ ને શરણાઈયોના ઉચ્ચ મધુર સ્વરથી કાન ફૂટી જતા હતા. વરરાજાની આગળ ચાર માણસો ને ગાડીની બે બાજુએ બે માણસો ચાલતા હતા. આવી મોટી ધામધુમથી, વરરાજા કરતાં તેની આગળ ને આસપાસ ચાલનાર સાજનનાં માણસોને આનંદ વધારે થતો હતો, તે આનંદમાં તેઓએ પહેરેલા સુંદર ભપકાદાર પોશાકનો આનંદ વૃદ્ધિ કરતો હતો. તથા વરઘોડામાં જે ખાસ ઉપયોગની ને મહત્વની પદવી, પોતાને વરરાજા પાસે રહેવાની મળી હતી તેથી તેઓ મલકાતા હતા, એમ જોનારને તેઓની રીતભાતથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. ત્યાર પછી વરરાજાનો, કન્યાના પિતાએ યોગ્ય આદરસત્કાર કર્યો, અને વરરાજા તોરણે આવ્યા. પછી છોકરાં છૈયાંવાળી પ્રૌઢ ઉંમરની બે સૌભાગ્યવતી સ્ત્રીયો આવી તેમણે કંકું અને ગુલાલ-વાળું રાતું પાણી એક થાળીમાં આણ્યું હતું, તે સહિત તે થાળી વરરાજાના શરીર અને મસ્તકની આસપાસ કેટલીક વાર ફેરવી, અને પછી તેમાંનું પાણી ફેંકી દીધું—મને લાગે છે કે કોઈની કડવી નજર પડી હોય તેનું તથા કોઇ મલિન સત્વો હાનિ કરતાં

હોય તો તેનું નિવારણ કરવા સારૂં હશે. ત્યાર પછી વરરાજાને યજ્ઞ-મંડપમાં લઈ જવામાં આવ્યા. તે ભાગ્યશાલી ભ્રમરની ઝાંખી કરવાને ઉત્સુક એવા લોકોથી તે મંડપ વરરાજાની પધરામણી પહેલાં ચીકાર ભરાઇ ગયો હતો. જે લોકો તેને ઓળખતા તે, અને જેઓ તેને પહેલી જ વારનો જોવાના હતા તે બંને પ્રકારના લોકો, વરરાજાનું મ્હોડું જોવા એક સરખા એક પગે થઇ રહ્યા હતા. પ્રત્યેકે પ્રત્યેકને, વરરાજાની મુખાકૃતિમાં કંઇ નવી અને નવી જ રમણીયતા દેખાતી હતી અને સર્વેનાં હૃદય હર્ષના ઉભરાથી ઉછળવા માંડ્યાં; તેમાં ખાસ કરીને વૃદ્ધ સ્ત્રીયોનાં હૃદય તો ઉછળ્યાં જ કારણ કે આવી સુંદર ચંચળ સારૂ આ વર જેવો જોઈએ તેવો જ હતો, અને એ જોડું એકએકને દીપાવતું, સંસારવ્યવહારમાં પણ દીપી ઊઠશે એમ તેઓની અનુભવી આંખને સહજ પ્રત્યક્ષ થયું. અત્યારે તો એના દાંત દૂધીયા હતા પણ જોતજોતામાં તો તે શરીરમાં ને રૂપમાં વધશે, કદમાં સહેજ ઉચ્ચો, શરીરમાં ભરાવવાળો, મજબૂત બાંધાનો, અને રૂપમાં અધિક સુંદર થશે; તથા ઈશ્વર કૃપાથી આ લોકમાં નામ કહાડશે, ને પોતે કુલીન પિતા જેટલો જ ઉચ્ચી પદવીએ ચઢશે; વધારામાં વળી એને પોતાના બાપનું અઢળક ધન મળશે. આવા મનહર યુગલના સમાગમનું ફ્લ,—એ વિચાર લગારે દૂર ન હોતો—ખચીત આવું સુંદર જ નીવડશે; વૃદ્ધ સ્ત્રીઓએ તો એ બાલકોને (મનઃસૃષ્ટિમાં) જોયાં પણ ખરાં, અને તેમની પોતાની છાતી સરસાં ચાંપવા હાથ પણ લાંબા કર્યા.

અનુપમ હર્ષને અંગે થયેલો ઘોંઘાટ એએકમીનીટમાં શમ્યો, અને સર્વત્ર શાંતિ પ્રસરી રહી. ત્યાર પછી પવિત્ર લગ્નક્રિયાના

અધિષ્ઠાતા દેવતાનું મંગલ આવાહન કરવામાં આવ્યું, અને દેહશુદ્ધિની ક્રિયા પૂરી કરી, વરરાજાને પીઠી ચોળવામાં આવી; ત્યાર પછી તેને સ્નાનખંડમાં લઈ ગયા.

સ્નાનની ક્રિયા પૂરી થયા પછી, આ પ્રસંગને માટે પ્રથમથી તૈયાર કરી રાખેલા ચતુરકમંડપ—ચૉરી—માં વરરાજાને લઇ જઇને બેસાડ્યા. નિત્યના નિયમ પ્રમાણે એ મંડપમાં રંગોળી પૂરવામાં આવી હતી તથા ચૉરીની ઉપર આસપાસ અને ફરતાં આસોપાલવનાં પાંદડાંનાં તોરણો બાંધવામાં આવ્યાં હતાં. કન્યાનાં માબાપ ને તેમનો ગોર સામી બાજુએ બેઠાં હતાં, અને માનવ જીવનની વિધવિધ પ્રકારની અગણિત દશાના નિયામક દેવતાઓનું શુદ્ધ મંત્રોચ્ચાર સહિત આવાહન કરવામાં આવ્યું, ત્યાર પછી આ સર્વ અદૃશ્ય દેવતાઓની પરોક્ષ સાક્ષીમાં અને આસપાસ એકઠી મળેલી મોટી સભા, વરકન્યાનાં સગાંસંબંધી, મિત્રવર્ગ, ગોર, અને વેદવેદાંગસંપન્ન બ્રાહ્મણો—એ સર્વની સમક્ષ તે મહાન્ મંગલ ક્રિયાનો આરંભ કરવામાં આવ્યો કે જે ક્રિયાથી પરિણામે વરને કન્યાનું દાન કરવામાં આવે છે અને એ દાનથી વર-કન્યા, ચિરસ્થાયિની, અને કદિ પણ ન ત્રુટી શકે એવી ગ્રન્થિ—લગ્નગ્રન્થિથી—હૃદયગ્રન્થિ—પ્રેમગ્રન્થિથી પરસ્પર બંધાય છે.

કન્યાનાં માતાપિતાએ વરરાજાના પગ ઉપર દૂધનું સિંચન કરીને એક રૂપાના પંચપાત્રમાં પાદપ્રક્ષાલન કર્યું. ત્યારપછી વરરાજાને નાનાપ્રકારનાં સુંદર વસ્ત્રો, બહુ મૂલ્યવાન્ અલંકાર, પ્રણયઅંગુલિકા, અને બીજી ઘણી વસ્તુઓ દાનમાં આપી: અને ત્યાર પછી અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુ! અરે, જેનું મૂલ્ય જ ન થઈ શકે એવી વસ્તુના દાનનો વારો આવ્યો. તે વસ્તુ

તે તેઓનું અતિ પ્રિય કન્યારત્ન જે અજી પણ અંતઃપુરમાં હતું તેનું દાન હતું; તરત જ વરરાજા આગળ લૂગડાનો એક પડદો કરવામાં આવ્યો,[1] અને પછી કન્યાને આણીને તેનાં માતાપિતા સાથે વરની સામી બાજુએ બેસાડવામાં આવી. વરકન્યા ઉભયનાં પૂર્વજોનાં નામ અને ગોત્રનો ઉચ્ચાર ફરીથી ઉચ્ચ સ્વરે કરવામાં આવ્યો; અને કન્યાનાં માબાપે પોતાની લાડકડી બાલકીના હાથ પડદાની તળેથી વરરાજાના હાથમાં મૂકયા; પુણ્યાહવાચનના મંત્રો વેદશાસ્ત્રીઓએ ઉચ્ચારવા માંડ્યા અને સર્વત્ર ગંભીરતા પ્રસરી રહી. ત્યાર પછી મંગલાષ્ટક ગવાયાં અને પછી પાણીની અંજલિ સાથે વરરાજાના હસ્તમાં દાન દીધું—આ લોકના તેમ જ પરલોકના અર્થમાત્ર સાધવાને છેલ્લામાં છેલ્લું અને કિમતીમાં કિમતી—પોતાને અતિ પ્રિય સુન્દર ચંચલનું દાન દીધું. પડદો લઈ લેવામાં આવ્યો અને એક વેંતને અંતરે પહેલી જ વાર વરકન્યાની આંખ્યો એકમેકને મળી, પણ તે રમણીય રમણીએ લજ્જાનું માર્યું પોતાનું મુખ તરત જ નમાવ્યું. ત્યાર પછી બહુ જ રમુજી અને આનંદોત્તેજક ક્રિયા આરંભાઇ. વર કન્યાએ હળદરવાળા અક્ષત એક બીજા ઉપર વારંવાર અને ખોબલે ખોબલા ભરીને નાંખ્યા અને જાણે કોણ જીતે છે એવી હરાફાઈથી નાંખતાં હોય એમ જણાયું.

કન્યાદાનની વિધિ સમાપ્ત થઇ એટલે કન્યાનાં માબાપ ત્યાંથી ઉઠ્યાં, પરંતુ આટલેથી કઇં ક્રિયાની સમાપ્તિ ન થઈ. અજી તો એ ક્રિયાની ઉપર સીલ મારવાની બાકી હતી, અને તે બંધ-

---

૧ આપણામાં આ સમયે કન્યાની આંખ મીંચાવાય છે તેમાં આ હેતુ હોય તો કોણ જાણે.

નમાં પવિત્રતા પૂરવાની અધુરી રહી હતી. પવિત્ર 'તાલીબન્ધન'થી તે લગ્નગ્રન્થિને વધારે દૃઢ અને પવિત્ર બનાવવામાં આવી–કદિ પણ છુટી ન શકે એવા સંગમનું–ઐક્યનું–અભેદનું આ પ્રત્યક્ષ ચિહ્ન હતું. વૃદ્ધ પતિ–પત્નીએ કાંતેલી પીળી દોરી તે સુવર્ણના **ચકતામાં** (Pandant) પરોવીને ત્યાં એકઠી થયેલી મંડળીમાં તે દોરી ફેરવવામાં આવી. ત્યાં હાજર રહેલાં સર્વેએ, તેમાં પણ વૃદ્ધ માણસોએ ખાસ કરીને, તે દોરીને પોતાના હાથથી સ્પર્શ કરવો જોઇએ અને આશિષ દેવી જોઇયે. પછી સર્વના હાથમાં ચપટી ચપટી હળદરવાળા પીળા ચોખા આપવામાં આવ્યા. આટલી તૈયારી થઈ ગયા પછી મંગલ-શ્લોકનો ઘોષ થયો, નગારાં અને વાજાં એકસરખી રીતે વાગવા માંડ્યાં. અને તે જોવા સઉ એટલાં તો આતુર થઇ ગયાં કે સર્વના જીવ માત્ર આંખમાં જ વસી રહ્યા હોય એમ આંખ શિવાય આખું શરીર નિશ્ચેષ્ટ બની રહ્યું એટલામાં તો વરરાજાએ એક–બીજી–અને–ત્રીજી–છેલ્લી ગાંઠ વાળી, અને ચંચળના કંઠે ચિર-કાળને માટે 'તાલીબન્ધન' બંધાયું ! આ ક્ષણથી જ ચંચલ તેના પતિનું આ લોક અને પરલોકમાં, અર્ધાંગ–ધર્મપત્ની-બની. ધર્મપત્ની એટલા માટે કે તેના પતિનું આ લોક અને પરલોકમાં કલ્યાણ ચંચળ દ્વારા જ સધાશે, ત્યાર પછી આશીર્વાદ મંત્રોનું ગાન થયું, અને મંગલસૂચક હળદરવાળા અક્ષતની, તે સુંદર યુવાન યુગલ ઉપર ચારે પાસથી પુષ્કળ વૃષ્ટિ થઇ રહી.

તે જ ઘડીયે, બારના ટકોરા સંભળાયા, અને આનંદમંગલનાં ગીત વાજાંવાળાએ ને અમારામાંની ગાનારીઓએ વારા-ફરતી ગાવા માંડ્યાં. એમણે ગાયું કે,—

આજે આનન્દમંગલ થાયે રે આનંદ ભયો;
રામ સીતાને પરણીને જાયે રે આનંદ ભયો.
બંને શાંતિના સાગરે નાહ્યે રે;
આજે આનન્દમંગળ થાયેરે આનંદ ભયો.

ગયે બુધવારે એ ગીતનો અર્થ ને તેમાં રહેલું માધુર્ય તથા રહસ્ય મને જેટલાં સમજાયાં ને મારા અંતરાત્માને એથી આરામ થયો એવું પહેલાં કોઇ દિવસ થયું ન હોતું.

મારા આખા શરીરમાં જાણે વિજળીનો ચમકારો થયો હોય એમ થયું, રોમાંચ ઉભાં થયાં અને આંખમાંથી આનન્દનાં આંસુ સરવા માંડ્યાં. પોતાના પનોતા પુત્રને ગૃહસ્થાશ્રમ, કે જે આ સંસારમાં સંચાર અને સમૃદ્ધિને લીધે ઉંચામાં ઉંચો આશ્રમ મનાયો છે, તે ગૃહસ્થાશ્રમના પગથીયા ઉપર પગ મૂકતો જોઇ, વરરાજાની માતા આનન્દસાગરમાં તણાવા લાગી. એના હર્ષનો પાર રહ્યો નહિ અને એને પણ મારા જેવું જ થયું. તેમ કન્યાની માનું હૃદય વારાફરતી હર્ષથી ઉછળતું હતું તથા પુત્રીના ભાવી વિયોગના સ્મરણથી શૂન્યકારમા ઉંડું ઉતરી જતું હતું. પોતાના પર્યંકમાં ઉછરેલી, ખીલેલી, અને કિંચિત કિંચિત ફાલેલી સુકુમાર વેલી હવે પોતાની મટી પારકી થઈ. એ હવે થોડા વખતમાં પોતાની દૃષ્ટિથી દૂર થશે એ વિચાર એક ક્ષણ માતાને શૂન્યાકારમાં ડૂબાડી દેતો હતો, તો અન્ય ક્ષણ પોતાથી જ જેની ઉત્પત્તિ થઈ છે એવી અને પોતાના જ આત્માની પ્રતિમા જે પોતાની લાડકી પુત્રી તે હવે પુત્રી મટી પુત્રની માતા થશે,—થઇ—એવાં એવાં નયન સમીપ તરતાં ચિત્રો તેને શૂન્યકારમાંથી બહાર કહાડી આનન્દસાગરનાં મોજાં ઉપર ઉછાળતાં હતાં. આવી રીતની પરસ્પર-વિરોધી સુખ-

દુઃખકર મિશ્ર ભાવનાઓ, માત્ર તે કન્યાની માતાનુ હૃદય જ અનુભવતુ હતું એમ ન હોતું. પરંતુ ત્યાં એકત્ર થયેલી મહિલામંડળીની પ્રત્યેક વ્યકિતના હૃદયમાં બહાર પ્રસરી રહેલા આનંદનો પ્રતિધ્વનિ થતો હતો, ને તે હૃદયમાં, રહેલા અદૃશ્ય આનંદનો ફુવારો તેઓનાં નયનદ્વારા સર્વને દૃશ્ય થતો હતો.

પુરુષવર્ગ વિષે નજરે દીઠેલું હું કશું કહી શકતી નથી, પણ મને લાગે છે કે તે મંગલ પ્રસંગના ગૌરવની તથા પવિત્રતાની મુદ્રા તેમના હૃદય ઉપર પણ પડ્યા વગર રહી નહોતીઃ અને અબલાવર્ગની તે સમયની સૂક્ષ્મ સ્થિતિનું અવલોકન કર્યાથી તે સબલ-વર્ગનું હૃદય પણ પીગળ્યું હતું. ગમે એમ હોય પણ જે કાર્ય આરંભ્યું તે તો પૂરૂં કરવું જ જોઇએ. એટલે પછી તરત જ વર-વધૂનાં સગાં સંબંધી અને મિત્રમંડળીમાંથી એક પછી એક ચોરી આગળ આવવા માંડ્યું અને વિધવિધ પ્રકારની પહેરામણી કરવા માંડી. કોઇએ સુંદર વસ્ત્રો, તો કોઇએ મનહર આભૂષણો; કોઈએ નયનહર હીરામાણેકના અલંકાર, તો કોઈએ ગૃહસ્થાશ્રમના ધર્મના ઉપદેશક ગ્રન્થો વગેરે યથાશકિત આપવા માંડ્યું. કેટલાંકો તો માત્ર અભિનંદનના પત્રો પ્રેરી સંતુષ્ટ થયાં તો અન્ય કેટલાંકો ગદ્ગદ કંઠથી આશીર્વાદ આપી તૃપ્તિ પામ્યાં. પહેરામણી પૂરી થઇ એટલે ત્યાં ઉભેલા સર્વ વિદ્વાન્ બ્રાહ્મણોએ એકસ્વરે ઉચ્ચ ઘોષથી આશીર્વાદના મંત્ર ગાયા અને તે નવીન પરિણીત યુગલ ઉપર હળદરવાળા અક્ષતની વૃષ્ટિ થઈ. એ મંત્રોચ્ચારણમાં રહેલી ભાવના પ્રથમ અક્ષતમાં સંક્રાન્ત થઇ અને પછી અક્ષત સાથે તે યુગલ ઉપર વર્ષી.

ત્યાર પછી, રૂઢી અનુસાર, બે નાની કુમારિકાઓ એક થાળી લઇને આવી, તે થાળીમાં આરતીની બે દીવેટો હતી. વરકન્યા સંમુખ ઉભાં રહીને તે બંને કુંવારિકાઓએ કઈંક આશીર્વાદાત્મક ગીત ગાયું તે ભાગ્યે જ કોઈને પણ સંભળાયું હશે. ત્યાર પછી ઉતાવળમાં વર-વધૂની આરતી ઉતારી બંને-જણીયો મહામેહનતે હોઠવતી હસવું દબાવતી દબાવતી ચાલી ગઈ. કારણ આટલા મોટા જનસમાજના પરિચયમાં ન આવેલી બાલાઓને પુરુષવર્ગ સમીપ ગાતાં બહુ જ શરમ આવી. ત્યાર પછી સર્વ પંડિતોને સુવર્ણ દક્ષિણા દેવામાં આવી અને અન્ય સર્વને ચન્દન, પાન અને પુષ્પ આપ્યાં એટલે સર્વ ધીમે ધીમે વિખરાયાં.

## પત્ર ૨૪.

પ્રિયતમ,

લગ્નને પહેલે દિવસે બપોરે જે ક્રિયા કરવામાં આવી તેનું થોડુંક સવિસ્તર વર્ણન ગઇ કાલના પત્રમાં મેં લખ્યું હતું. કોઇકિને એમ લાગે કે તાલીબન્ધન થયું એટલે લગ્ન પૂરાં થયાં અને જો કે નાતો તથા ખૈરકશાસ્ત્રની નાની નાની ક્રિયાઓ પાછળથી કદાંચ લાંબો વખત ચાલે પણ લગ્નનિમિત્તની આવશ્યક ધાર્મિક ક્રિયાઓની તો સમાપ્તિ જ થઈ ગઇ. પણ મને પાછળથી ખબર પડી કે એમ નથી. લગ્ન સંબંધી સર્વ ક્રિયાઓમાં અતીવ ઉપયોગી ક્રિયા તો તે જ દિવસે રાત્રે કરવાની હતી; 'આટલેથી પૂરૂં થયું ન સમજશો; આજે રાત્રે કરવામાં આવશે તે ક્રિયા વગર તો લગ્ન અપૂર્ણ કહેવાય' એમ આચાર્યને મોઢેથી મેં પોતે સાંભળ્યું.

હમેશાં નાની મોટી અનેક પ્રકારની ક્રિયાઓ થોડી થોડી કરવામાં આવતી હતી. એક વાર તો મને એમ લાગ્યું કે આમાંની કેટલીક ક્રિયાઓ તો નકામી છે ને કાઢી નાંખી હોય તો ચાલે. પરંતુ એ પાંચે દિવસમાં કરવામાં આવતી લગ્ન-ઉદ્યાપક ક્રિયાઓમાં બહુ જ સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે એવું ભાન મને છેલ્લે દિવસે થયું. કારણ પાંચમા દિવસની ધર્મક્રિયા બહુ જ અર્થસૂચક હતી એટલું જ નહિ પણ તેટલી જ તે હૃદયદ્રાવક હતી. ખરેખર ! વ્હાલા, પહેલે દિવસે સવારે જેટલાનાં હૃદય અને આંખો ભીનાં થયાં હશે તેના કરતાં ઘણાં વધારે માણસોને છેલ્લે દિવસે રાત્રે લાગી આવ્યું અને ઘણાંની આંખોમાંથી આંસુ ગરગર નિઃસરી ગાલ ઉપરથી ટપકવા માંડ્યાં.

બુધવારે શીરામણી પૂરી થઇ ત્યારે બપોરના ત્રણ વાગ્યા હતા. 'શીરામણી'ને બદલે તેને પ્રથમાહાર (Breakfast) કે ઉપાહાર કહીયે તો પણ ચાલે; કારણ જૂના વિચારના અને ઈંગ્રેજી સુધારાનો ચેપ નહિ લાગેલા એવા માણસો સવારના પહોરમાં સ્નાન સંધ્યા વગેરે નિત્યકર્મ કર્યા વગર મ્હોં વટાળતા નથી; તેઓ નથી પીતા ચાહા કે કોફી કે નથી ખાતા કંઈ કાચું કોરું. એ વર્ગનાં માણસોને તો બપોરના ત્રણ વાગે પ્રથમાહાર (Breakfast) પૂરો થયો કહેવાય. જમવામાં બહુ ભાગે સગાંવહાલાં ને થોડા ઘણા મિત્રો હતા; આશરે હજારએક તો ગરીબ બ્રાહ્મણો હતા, તેઓ વગરનોતરે આવ્યા હતા, તોપણ તેમને ભૂખે મ્હોંયે ઉઠાડી મૂકવામાં ન હોતા આવ્યા. પરન્તુ લગ્ન પ્રસંગ હોવાથી અને તે પણ જ્યારે બ્રાહ્મણને ત્યાં હોય ત્યારે વગરનોતરે આવેલા બ્રાહ્મણોને પણ અતિથિ ગણી પીરસવું જોઈએ એ વિચારને માન આપી અહિયાં પણ તેમ જ કરવામાં આવ્યું હતું. ભારે જમણ જમી જમીને સર્વ કોઈ કંટાળી ગયું હતું તેથી ઘણા ખરા તો જમીને તરત જ સટકી ગયા હતા; ને થોડા ઘણા ક્ષુધાતૃપ્તિને અંતે પધારેલાં નિદ્રાદેવીનું મ્હોં તરછોડી ન શકયાથી, ત્યાં જ છૂટા છવાયા લાંબા થઇને સૂતા.

આટલા બધા શ્રમને અન્તે પણ યજમાન, યજમાનપત્ની અને ઘરનાં એવાં જ બીજાં કેટલાંક કારભારી માણસો આરામ લઇ શક્યાં નહિ. કારણ ચાર વાગ્યા એટલે આમંત્રેલા અધિકારીઓ, વકીલો (Lawyers) વ્યાપારીઓ, અને અન્ય સદ્‌ગૃહસ્થો એક પછી એક આવવા લાગ્યા; અને એ જનસમૂહનો પ્રવાહ સંગીતમંડપ તરફ વળવા લાગ્યો. બારણા

આગળ યજમાન તથા તેનાં માણસો, ચંદનગન્ધ, ફૂલ, અને પાન ગુલાબ આપીને પ્રત્યેકને ઉચિતસ્થળે બેસાડવામાં રોકાયલાં હતાં. આજ કાલ જ્યાં ત્યાં જોવામાં આવતા વેશ્યાના નાચ અને ગાયન ત્યાં પ્રત્યક્ષ નહોતાં થયાં, કારણ યજમાન પણ તમારા જ મિત્ર ખરા ને! એટલે એમને વેશ્યારાંડોના વિષયોત્તેજક વિલાસ અને વાણીનો બહુ જ તિરસ્કાર હતો. આ ઉપરથી એમ નથી સમજવાનું કે તેમને સંગીત ઉપર અભાવ હતો. સંગીતનો શોખ તેમને પુષ્કળ હતો પરંતુ સંગીત જેવી ઉત્તમ કલા, ગણિકા જેવા અપાત્રને હાથે પડે એ તેમનાથી જોઈ શકાતું નહિ. તે દઢપણે માનતા કે માણસને નીતિને અને ઇશ્વરભક્તિને માર્ગે ચઢાવવામાં સંગીત એક રામબાણ સાધન છે. અમરફલ તો કોઈ પરદુઃખભંજન વિક્રમ જેવા ભૂપતિને કે પરોપકારશીલ યતિને જ અપાય કે જેથી તેઓ દીર્ઘાયુષ્ય ભોગવી કલ્યાણપરંપરાની વૃષ્ટિ સમષ્ટિ ઉપર કર્યાં કરે; તેને બદલે કોઈ જુલમી રાજ્યદ્રોહી અગર દુર્ગુણમાત્રનો ભંડાર એવા અધમ દુર્જનને અમરફલ ખવડાવાય તો કેટલો બધો અનર્થ થાય! તે જ મુજબ સંગીત જેવી સર્વોત્તમ અને સુખદાયિની કલાનો સદુપયોગ થવો જોઈએ. તેથી લખાણથી, ભાષણથી, જાહેરખબરોથી—એવી રીતે અનેક માર્ગે એમની લાગવગ ચાલે ત્યાં ત્યાં, વેશ્યારાંડોના નાચ એ બંધ કરાવતા અને તેને બદલે કઈ હરદાસની કથા અથવા સંગીતમાં નિપુણ એવા કોઈ ઉસ્તાદ ગવૈયા પાસે ગાયન–કીર્તન–ભજનની સમ્મત કરાવરાવતા. ભક્તિનાં ગીતો ઉપર તેમને બહુ જ પ્રીતિ હતી; અને કત્થકો[1] પાસે અષ્ટપદી વગેરે ગવડાવતા તેથી શ્રોતાજનોને

[1] એક નાતના ગવૈયાઓ કે જે નાચસહિત 'અષ્ટપદી' વગેરે ગાય છે તે.

સંગીતનો અનુપમ આનંદ મળે, નૃત્ય પણ જોવાય અને સાથે સાથે સદ્બોધ પણ મળે. એમ સર્વ પ્રકારના લાભવાળાં અને હાનિવગરનાં આનંદજનક સાધનોનો પ્રયોગ કરાવવા તેઓ અતિ ઉત્સાહી હતા. આ વખતે એક હુશીયાર વીણા વગાડનારને બોલાવ્યો હતો. એણે સારી નામના મેળવી હતી અને તે દિવસના જલસામાં સંગીતના કદરદાનો હોવાથી એ પણ પુષ્કળ ખીલ્યો હતો, તથા શ્રોતાજનો તેની વાદિત્રકલામાંથી ઉદ્ભવતા આનંદનું બહુ જ રસપૂર્વક પાન કરતાં હતાં. તે ગમ્મતને અંતે વીણા વગાડનારના કસબની કદર પણ કેટલાએક ઉદાર શેઠીઆઓ કરવા ચૂકયા નહિ.

જ્યારે કંઈ કામસર ઝરૂખા આગળ થઈને મારે જવું પડયું તે વખતે ત્યાં આગળ તમારા મિત્ર ઉભા રહેલા હતા, અને તેમના ચહેરા ઉપર નજર કરતાં મને કંઈ અસંતોષનાં ચિહ્ન જણાયાં. ગાયનની ગમ્મતમાં સ્ત્રીવર્ગને તદ્દન વિસારી મૂકવામાં આવ્યો હતો અને તેમને માટે કંઈ ખાસ વિનોદનું સાધન ન હોતું રાખવામાં આવ્યું તે બદલ તે જ સવારે મેં તેમનો દોષ કહાડ્યો હતો. તેને લીધે આ અસંતોષ તો નહિ હોય એમ મારા શંકાશીલ હૃદયે શંકા કરી, અને મને મનમાં દુઃખ થયું; અને અમારે માટે ગમ્મતની ખાસ ગોઠવણ બીજે જ દિવસે કરવાનું વચન તમારા મિત્રે આપ્યું ત્યારે તો તે દુઃખમાં વધારો થયો.

તે દિવસે અમારા મંડપમાં પણ સંધ્યાકાલનો સમય એકંદર રીતે આનંદમાં ગયો. સ્ત્રીઓની સંખ્યા, સંગીતમંડપમાં ચીકાર ભરાયેલા પુરુષો જેટલી ન હોતી તેમ છતાં પણ સારાં આબરૂદાર કુટુંબની કેટલીએક સન્નારીઓએ છોકરાં છૈયાં સહિત

આવવાની કૃપા કરી હતી, અને તેથી મંડપની શોભામાં સારી વૃદ્ધિ થઇ હતી. વાર્ત્તાલાપમાં વખત વીત્યો અને આનંદ પણ ખૂબ થયો. શાસ્ત્રીય સંગીતનો સ્વાદ લેવાનું સદ્‌ભાગ્ય અમારે ન હોતું તથાપિ અમારામાંની કેટલીએક બહેનોએ છૂટાં છવાયાં ગીતો અને ગરબીઓ ગાઈ ગમ્મત ઠીક કરાવી હતી. પુરુષોને અતિપ્રિય થઈ પડેલા તથા તેમને જ શોભતા મ્હોડું કસમો-ડવાના ચાળા ચસકાની અમારી મંડળીમાં તદ્દન ખોટ જ પડી હતી.

સૂર્ય અસ્ત થયો અને રંગબેરંગી દીવાઓની રોશનીથી મદન–ઉપવન બહુ જ ઝળકી ઉઠતું હતું. સાત વાગે મંડપના દક્ષિણ છેડા તરફ યજ્ઞનો પવિત્ર અગ્નિ પ્રગટવામાં આવ્યો, અને તેના સંમુખ વરકન્યાને પાસે પાસે બેસાડવામાં આવ્યાં. તે વખતે માત્ર આચાર્ય, થોડા વિદ્વાન્ બ્રાહ્મણો અને વરક-ન્યાનાં થોડાં સગાંવહાલાં ત્યાં આગળ હાજર હતાં, કારણ પુરુષવર્ગનો મોટો ભાગ સંગીતમંડપમાં અને એવાં બીજા વિનોદસ્થાનોમાં વિચર્યો હતો. પવિત્ર મંત્રગાન થયા પછી ઘી અને ભાતની આહુતિઓ યજ્ઞમાં હોમવામાં આવી અને અગ્નિદેવે તે આહુતિઓ દેવગણને પહોંચાડી. ત્યાર પછી વરકન્યાને બાહાર ખુલ્લી જગ્યામાં લઈ જવામાં આવ્યાં. ત્યાંથી તેઓને સાક્ષાત્ સદ્‌ગુણની પ્રતિમા એવી સતીશિરોમણિ અરુન્ધતી-સહિત સપ્તઋષિનું દર્શન કરાવ્યું. એ દિવ્ય ગ્રહોની યથોચિત પૂજા કરાવ્યા પછી તે લગ્નગાંઠથી જોડાયલા યુગલને પાછું વિવાહમંડપમાં લઈ જવામાં આવ્યું. ત્યાં સપ્તપદીની પવિત્ર ક્રિયા કરવામાં આવી. વરકન્યા એક બીજાનો હાથ ઝાલી સાત પગલાં સાથે ચાલ્યાં, અને પ્રકાશની પ્રતિમા, તેમ જ બ્રહ્માંડનુ જીવન ને ઉદ્‌ભવસ્થાન એવા પવિત્ર અગ્નિદેવ સમક્ષ તે પવિત્ર ક્રિયા કરવામાં આવી. પવિત્ર લગ્નગ્રંથિ ઉપર સતત-અભેદની ‘ સીલ ’ મારનાર છેલ્લામાં છેલ્લી ક્રિયા તે આ હતી.

## પત્ર ૨૫.

પ્રાણપ્રિય,

બ્રહ્મભોજન, સંગીતશ્રવણ, અને અંતઃપુરને વિષે સ્ત્રી-સંમિલન એટલાં વાનાં તો લગ્નોત્સવ ચાલ્યો તેટલા દિવસ નિત્યના ક્રમ તરીકે હતાં. અને બીજે દિવસે એ નિત્યક્રમ શિવાય બીજું કંઈ જ ખાસ નવીન ન હોવાથી તે દિવસ તો વસ્તુતઃ આરામ લેવાનો જ હતો એમ કહી શકાય.

ત્રીજો દિવસ, બીજા કોઇને નહિ તો પુરુષવર્ગને તો બહુ જ કામકાજનો હતો. વેદશાસ્ત્રસંપન્ન વિદ્વાન્ બ્રાહ્મણો, ધર્મશાસ્ત્ર-નિપુણ પંડિતો, મહાન્ તત્ત્વવેત્તાઓ, સંગીતશાસ્ત્રીઓ, મોટા મોટા કવિઓ અને છાત્રો વગેરે મહાન્ સાક્ષરો અને કલાવિદો બહુ દૂર દેશાવરથી આમંત્રણને માન આપી પધાર્યા હતા. તેમનો મેલાવડો ખરે અતિ અપૂર્વ અને ભવ્ય હતો. તેમના ઓજસની પ્રભા આખા મંડપમાં પથરાઈ રહી હતી, તેવે સમયે કુલદેવતાઓનું આવાહન ફરીફેરીને કરવામાં આવ્યું તથા પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણોએ ગગન ગાજી ઉઠે એવા તાર[1] સ્વરથી મહાપુષ્પાંજલિના મંત્રનો ઘોષ કરી વિવાહિત યુગલને ફરીથી અસરકારક રીતે આશીર્વાદ દીધો. વરના પક્ષવાળાને તો આ દિવસ અતિ આનંદનો હોવાથી ખરેખરી કઠણ અને કંટાળા ભરેલી ક્રિયા તો વરના બાપને કરવી પડી હતી. તે ક્રિયા તે ' પેહેરામણી 'ની હતી. વિદ્વાનોને, તેઓના જ્ઞાનને અનુરૂપ જૂદી જૂદી જાતનાં પારિતોષિક અને દક્ષિણા વરના બાપે વહેંચી આપ્યાં. તે ઉપરાંત ઘર આગળના વિશાળ ચોગાનમાં ત્રણથી

---

૧ બહુ જ તીણા.

ચાર હજાર જેટલાં જૂદી જૂદી જાતનાં ગરીબ માણસોની ઠઠ જામી હતી તેમાં પણ ધર્માદા પુષ્કળ પૈસો વેહેવાઈએ વેર્યો. રાત્રે વરકન્યાનો એકઠો મોટો વરઘોડો કહાડવામાં આવ્યો હતો તે શહેરના મુખ્ય મુખ્ય ભાગોમાં અને જાહેર રસ્તાઓ ઉપર ફર્યો હતો. વરઘોડાનો દમામ અને ભપકો પણ અસાધારણ હતાં. તેમાં 'બૅન્ડ 'વાજું લાવવામાં આવ્યું હતું; તથા ચાલતા વરઘોડામાં પણ સંગીતની ગમ્મત મળે એવી ગોઠવણ કરવામાં આવી હતી, અને જાતજાતનું રંગબેરંગી દારૂખાનું પણ ફોડવામાં આવ્યું હતું.

ચોથે દિવસે બહુ કામ ન હોતું એટલે સહેજ સાજ આરામ લઈ શકાયો હતો. સાંજે સ્ત્રીઓને માટે ખાસ ગમ્મત કરવામાં આવી હતી, અને રાત્રે સારા કુળના આબરુદાર સદ્‌ગૃહસ્થો માટે ખાસ ભોજનની વ્યવસ્થા રાખવામાં આવી હતી. એ બંને પ્રસંગે રમુજ ઉપજે એવા ઘણા બનાવો બન્યા હતા પરંતુ તેનું વર્ણન હાલ તુરત મુલતવી રાખવું ઠીક પડશે.

લગ્નના છેલ્લા અથવા પાંચમા દિવસે મળસ્કા પહેલાં બે કલાક આગમચ, લગ્નપ્રસંગમાં જે જે દેવતાઓએ અધ્યક્ષ-સ્થાન સ્વીકારી વરકન્યાનું કલ્યાણ સાધ્યું હતું તે તે દેવતાઓનું ઉપકારપુરઃસર વિસર્જન અગ્નિદેવતા સમક્ષ કરવામાં આવ્યું-

પાંચમા દિવસની રાત્રિ પડતા પહેલાં સમીસાંજે, વિવાહિત યુગલના રક્ષણ અર્થે તથા કેટલાંએક મલિન સત્ત્વો ( ભૂતપ્રેતાદિ ) ને સંતોષવા સારૂ ( વાસનાઓ પૂરવા સારૂ ) કેટલીએક ક્રિયાઓ કરવામાં આવી, તેમ જ આહુતિઓ આપવામાં આવી. ત્યાર પછી તે બાલકન્યાને તથા તેનાં થનાર બાલબચ્ચાંને તથા

તેના પતિને ભવિષ્યમાં કંઈ સંકટ ન આવે એ હેતુથી સોનાના ચકતાવાળું તથા કાળા મણકાએ ગાંઠેલું મંગળસૂત્ર કન્યાની ડોકમાં નાંખ્યું.

ત્યાર પછી જે મિત્રો સ્નેહી સંબંધીઓ અને સગાંવહાલાંઓએ આ શુભ પ્રસંગે આવી લગ્નમંડપને શોભાવ્યો હતો, તથા જેમણે વરકન્યાને સારા આશીર્વાદ અને કલ્યાણસૂચક શબ્દોથી વધાવી લીધાં હતાં, તેમને સર્વેને વિદાયગીરીમાં વસ્ત્રાદિ મૂલ્યવાન પદાર્થો આપવામાં આવ્યા અને—અને—વરને યથાવિધિ કન્યાદાન દીધું.—કન્યાને તેને સાસરે વળાવી—અને એ રીતે લગ્નોત્સવની સમાપ્તિ કરવામાં આવી.

પ્રિયતમ ! લગ્નની સમાપ્તિનો—કન્યાને સાસરે વળાવતી વખતના અતિશય અસરકારક અને હૃદયદ્રાવક પ્રસંગનો એહવાલ આ પત્રમાં તો મારાથી નહિ જ આપી શકાય. તે પ્રસંગના ચિતારથી—અરે ! તેના વિચારથી પણ હૈયું ભરાઇ આવે છે—આંખમાં આંસુ ઉભરાઈ આવે છે તેની સાક્ષી આ ટપકા પૂરશે.

## પત્ર ૨૬.

પ્રિયતમ,

ચોથે દિવસે સ્ત્રીઓને ગમ્મત પમાડવા શબ્દલેખક—'ફોનોગ્રાફ'—નામના વાદિત્રનો ઉપયોગ કરવાની સૂચના તમારા નામરાશીને તમે કરી તે બહુ જ સારૂં કર્યું. અમને બહુ જ મઝા પડી અને છોકરાઓને તેથી જે આનંદ થયો તેનું તો વર્ણન જ થઈ શકે તેમ નથી. તેમને તો જ્યારે ને ત્યારે આરંભથી તે અંતપર્યન્ત પેલું હસવાનું ગીત ( laughing song ) સાંભળવા જોઇયે.

તે ગીતમાં જે તાલબંધ અટ્ટાટ્ટહાસ્યની[1] ચીસો પડતી હતી ! શું નાનાં ને મોટાં, શું જુવાન કે શું ઘરડાં એ સર્વેનાં મન એ ગીતે હરી લીધાં હતાં. 'બૅન્ડ' વાજાની તર્જ પણ તેવી જ સારી હતી અને જાણે આપણા કાન આગળ જ ખરેખરૂં વાજું વાગતું હોય એવો આબેહૂબ ચિતાર તે 'ફોનોગ્રાફ' આપતું હતું. વાંસળીની ગત પણ તેવી જ સારી હતી અને 'ફોનોગ્રાફ'ની ચૂડીયોમાં ( records ) વાંસળીના ઉંચાનીચા પ્રત્યેક સૂર પૂરેપૂરા ઉતર્યા હતા તે એટલી હદ સુધી કે વાંસળીમાં ગીત વગાડતાં વગાડતાં વાંસળી બજાવનાર પોતાને આવેલી ઉધરસ ખાળી નહી શકયો હોય તેથી તેની અડધી ડબાયલી ઉધરસ પણ ગીત મધ્યે સ્પષ્ટ સંભળાતી હતી. એ બધું ખરૂં પણ તેમાં ઇશ્વરની એક સ્તુતિ વગાડવામાં આવી તેણે તો હદ જ કરી. મારા મનને મુગ્ધ કરી દેનાર એ ઈશ્વરસ્તુતિને મહાત કરનાર બીજી કોઈ પણ ચીજ ન હોતી. તે સ્તુતિ એવી તો સુન્દર હતી, અને તે પણ એવા કોમળ સ્વર અને

---

૧ બહુ મોટેથી ખડખડીને હસવું આવે તે.

મધુર રાગમાં ગવાયલી હતી, તથા વધારામાં તે તેલગુ ભાષામાં રચાયલી હતી–કે જે ભાષામાં કુદરતી રીતે જ સંગીતમય માધુર્ય રહેલું છે—કે એવી સ્તુતિ મેં મારી આવડી ઉંમરમાં તે દિવસે જ સાંભળી. વ્હાલા! વીણાને હાથ ન લગાડવાની પ્રતિજ્ઞાનો મેં ભંગ કર્યો છે અને ઘેર આવી ત્યારથી આ ચીજને માટે તે પ્રિય સખી વીણાને મેં ઓછો શ્રમ આપ્યો નથી. તેની જ સાથે કવિહૃદય પણ પોતાના વ્યાપારમાં મશગૂલ છે. કારખાનામાં બની બહાર પડેલી તાજી જ વાનગી મોકલું છું તે સ્વીકારશો.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ )

**સુન્દર રૂપ તારૂં મુજ નયનોમાં વસે,**<br>
**જિવ્હાગ્રે વસતું મધુરૂં તુજ નામ જો.**<br>
**કીર્ત્તિ કેરા કીર્ત્તનથી શ્રવણો હીસે,**<br>
**પ્રાણજીવન હું તુજમાં થઈ છું લીન જો.**<br>
**જે જે સ્થલમાં ચરણ–નયન મુજ વિચરે,**<br>
**એકાન્તે વા સુખકર સહીયર સાથ જો.**<br>
**જાગ્રતમાં સ્વપ્નામાં કે જ્યાં હોઉં ત્યાં,**<br>
**પ્રાણજીવન હું તુજમાં થઈ છું લીન જો.**

એ કોમલ મધુર સ્વર એક ચિત્તથી સાંભળતાં સાંભળતાં મારી આંખો મેં બંધ કરી દીધી એટલે તેમાં આલેખાયલું ચિત્ર મારા મન આગળ વધારે સ્પષ્ટ અને સત્ય રીતે તરી આવ્યું, અને જાણે હું જ ગાતી હોઉં–ને તે પણ જાણે **તમારી** જ સ્તુતિ ગાતી હોઉં એમ ભાન થવા માંડ્યું. ગાયન પૂરૂં થવા આવ્યું અને તે વાદિત્રવાળાને તે સ્તુતિ ફરીથી વગાડવા સારુ કહેવાનું

કરતી હતી એટલામાં કોણ જાણે કેમ પણ તેણે પોતે જ તે ફરીથી વગાડ્યું અને આ વખતે તો હું તે ગાયનમાં એવી તો તલ્લીન બની ગઇ કે મારૂં પોતાનું સર્વ ભાન ભૂલી અને હર્ષસાગરમાં ડૂબી; તે ગાયનમાં તમારી કલ્પના કરતી વખતે શો અપૂર્વ આનંદ થયો!! વરઘેલી હું હર્ષઘેલી થઈ ગઇ ને લગભગ મૂર્ચ્છાવશ થઈ તેથી જામેલા રંગમાં ભંગ કર્યો જ હોત એટલામાં વિલક્ષણ બનાવ બન્યો તેની કંઇક જૂદી જ અસર અમારી મંડળીમાં પ્રસરી રહી, અને ઉપરાસાપરી વીજળીના આંચકા મને વાગ્યા હોય તેમ તે અસરથી એકદમ અચિંતી હું ઝબકી ઉઠી ભાનમાં આવી.

જે ચીજે મને મૂર્ચ્છામાંથી જગાડી તે ચીજ વગાડવામાં વગાડનારે ખરેખર ન સાંખી શકાય તેવી ઉદ્ધતાઈ અને અસભ્યતા દર્શાવ્યાં હતાં; અને તે ચીજની બરોબર કદર કરી અમે તેને સાબાશી આપીશું એવી આશામાં ને આશામાં તે બજાવનાર ભૂતની માફક દાંત કાઢીને ઉભો હતો. તેના બદલામાં સારી પુષ્પાંજલિ આપવાનો વિચાર થઇ આવ્યો; પણ સારે ભાગ્યે તે ચીજમાં સમાયલા રહસ્ય ઉપર ઝાઝાંનું ધ્યાન ખેંચાયું ન હોતું એમ મને લાગ્યું તેથી મનનો વિચાર મનમાં જ શમાવ્યો. 'આમાં કંઇ કજીયો અને મારામારી જેવું જણાય છે'—એવું આખી મંડલીમાંથી માત્ર બે એકજણ બોલ્યાં, એટલે તે પણ પૂરૂં સમજ્યાં હોય એમ લાગ્યું નહિ. રસિકલક્ષ્મી લગ્નોત્સવમાં ઠેઠ સુધી ત્યાં ને ત્યાં જ હતાં તે કંઈક અડચણને લીધે આ ગમ્મત વખતે ચાલ્યાં ગયાં હતાં એટલું સારૂં થયું. કારણ રસિકલક્ષ્મી અને તેમના પતિ વચ્ચે હમણાં હમણાંનાં મનામણાં થયાં છે તેનો જ આબેહૂબ ચિતાર તે છેલ્લી ચીજમાં હતો. કોઇ નઠારા અટકચાળા મશ્કરાએ તે અસલ બનાવની નકલ 'ફોનોગ્રાફ'માં ઉતારી હતી; અને અક્કલના

ઓથમીર ઉંધણુશી વગાડનારને તે ચીજનાં નાયકનાયિકાનું જ્ઞાન ન હોવાથી આ મંડલમાં તે વગાડી. તેમાં સર્વ ચિતાર અક્ષરે-અક્ષર ઉતાર્યો હતોઃ—ઠંડી પડી ગયલી ચાહા વિષે ગરમા-ગરમ શબ્દો—ચાહાની રકાબી ફેંકવામાં આવી તે—જાજરમાન છોકરીનો તેવો જ ગરમ જવાબ—લાતોનો વરસાદ—ધોંકાનો ધબાકો—અને રડવાની ચીચીયારી—એ સર્વ—અને તે પણ એવું તો આબેહૂબ ! માત્ર નામ જ ન હોતાં.

ગમ્મત પૂરી થવા આવી ત્યારે, તે વાદિત્રની ભૂંગળી ( ચૂડી—record ) ઉપર ગીતના અક્ષરોના કેવા આકાર પડતા હશે એ જોવાના કુતૂહળથી હું મેજ નજીક ગઈ; અને ભૂંગળી ઉપાડી ને જેવી જોવા જઉં છું એટલામાં તો તે ભૂંગળી હાથમાંથી સરકી નીચે જમીન ઉપર પડી ને પડતાં વાર જ એકના અનેક કડકા થયા. હું તો છોભીલી જ પડી ગઈ; અને ભાન ન રાખવા માટે મનમાં ને મનમાં મારી જાતને ગાળો દેવા લાગી. તેના મૂલના પૈસા આપવાનું મેં ઘણુંયે કર્યું પણ તે માણસે ના પાડી. તેના મનમાં તો ઘણુંયે દુઃખ થયું હશે, છતાં ' ના બહેન એવું હોય જ નહિઃ ' ' એમાં તમે શું કરો !' ' મારાથી જ પડી ગઇ હોત તો હું શું કરત ! ' ' એવા પૈસા લેવાય જ નહિ ! મારા સમ આપો તો '—વગેરે અતિ સભ્યતાભરેલા શબ્દોથી વારંવાર તેણે આજીજી કરીને તે મૂલ્યસંબંધી એક શબ્દ સરખો પણ બોલવાની મને સોગન દઈને ના કહી. મારાથી ભૂંગળી ભાગી ગઈ તે બદલ મારી સહીયરોને સહેજ પણ મારા ઉપર ખોટું ન હોતું લાગ્યું એ સહેજ જાણવા લખ્યું છે. પાછળથી જ્યારે મારા જાણવામાં આવ્યું કે એ ચીજની નકલ કરનાર શેહેર છોડી ચાલ્યો ગયો છે, ને હવે તેને પાછા ફરવાનો સહેજ પણ સંભવ નથી ત્યારે તો મને બહુ જ નિરાંત વળી.

## પત્ર ૨૭.

પ્રિય પતિ,

પુરુષવર્ગને આપવાનું ખાસ જમણ શનિવારે ઠરાવવામાં આવ્યું હતું, કારણ અમલદારવર્ગ અને વકીલોને તે દિવસે અવકાશની અનુકૂળતા વધારે હોય. સંયોગ પણ એવો બન્યો કે, વરવાળા પક્ષને કન્યાપક્ષ તરફથી લગ્નતિથિને ચોથે દિવસે ખાસ જમણ અપાવું જોઇએ તે દિવસે પણ શનિવાર જ નીકળ્યો. ખાસ ગણત્રીનાં જ અતલગના વહેવારવાળાંને નોતરાં કરવામાં આવ્યાં હતાં. મોટા દીવાનખાનામાં તથા તેની બાજુએ આવેલી સાંકડી અગાશીમાં વરવાળાને તથા નાતના અગ્રેસરોને બેસાડવામાં આવ્યા હતા. પરસાળની મેડીમાં અને તેની પડખેના બે ઓરડામાં સામસામી બે ઓળે બૈરાંને બેસાડવામાં આવ્યાં હતાં અને તેમાં પણ એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે એક હારમાં વરવાળાં બેસે ને તેમની સામેની ઓળમાં કન્યાવાળાં બેસે. વરકન્યા ઉપર પુરુષો કરતાં સ્ત્રીઓનો હક્ક વિશેષ છે એમ લગ્નને પહેલે દિવસે જ લગભગ સિદ્ધ થયું હતું; તેથી તે નવવિવાહિત યુગલને બૈરાંવાળા ભાગમાં જ મોખરે બેસાડવામાં આવતું હતું. વરકન્યા અડોઅડ બેશીને એક જ થાળીમાં જમે અને સામસામી કોળીયાકોળ ભરે–ભરાવે તે જોવામાં તેમ જ પ્રસંગોપાત્ત મશ્કરી કરી સામસામી આગ્રહ કરાવવામાં બંને પક્ષવાળાંને બહુ જ મઝા પડી. તે પ્રેમી જોડું અમૃત–કોળીયા ભરાવતું હતું તે વખતે લજ્જાની આછી સુરખી તેમના કપાળ ઉપર તરી આવી ગાલ ઉપર ઉતરતાં ઉતરતાં શરમના ગુલાબી શેરડા પાડતી હતી અને તેને પરિણામે તેમનાં મોઢાં કંઈક નીચાં નમી જતાં હતાં. એક પ્રેમી સાયરે કહ્યું છે કે,—

**' પ્રીત છુપાઈ ના છુપે, અન્તરકો હય હેત,**
**મુખસે' ગાલી દેત હય, નયન બલેયાં લેત. '**

પોતાના અંતરમાં ચાલી રહેલા તુફાનને શમાવવાનો મિથ્યા પ્રયત્ન કરતાં તે વરકન્યા ગમે એટલું ઠાવકું મોઢું રાખવા જતાં હતાં તો પણ હૈયાનો ઉમળકો ઢાંકયો રહેતો નહોતો. માથે પેહેરેલા મોતીના માંડને આશરે રહીને કંઈક ધૃષ્ટ અને નીડર બનેલી કન્યાની આંખો, તે માંડમાંથી સરતી મોતીની સેરોનાં વચાળાંમાંથી હવે **પોતાના** થયેલા પ્રિયજનના વદન તરફ કટાક્ષકિરણો પ્રસારતી હતી. તે વખતે કન્યા એમ જ સમજતી હતી કે એની આ નિર્દોષ ચાલ તરફ કોઇનું પણ ધ્યાન નથી. મહા મહેનતે શરમને કબ્જ કરી, ખાંડનો કોળીયો વરને ભરાવવા કન્યાએ પોતાના હઠીલા હાથને લંબાવ્યો, અને કોળીયો વરના મ્હોં સુધી પહોંચે તેટલામાં એક બટકબોલો છોકરો બે હાથે તાળી પાડતો પાડતો બોલી ઉઠયો:—' હાં આં...... ભાભી, ધારી ધારીને ન્યાળી લેજો; જોજો ! હરખમાં ને હરખમાં કોળીયો કાનમાં ન ચાલ્યો જાય ! ' કોઇ જોતું નથી એવા વિશ્વાસે તણાતી ભોળી બાળાને ગભરાવવા આ ઓછું નહોતું. ' પોતાની વાત પકડાઇ ગઇ ' એમ અચિંત્યું ભાન થતાં તે ચમકી, ચમકતાં ભાન ભૂલી, અને મોઢું તથા આંખો ફેરવી લેતાં લેતાં ગભરાટમાં કોળીયાવાળા કોમળ કરને એવો આંચકો અજાણ્યે વાગ્યો, કે ખાંડનો કોળીયો કાનમાં તો ન ગયો, પણ મોઢામાં જવાને બદલે, લગભગ નાક સુધી પહોચી ગયો, ને વરરાજાની મૂછોએ ને નાકે ખાંડનો સ્વાદ ચાખ્યો.—એ પ્રમાણે રંગીલા દીયરની મશ્કરી ભોળી ભાભીએ ખરી કરી આપી. આ રમુજી બનાવથી આસપાસનાં સર્વેને ખૂબ હસવું આવ્યું અને છોકરાંઓ તાળીયો પાડવા મંડ્યાં. બીજો કોળીયો ભરતી

વખતે ઓર જાતનો રંગ જામ્યો. કન્યા તો બીચારી શરમની મારી શીયાવીયા થઈ ગઈ તે નીચું જ જોઇ રહી. વરરાજા કન્યાના મનની રમણીય મુંઝવણ કળી ગયા અને પ્રથમ અંકમાં અજાણ થઇ ગયેલું ફારસ બીજા અંકમાં થવા ન પામે એવી ખાસ સંભાળ રાખવા વરરાજાએ પોતાના મનથી કેડ કસી. કન્યાબાઇની નજર તો ધરણી તરફ જ ઢળેલી હતી, અને ખાંડે ભરેલી ટોપરાની કાચલી ધરીને કન્યાની ભાભી સામી ઉભી હતી. તે કાચલીમાંથી ખાંડની એક મોટી ચપટી ભરીને જોવા કન્યાબાઈ નીચે મ્હોંયે વરને બીજો કોળીયો ભરાવવા ગયાં તેટલામાં તો—થયેલી ભૂલને સુધારવાની બુદ્ધિથી કે પછી અધીરાઇથી, જે હોય તે—વરરાજાનું મોઢું જોઇયે તે કરતાં વધારે નીચું નમી ગયું, અને કન્યાબાઇની નાની ચપટીમાં સમાયલી ખાંડનો સત્કાર વરરાજાના હોઠથી કે જીભથી થવો જોઇએ તેને બદલે ઉતાવળમાં દાંતથી થઇ ગયો; કન્યાબાઇની કૂળી આંગળીયો કરડાઇ અને વેદનાને માર્યે સ્વાભાવિક રીતે ‘બળ્યું ભઇ’ એવા શબ્દો સીત્કારપૂર્વક કન્યાબાઈના મુખમાંથી અણઇચ્છ્યા તેમ જ અણધાર્યા સરી પડ્યા. વરકન્યા શિવાયના સર્વના આનંદનો પાર રહ્યો નહિ. ‘અલી! આ નવું સગપણ ઠીક શોધી કાઢયું’ ‘મેર મૂર્ખી આવી તે લાજ છોડતાં હોઇશું’—એવી રીતે સહીપણીઓએ તેમ જ ‘એ તો ભાઈ! પ્રેમદંશ દીધો’ ‘ના ના ચોથે દહાડે લગ્નગ્રંથીઉપર મોહોર છાપ તો ઠીક લગાવી હાં’—એ પ્રકારે વરરાજાના મિત્રોયે વર–કન્યા ઉપર કંઈ કંઈ મર્મવચનોની વૃષ્ટિ વરસાવી રમુજ મેળવી. ત્યાર પછી કંઈ સવિશેષ ધ્યાન ખેંચે એવું કોળીયાકોળમાં તો બન્યું નહિ. સર્વત્ર સ્વસ્થતા અને શાંતિ પ્રસરી રહ્યાં તે વખતે મારા હૃદયમાં ને મગજમાં કંઈ જૂદો જ રંગ જામ્યો. મારા મગજમાં વિચારો-

કીડીયારાની માફક ઉભરાવા લાગ્યા. લોકલાજનાં બંધન ગમે તેટલાં મજબુત હોય છતાં પ્રેમબંધન આગળ તે પાણી ભરે છે, અને એવાં કૃત્રિમ બંધનને તોડી નાંખતા સ્નેહરાજ્યનું સામ્રાજ્ય કંઈક અલૌકિક જ છે,–અંતે તો તેનો જ સર્વદા વિજય છે. ધન્ય છે આ આપણા પૂર્વજો કે જેની અસાધારણ બુદ્ધિમાંથી આવી રૂઢીઓ જન્મ પામી છે. જેની સાથે કોઇ પણ પ્રકારનો સ્નેહ–સંબંધ નહિ એવી એક વ્યક્તિ સાથે સ્નેહ–સંબંધના સુવર્ણબંધનથી બંધાઈ, તેને પોતાનું સર્વસ્વ સમર્પી ધીમે ધીમે તે પ્રેમભાવનાને વિસ્તારવી અને સંબંધીઓનું ક્ષેત્ર પણ તદનુસાર વધારે અને વધારે વિશાલ બનાવી, આ સમસ્ત જગતૂની સેવામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દેવું,–એવું ઉચ્ચગ્રાહી જીવનસૂત્ર સેવનાર આર્યોએ એ ઉદાત્ત સૂત્રનો સંકેત કેવી સુન્દર રીતે આ ‘ કોળીયાકોળ ’ જેવી ઉપરઉપરથી તુચ્છ સરખી દીસતી છતાં અંતરમાં અસંખ્ય ગર્ભિત બોધથી દીપતી રૂઢીયોમાં સમાવી દીધો છે! સોળ જાણ તેને સાત જાણનાર શું શીખવનાર હતું? આપને તો સર્વ વિદિત જ છે. વ્હાલા! એ રીતે જે અસંખ્ય વિચારના વમળમાં તે વખતે હું પડી હતી તેનું વર્ણન કર્યે પાર આવે એમ નથી! તમારી અપતરંગી પ્રિયાની આવી ખામીઓ કયાં તમને અજાણી છે જે!

બંને દીવાનખાનામાં વરવાળાંની બેઠક આગળ બે ત્રણ ઈંચ ઉંચાં, લાટનાં પૂતળાં ઉપર દીવા ગોઠવવામાં આવ્યા હતા. કહે છે કે વરપક્ષવાળાંને માન આપવાના ચિન્હ તરીકે આમ ગોઠવણ કરવામાં આવી હતી; પરંતુ વ્હાલા! ખરું પૂછો તો તેનો ઉપયોગ માનમાં વૃદ્ધિ કરવાને બદલે તેમની મશ્કરી કરવાના ચાલુ સાધન તરીકે વધારે થતો હતો.

આઠ વાગે 'ભવોત્'[૧] કરવામાં આવ્યો અને નાતને જમી ઉઠતાં બેએક કલાક થયા. તે દિવસે જમણુની અને મશ્કરીની મઝા મેળવવામાં ભાગ્યે જ કાંઈ બાકી રહી ગયું હશે; તેમ જ હસવું પણ એટલું આવતું હતું કે રખેને હરી હસીને પેટ ફાટી જાય એવી બીક લાગવા માંડી. આ આનંદમાં મોટો ભાગ સ્ત્રીપક્ષ લેતો હતો, તથાપિ પુરુષવર્ગે પણ કંઈ પાછી પ્હાની નહોતી કરી; તેઓમાંના કેટલાએક, બહુ નહિ તો થોડો પણ ભાગ લેતા હોય એમ અમને દૂરથી લાગતું હતું. વ્હાલા! ગમ્મત તો એટલી બધી પડી કે તેની વાત જ ન પૂછશો.

સ્ત્રીમંદિરમાં, બંને પક્ષમાં ગાનારી સ્ત્રીયોની છત હતી; અને તે પણ એવી સરસ કે મેણાંટુણાંનાં જોડકણાંનો તો ભંડાર. યુદ્ધની શરૂઆત વર–પક્ષમાંની એક જણીયે કરી. જાનીવાસે વરવાળાંને મળેલા આવકાર ઉપર તેમ જ જમણ ઉપર બહુ જ સખ્ત ટીકા તેણે કરી. તેનો તરત ને તરત કટકે કટકે સામી બાજુવાળાંએ જવાબ વાળ્યો એટલું જ નહિ પણ વ્હેવાણુ (વરની મા) ઉપર વાગ્બાણનો વરસાદ વરસાવ્યો તે વધારામાં. એ વૃષ્ટિનું માન તમારાં ગંગાબ્હેનને છે. યજમાનપત્નીવતી તેમણે જવાબ વાળ્યો. તેમણે વ્હેવાણને (વરની માને) 'વિલક્ષણ રીતભાતવાળી, ગામડીયણ, અને કુલીનસંસ્કારવગરની' ગાઇ. વળી તેનાં ભારે ઝવેરાત, કંકાશી સ્વભાવ, લોભ, ચપટું નાક, તેમ જ એવાં બીજાં કેટલાંક તે ચાર દિવસ દરમ્યાન પ્રકટ થયેલાં લક્ષણોને–તેમાં એનાં છાનાછપનાં નખરાં પણ ખરાં—બાકી મૂક્યાં નહોતાં. આવી જંગલી રીતે હણાયલી તે બીચારી સારા ઘરની વ્હેવાણની મદદે એક બીજી

---

૧ 'જમવા માંડો' એવો સંકેત સૂચવનાર શબ્દો.

આવી પહોચી. તેણુ યજમાનપત્નીને ગાવામાં કંઈ પણ કચાશ રાખી નહિ. ત્યાર પછી થોડી વાર સુધી કન્યાની બે ફૂટડી ને હસમુખા સ્વભાવની બહેનોએ સાથે મળીને જોડકણું ગાયાં. તેમાં તેમણે વરરાજાની બહેનોને ઉધડી લીધી. તેમાં તે બહેનોનો ખારીલો સ્વભાવ, તેમનાં લટકાં અને મટકાં, તેમની યુક્તિઓ અને મોંઢાની મીઠાશ, તેમનું ગુમાન અને અજ્ઞાન, ફૂટડાં દેખાવાનો તેમનો નિષ્ફળ નીવડતો પ્રયત્ન અને ઉઘાડો પડી જતો ડોળ, તેમનું અકરાંતીયાપણું, તેમ જ તેમની લૂગડાંલત્તાં ને ઘરેણાં પહેરવાની કઢંગી રીત અને તેમનાં ચરિત્રોને લગતું પુષ્કળ ગાયું. જોડકણાં બંધ કરતી વખતે તેમને નીચઃકુળનાં ગાયાં અને ઉમેર્યું કે 'સારે ભાગ્યે વર સારા મળ્યા છે એટલે જ તેમને નાતમાં આટલો ઉભાં રહેવા વારો આવે છે, નહિ તો તો ખબર પડત.' વરની ચારેય બહેનોને આથી બહુ જ ખોટું લાગ્યું અને ગુસ્સો ચઢ્યો. તેમનો વારો આવતાં તેમણે પણ સામો તેવો જ મ્હેણાંનો વરસાદ વરસાવ્યો. આ ઝપાઝપીમાં કયો પક્ષ હાર્યો અને કયો જીત્યો એ વરતવું બહુ જ કઠણ થઈ પડ્યું. છતાં બંને પક્ષને આમાં ખૂબ રસ પડ્યો એમાં સહેજ પણ સંશય નહોતો. આખા દીવાનખાનામાં મોટેથી ખડખડ હસવાનો અવાજ એટલો બધો વધી પડ્યો કે જોડકણાં ગાવાના રંગમાં ભંગ પડ્યો અને પંદરેક મીનીટ સુધી તો સાંભળવાની મઝા પણ ગઈ.

ફરીથી જોડકણાંનો આરંભ કરવાનો આગ્રહ પુરુષવર્ગ તરફથી કરવામાં આવ્યો, અને વળી પાછું બળતામાં ઘી હોમાયું—આ વખતે એની ઝાળ પુરુષવર્ગ તરફ વળી. કન્યાની આનંદી બહેનોએ આ વખતે જોડકણાંમાં વરરાજાના ભાઇયોને ગાયા

ને તેમનાં રજેરજ લક્ષણ ઉઘાડાં પાડ્યાં. તેમાં તેમનો ભપકાદાર પોશાક, તડાકા મારવાની રીત, તેમની બીજી કેટલીક કુટેવો, અને તેમને લાગેલી નઠારી સંગતની જ માત્ર મશ્કરી કરીને અટક્યાં નહિ પણ 'વીંછીના આંકડા જેવી વાંકડી મૂછો' સંબંધી તો એટલુ બધું ગાયું કે હદથી જાદે. વરરાજાની બહેનો પણ કંઈ તેમનાથી ગાંજી જાય એવી નહોતી. તેમણે એનો એ મારો ચતુરાઇથી કન્યાબાઇના ભાઈઓઉપર વાળ્યો. ત્યાર પછી તો હાથેહાથની જ જાણે તડાતડી આવી પહોચી હોય એવું થયું; અને એક પક્ષવાળું જોડકણું ગાઇ મેણું મારે કે તરત જ સામાપક્ષવાળું તેનો બંધ બેસ્તો જવાબ વાળીને સામું મ્હેણું મારે એ પ્રમાણે સામસામી જોડકણાં ગાવાં શરૂ થયાં.

એ પ્રમાણે જોડકડાંની ઝડી બહુ જ સરસ ચાલી—એવી સરસ ચાલી કે વરકન્યા પણ તેના સપાટામાંથી બચવા પામ્યાં નહિ. કારણકે આ લગ્નસંબંધથી સામાવાળાએ પોતાનું રત્ન લઈ લીધું છે એવી બંને પક્ષ વચ્ચે સરસાઇ ચાલી. એ પ્રમાણે વાત આગળ વધતે વધતે 'નાતજાતમાં બંને કુટુંબની કેવી જાતની આબરૂ છે' એ સંબંધની સરખામણી થવા માંડી. તેમાં એક જણીએ—ક્યા પક્ષમાંથી તે લક્ષમાં નથી—સામા પક્ષવાળા વિષે એવી મતલબનું ગાયું કે,—'સારી કેળવણી પામેલો આબરૂદાર માણસ લગનસરામાં વગરનોતરે જમવા જાય એ તે કેવું! એવી ચાલ તો કોઈ નીચમાં નીચ કુળનો પણ ન ચલાવે.' ગાનારે આ જોડકણું જરા વધારે મોટેથી ગાયું અને તેને લીધે પુરુષવર્ગના દીવાનખાનામાં જબરો ગડબડાટ અને ઘોંઘાટ થઇ રહ્યો. કારણ જમવા બેઠેલી મંડળીમાંથી એક જણને કાને આ જોડકણું પહોચતાં વાંત જ પત્રાળામાં જે કંઈ થોડુંઘણું રહ્યું

હતું તે, તે માણસ એકદમ ગટગટાવી ગયો, અને કંઈ પણ વિવેકવિચાર કર્યા સિવાય અધવચ પોતાની જગ્યાએથી ઉઠી **પલાયન** કરી ગયો. ખરેખર ! મંડપમાં જે વખતે વીદાય થતા સર્વે સદ્‌ગૃહસ્થોને ચન્દન ફૂલ પાન આપવામાં આવતાં હતાં તે વખતે ઉપલા સદ્‌ગૃહસ્થે દર્શન દીધાં નહોતાં એમાં સહેજ પણ શંકા નથી.

પ્રિય પતિ ! એ સદ્‌ગૃહસ્થ કોણ હશે ! આપ કલ્પી શકો છો ! એ તો આપણા પોકળશંકર. એક મ્હોડેથી બીજે મ્હોડે ને બીજેથી ત્રીજે એમ પવનવેગે ખાનગી ખબર પ્રસરી રહી કે ‘ ભાઈસાહેબ **વગરનોતરે** પધાર્યા હતા. ’ તેમ છતાં પણ તે વાત મારા માન્યામાં આવી નહિ, તે જ્યારે તમારા નામરાશીયે નોતરેલા માણસોની યાદી મને બતાવીને કહ્યું કે ‘ એને નોતરૂં નહોતું કર્યું ’ ત્યારે મારે ગળે વાત ઉતરી. તેમણે કહ્યું કે ‘ પોકળશંકરને ને તેમને સહેજ પણ ઓળખાણ નથી તો પછી બીજા કોઈ પણ વ્યવહારની આશા શી રાખવી !—આમ હતું ત્યારે પોકળશંકર આવે શું કરવા ? ને કેવી રીતે ?—એ પ્રશ્ને મને ગુંચવાડામાં નાંખી.

એ ગુંચવાડો પણ થોડી વારમાં દૂર થયો, કારણ તરત જ મારા જાણવામાં આવ્યું કે તે જ સવારે પોકળશંકરભાઈએ, વકીલાતનો જ ધંધો કરનાર એક મિત્ર સાથે તે સંબંધી પુષ્કળ ચર્ચા કરી હતી; અને તે મિત્રને પોતાના મતમાં ભેળવવાની ભાઈસાહેબની આશા નિષ્ફળ નીવડી હતી. પોકળશંકરને આમંત્રણ નહોતું એ વાત ખરી હતી, તથાપિ પાસેના પડોશીઓને આમંત્રણ હોય અને પોકળશંકરને આમંત્રણ ન હોય એમ બને જ કેમ ? ! ! વકીલાતનો ધંધો માંડ્યા પહેલાં પોક-

ળશંકર જેવા હતા તેવા ને તેટલા જ અપ્રસિદ્ધ શું હજી પણ હતા ? નહિ જ. ત્યારે આમાં ભૂલ કોની ? નક્કી નોતરાં કરનાર મૂર્ખ નોતરીયાની જ. જો તેઓ જમવા ન જાય તો નાતમાં એમની ખોટ તરત જ જણાઇ આવે એટલું જ નહિ પણ જો નાતવાળાને એમ ખબર પડે કે પોકળશંકરનું નોતરૂં ટાળવામાં આવ્યું હતું તો એમની આબરૂને મોટી હાનિ થાય. બીજે પક્ષે વિચાર કરતાં જો એઓ જમવા જાય તો નોતરૂં ન કર્યાની વાત કોઇના જાણવામાં આવે નહિ ને મોભો સચવાય. પણ આવી દલીલો કરવાની પણ શી જરૂર છે ? વરરાજાના બાપ પોકળશંકરના મિત્ર થતા હતા. તેમને મળવા પોકળશંકર જાય, અને–અને—બહુ આગ્રહ કરવામાં આવે તો જ–નહિ તો નહિ–જમવા પણ રોકાય તો તેમાં શો બાધ ?

તેથી ભોજનસમય પહેલાં અર્ધો કલાક વહેલા પોકળશંકરભાઇ, મિત્રને મળવા મદનઉપવનમાં પધાર્યા, મળ્યા, અને બે ત્રણ મિનિટ વાત પણ કરી. પરન્તુ પોકળશંકરભાઈ નોતરા વગર આવ્યા છે એવી એમના મિત્રને તે ક્યાંથી ખબર પડે ? ( છતાં ધારો કે તે બાબતની ખબર પડી હોય તો પણ તેમાં તે મિત્ર શું કરી શકે ?! કારણ, મિત્ર પોતે પણ ત્યાં નોતરેલા અતિથિ તરીકે જ આવ્યા હતા. ) મિત્રે તો પોકળશંકર નોતરે આવેલા છે એમ ગણી જમવા માટે લેશ પણ આગ્રહ કર્યો નહિ. જમવાનાં હકારાં આવ્યાં કે તરત જ પુરુષોએ મંડપ છોડીને દીવાનખાના તરફ વળવા માંડયું, અને પોકળશંકર પણ–તેમના કમનસીબે—ગુપચુપ છાનામાના બધા ભેગા સરક્યા ને જ્યાં ત્યાં એક સ્થાન શોધી લીધું. એમનું શૂન્ય મગજ બોલવાનો પ્રસંગ શોધી કહાડતું છતાં પણ એમના ચિત્તની વ્યગ્ર દશા વાર્ત્તાલા-

પમાં એમને ભાગ લેવા દેતી નહોતી. તેથી **પોકળશંકરને** વાતમાં રસ પડ્યો નહિ છતાં ભોજનમાં રસ ઠીક પડ્યો. **એટલામાં** તો **સ્ત્રીવર્ગ** તરફથી **નિર્દય** કટાક્ષમય બાણ છૂટ્યું અને **પોકળશંકરના** રસમાં ભંગ પડયો. દરેકજણ **પોકળશંકર** તરફ તાકી તાકીને જોવા માંડયું, અને સભ્યતાનો સહેજ પણ વિચાર કર્યા વગર મોટેથી સર્વેએ હસવા માંડયું. આવી અસભ્ય અને ઉદ્ધત મંડળીમાં લાંબીવાર બેશીને **પોકળશંકર** જેવા મહાન્ સદ્ગૃહસ્થ પોતાને કેમ નીચું જોવડાવે ? એક ક્ષણ પણ વિલંબ કર્યા વગર **પોકળશંકરભાઈ** એકદમ સ્વસ્થાનેથી ઉઠ્યા—પવનવેગે પલાયન થયા–પ્રથમ દીવાનખાનું ને પછી ઘર એ બંનેનો ત્યાગ કરી ગયા તે ગયા જ—હરિ ! હરિ ! ગરીબ–બીચારા—**પોકળશંકર** ! ! !

# પત્ર ૨૮.

પરમપ્રિય પ્રાણેશ્વર !

આપની શનિવારની પત્રિકા હમણાં જ પહોચી. તે ગીતનું ભાષાંતર આપને મોકલવામાં, હેતુ, એવાં સાધારણ જોડકડાં માટે આપ મારી પ્રશંસા કરો એ નહોતો, પરંતુ તે પંક્તિઓમાંથી જે અવર્ણનીય હર્ષની અને અપૂર્વ સુખની ભાવનાઓ નિઃસરતી હતી તે ભાવનાઓની સ્તુતિ કરો એ હતો. તેમ કરવાને બદલે વખાણ કરી કરીને આપે મને ગુંગળાવી નાંખી છે–અને તે પણ માત્ર બે લીટીની એક ટુંક માટે–ને તે પણ કેવી ભાષામાં જોડાયલી ? આપણી નીરસ બળીજળી ભાષામાં કે જેમાં મૂળ તેલુગુ ભાષાની રસભરી માધુરી કદાપિ પણ ઉતરી શકે નહિ.

શનિવારે પાઠવેલી છે તે અને એક બે દિવસમાં મોકલવાની છું તે કૃતિઓ સંબંધમાં આપનો અભિપ્રાય શો થશે તે કળી શકાતું નથી. પણ સબુર ! મને રડી લેવા ઘો; કારણ આપની પત્રિકા આવી ત્યારે હું રોતી જ હતી. મને આજ સવારનું રોજ આવ આવ કરે છે, અને આ કામ ઉપર બેઠી છું ત્યાં સુધી મારાથી રોયા વગર રહેવાશે નહિ. જો રડવાનું કામ પૂરૂં થયું હશે તો કાલે આપને પત્ર લખાશે.

ઓ પ્રિયતમ ! આંખમાંથી આંસુની ધારા ચાલી રહી છે એવી દશામાં પણ આપ મને અધરદાન ઘો. મારી ખાતર અને અતિશય વ્હાલ કરી જેમણે મને ઉછેરી મોટી કરી છે તેમની ખાતર પણ ઓ વ્હાલા ! મને આપ સુધારસપાન કરાવો. આપ ગાઢનિદ્રામાં હો ત્યારે કે મહાસ્વપ્નામાં હો, ત્યારે, જેવી સ્થિતિમાં હો તેવી સ્થિતિમાં ને ગમે તે સમયે, પ્રેમથી ઉભરાતા આપના ઓષ્ઠપલ્લવમાંથી અમૃતરસનું સિંચન કરો.

આ નીચેના વિશુદ્ધ ભાગ ઉપર સહસ્રવાર હું મારા ઓઠથી પત્રને મુદ્રિત કરૂં છું. પ્રાણનાથ–આપ પણ તેમ જ કરો અને અપૂર્વ અદ્વિતીય પ્રેમ તથા આનંદના અમૃતનો વિનિમય એ રીતે થાઓ. તથાસ્તુ !!!

# પત્ર ૨૯.

પ્રિયતમ,

મારૂં કામ પૂરૂં થયું છે, તે સાથે રડવાનું પણ પૂરૂં થયું છે. **ચંચલનાં** લગ્નને અંતે ગવાયલા કરુણાજનક ગીતમાં જ મારો. કાલનો આખો દિવસ ગયો. તે આખો પ્રસંગ, તેમાં સમાયલા અતિ કોમલ ભાવ સમેત મારા મન આગળ તરી આવ્યો અને અક્ષિસરિતામાંથી આંસુની રેલ ચાલવા લાગી. શું તે સમયનું દુઃખમિશ્રિત સુખ—કેટલું બધું મર્મદ્રાવક! કેટલું બધું મર્મદારક!

પોતાને પ્રાણસમાન પ્રિય કન્યારત્નને વ્હેવાઈના કુટુંબમાં આપી દેવાનો સમય કન્યાનાં માતાપિતાને આવ્યો. એ ક્રિયા અને એ સમય ખરી કસોટીનાં હતાં; પણ પ્રત્યેક કન્યાનાં માતાપિતાને એ કસોટીમાંથી તરી બહાર નિઃસરવા શિવાય બીજો છૂટકો જ હોતો નથી. પ્રતિક્ષણ અધિક અધિક સમીપ આવતા જતા કસોટીસમયના વિચારે જ તમારા નામરાશિના મુખ ઉપર કંઈક જૂદો જ ફેરફાર કરી દીધો હતો. તેમની પાસે તેમનાં પત્નીશ્રી–એક જીવતું હાડપિંજર—ઉભાં હતાં અને બંનેની વચમાં મધુરી **ચંચલ** ઉભી હતી. હવેની ક્રિયામાં વરનાં માતા-પિતા તથા બીજાં બધાં સગાંસંબંધીને એક પછી એક બોલાવવાં, દરેકને ચન્દન પાન અને વસ્ત્રાલંકાર આપી સત્કાર કરવો, તથા ત્યાર પછી તેમના કુટુંબમાં આવનાર નવીન માણસની (પોતાની કન્યાની) સારી રીતે સંભાળ લેવાની વિનતિ કરવી એ હતું.

સર્વથી પહેલું માન, મુખ્ય આચાર્યને, સાક્ષાત્ સદ્ગુણની મૂર્તિ તરીકે આપવાનું હતું. તેથી યથાવિધિ ચન્દન, પુષ્પ

આદિથી તેમનું પૂજન કરી, વસ્ત્રાદિનું દાન દીધા પછી, કન્યાનાં માતાપિતાએ, કન્યાના બે હાથ, તે પવિત્ર આચાર્યશ્રીના હાથમાં મૂક્યા, અને કંપતે હોઠે, રૂંધાયલે કંઠે, વચ્ચે વચ્ચે ખચકા ખાતે ખાતે, કન્યાના પિતાએ નીચેનો પવિત્ર શ્લોક ઉચ્ચાર્યો—જેનો પ્રત્યેકે પ્રત્યેક પાદ, શબ્દ, અને અક્ષર, સાંભળનાર સહુ કોઈનું હૃદય ચીરતો હોય, એમ ભાન થયું.

વસંતતિલકા.

પૂરાં થયાં નથીં હજી પણ વર્ષ આઠ,
બાલાતણી અતિવ છે સુકુમાર જાત;
ઉછેરીં છે પ્રીતિથીં પુત્ર સમાન જેને,
કોડેથીં ચાહીં કરીંયાં અતિ લાડ જેને; ૧
પુત્રી અમારીં દિન આજ લગી હતી જે,
વામાંગના થઈ હવે તવ શિષ્યની તે;
પુત્રી-વિયોગથીં અમે સહુ ભાન ભૂલ્યાં,
સૂઝે ન કાંઈ, દુઃખના દરીંયે જ ડૂબ્યાં; ૨
ના તો શક્યાં કંઈ દઈ વધૂ-ધર્મજ્ઞાન,
છે રંક મંદમતિ ને બહુ દોષખાણ;
દોષો પ્રતિ નવ દઈ લવ લક્ષ રે'જો,
વાત્સલ્યપૂર્ણ—વિનતિ, ઉરમાં ગ્રહેજો. ૩

એ શ્લોકોચ્ચારની સમાપ્તિએ, તે નાદાન નિર્દોષ બાલા ઉપર પવિત્ર આચાર્યે પોતાના બે હાથ મૂક્યા, અને પવિત્ર મંત્રોચ્ચાર કરી અખંડ સૌભાગ્યસૂચક હળદરવાળા અક્ષત ત્રણ ચપટી ભરી ચંચલના મસ્તક ઉપર છાંટ્યા, અને આશીર્વાદનો વર્ષાદ વર્ષાવ્યો.

ત્યાર પછી વરનો પિતા આવ્યો; ત્યાર પછી વરની માતા, વરનાં ભાઇભોજાઇઓ, બ્હેનો અને બનેવીઓ, કાકા કાકી અને બીજાં સગાંવહાલાં વારાફરતી એક પછી એક આવ્યાં. ચંદનની અર્ચાથી માંડીને તે આશીર્વાદ દેવા પર્યન્તની ક્રિયા એનીએ દરેક વખતે કરવામાં આવી. વરરાજાનું સગું બદલાય તે જ મુજબ પેલા શ્લોકોમાંથી સગપણનો શબ્દ બદલવામાં આવતો—એટલા પૂરતો જ ફેરફાર તેમાં કરવામાં આવતો.

સર્વથી છેલ્લો વારો વરરાજાનો આવ્યો; અને હવે જે ક્રિયા થવાની હતી તે કંઈ માત્ર **નામની** જ ન હોતી; પરંતુ તેમાં તો ખરેખરું '**દાન**' કરવાનું હતું. જેનુ મૂલ્ય ન થઇ શકે એવું મોંઘામાં મોંઘું કન્યારત્ન આટલાબધા સમયસુધી જે હાથમાં કાળજીપૂર્વક સચવાયું, પ્રીતિપૂર્વક ઉછર્યું ને મોટું થયું, તે રત્નને તે હાથમાંથી છૂટાં પડી હવે કોઇ બીજાના જ હાથમાં જવાનો વારો આવ્યોઃ—કે જે હાથ તે રત્નનું ગ્રહણ કરી હવે પછીથી તે રત્નનો ધની–પતિ–બની, તેટલી જ ચિંતાથી ને તેટલી જ પ્રીતિથી, જીવનપર્યન્ત તેને પાળનાર ને સાચવનાર હતો.

આ સત્યતા પ્રત્યેક મગજમાં ચમકારો કરી ઉઠી, અને તે બીચારાં પ્રેમવત્સલ માતાપિતાની દયા ખાતો અશ્રુપ્રવાહ પ્રત્યેકની આંખમાં ઉભરાવા લાગ્યો.

આ દાન તે જેવું તેવું દાન નહોતું. એક ' અંગી ' પોતાનો દેહ ચીરી, ' અંગ 'નું દાન કરે તેવું એ દાન હતું; એક પંખી પોતાના શરીરમાંથી પાંખ તોડી આપે એવું એ દાન હતું. કરુણાની–પ્રેમની–સર્વની પરાકાષ્ટા આવી રહી હતી. આવી અતિ મહત્વની તથા છેલ્લામાં છેલ્લી ક્રિયા, કન્યાનાં માતાપિતા

પણ મહા મુશ્કેલીથી કરી શક્યાં. તેમને હદ ઉપરાંત ક્ષોભ થઈ ગયો હતો. તેમનાં હૃદયમાંથી દુઃખનો ઝરો પૂર વેગથી વહેવા લાગ્યો; અને એકાએક આવી દશા થઇ જવાનું કારણ તેઓ કળી શક્યાં નહિ. આખરે જ્યારે થરથરતે હાથે, પોતાની પ્રાણપ્રિય બાલકીના હાથ, પોતાના હવેથી થનાર પુત્રના હાથમાં મૂક્યા, ત્યારે તો નાનાં છોકરાંની માફક તેમણે ડુસકાં ખાવા માંડ્યાં. જે પવિત્ર શ્લોકો પચ્ચીસવાર બોલાયા હતા, તે શ્લોક, હવે, બલાત્કારે શ્વાસ લઈ શકતા તે માયાળુ પિતાના મુખમાંથી મહા મહેનતે બહાર નિઃસરી શક્યા. ડુસકાં ખાતાં ખાતાં, અને ઉધરસ ખાતાં ખાતાં, ખચકાતાં ખચકાતાં, ધીમે ધીમે, ગુંગળાતે કંઠે અને થડકતે સ્વરે તે એક એક પાદ, કટકે કટકે, પરાણે પરાણે નીચે પ્રમાણે બોલ્યા.

(વસંતતિલકા.)

પૂરાં થયાં નથીં હજી પણ વર્ષ આઠ,<br>
બાલાતણી અતિવ છે સુકુમાર જાત;<br>
ઉછેરીઁ છે પ્રીતિથીઁ પુત્ર સમાન જેને,<br>
કોડેથીઁ ચાહીં કરીયાં અતિ લાડ જેને; ૧

પુત્રી અમારીઁ દિન આજ લગી હતી જે,<br>
વામાંગના થઈ ચૂકી તવ આજથી તે;<br>
પુત્રી વિયોગથીઁ અમે સહુ ભાન ભૂલ્યાં,<br>
સૂઝે ન કાંઈ, દુઃખના દરીયે જ ડૂબ્યાં. ૨

નાતો શક્યાં કઈ દઇ વધૂ-ધર્મજ્ઞાન,<br>
છે રંકમતિ ને બહુ દોષખાણ;<br>
દોષો પ્રતિ નવ દઈ લવ લક્ષ રે'જો,<br>
વાત્સલ્યપૂર્ણ-વિનતિ ઉરમાં ગ્રહેજો. ૩

પ્રત્યેક શબ્દમાં કંઈક વિલક્ષણ અને કંઈક અવનવો જ કરુણરસ જામ્યો હતો. ત્યાં એકઠાં થયેલાંમાં એક પણ જીવ એવો નહોતો કે જેના મર્મમાં આ શબ્દો શલ્યમાફક સાલ્યા નહતા, જેના તાપથી તેનું હૃદય દઝ્યું નહિ હોય અને જેને લીધે તેની આંખમાંથી આંસુની રેલ ચાલી ન હોય.

અંતે બહુ જ ગંભીર શાંતિ વ્યાપી રહી; એમ ને એમ થોડીક ક્ષણો વીતી એટલે એક પુખ્ત ઉમરની સ્ત્રીએ બહુ જ મધુર સ્વરથી છેવટનું વિદાયગીરીનું ગીત ગાવા માંડયું.

તે રાગના લયથી સહુનાં હૃદય દ્રવવા લાગ્યાં ને પછી સ્થિર બની ગયાં. તે ગીતમાં સમાયલો ભાવ એવો તો સુન્દર ને કરુણ છે, કે તે સાંભળતાં અગર ગાતાં આંસુ આવ્યા વગર રહે જ નહિ. તેમાંના અતિ અસરકારક ભાગનું ભાષાંતર કરવાના પ્રયત્નમાં ગઇ કાલ આખો દિવસ મને પણ રડવું આવ્યું હતું.

## માતાની વિજ્ઞપ્તિ.

( સીતાજીના મહિનાનો રાગ. )

**પ્રિય ભગિનો ! સુણો બે બોલ, કહું જે હું આ સમે,**
**ધારી હૈયામાં, વર્તીને તેમ, આભારી કરજો મને;**
**અમ પ્રાણથી પ્રિય આ બાલ, અમોલું રત્ન જે,**
**અમ અંધની એ છે આંખ, બધિરના[1] કર્ણ જે;**
**અમ દેહનું રકત ને માંસ, તથા અમ પ્રાણ જે,**
**દઈ હર્ષથી તવ પુત્ર હાથ, છુટયાં ઋણથી અમે.**
**ગણી પથ્થર એટલા દેવ, પૂજ્યા બહુ યત્નથી,**
**બાધા આખડી લેવામાં તેમ, જરી વિરમ્યાં નથી,**

---

૧ બેહેરા.

સેવ્યા વ્રત ઉપવાસ હજાર, રીઝી ત્યારે ઈશ્વરે,
દીધો પુત્રીરૂપી પરસાદ, ચડાવીં શિરે અમે.
છાતી સરસી રાખી તેને નિત્ય, ઉછેરી છે કોડથી,
ગણી પ્રાણસમાન, લગીર વ્હીલી મુકી નથી.
અમ પ્રાણતણા પણ પ્રાણ, જીવનનું સત્ત્વ જે,
મારૂં મધુરૂં એકનું એક, લાડકડું બાલ જે;
તેથી વિખૂટાં પડતાં આજ, કંઈ કંઈ થાય છે.
મન મારવા કરતાં પ્રયત્ન, હૈયું હારી જાય છે,
એ છે ગાયથી રંક અધિક, હરિણથીં ભીરૂ ને
ભલી, ભોળી અશિક્ષિત તેમ, કહ્યાગરીં સાદી છે.
સારા સંસ્કાર પાડજો નિત્ય, ટાળી અજ્ઞાન ને
કલા અગણિત શીખવી તેમ, દેજો વિદ્યાદાનને.
નથી વઢવું પડયું કો દિન, એ નિર્દોષ બાલને,
નથી કહેવાં પડયાં તેમ બ્હેન ! કદી કડવાં વેણને;
તેથી ઉચ્ચ સ્વરે સુણી શબ્દ, દેખી રાતી આંખ કે,
તેની થરથર કંપશે કાય, આંસુ આંખ સારશે.
કરે દોષ કદિ એ હજાર, ઉરે નવ લાવીને,
દેજો મંદ સ્વરેથી બોધ, કરી કરુણા તમે.
પૂર્વ પુણ્યતણું ફલ એહ, પ્રસાદ પ્રભુતણો,
અમ વૃદ્ધ તણો આધાર, વિસામો દુઃખીતણો.
એવા રત્નને આપતાં સ્હેજ, હૈયું ફૂલી જાય તો:
એક બ્હેન તરીકે એ દોષ, ક્ષમા કરજો તમો.
કુળદીપક દીધો છે બ્હેન ! ઈશે કરુણા કરી,
( તેથી )
એક માતતણા મનોભાવ, અજાણ્યા તને નથી.
અપ્સરા સમું દિવ્ય સ્વરૂપ, વ્હાલી પુત્રી તણું,

મારા હૈયામાં હર્ષનું પૂર, સદા તે તો આણતું;
પુત્રીસ્વર સુણી થાતું નિત્ય, મને ગાનભાન જે,
તેવું તમને નહિ શું થાય, કહોની બ્હેની ! મને.
મારી મધુરીનું મધુસ્મિત, હરે તીવ્ર દુઃખને,
હરે આનંદનો સૂર્ય જેમ, વિપત્તિ ઠારને.
તેની આંખમાં આંસુની ધાર, જ્યારે જ્યારે દેખતી,
મુજ હૈયું ચીરાતું તે વાર, હું દુઃખમાં ડૂબતી.
એવા કંઈ કંઈ અનેરા ભાવ, અનુભવતી હું જે,
અનુભવશે નહિ શું બ્હેન ! કદિ તમ મન તે.
ઊંડા અંતરના અભિલાષ, દાખવતી નવ કદિ,
પીડા માત્ર સમાવતી તેમ, હૈયામાં સ્વભાવથી.
અણકથિયા તે તે અભિલાષ, અને તે પીડને,
કળથી સહુ જાણવા નિત્ય, હું કરતી પ્રયાસને;
યથાશક્તિ હરી તે પીડ, અભિલાષ પૂરતી,
બ્હેની ! કરજે તું પણ તેમ, એ છે મુજ વિનતિ.
મુજ દેહ તણા જે પ્રાણ, અંતરનો આરામ જે
તેને આજ દઉં તમ હસ્ત, ચીરી મુજ કાયને.
એવી માતવિહોણી બાલ, અનાથ અપાર જે,
તેની માત તણા સહુ અર્થ, બ્હેની ! નિત્ય સારજે.
આણી હૈયામાં કરુણા બહેન ! ગણી મુજ બાળને,
તુજ પુત્રી સમાન જ બ્હેન ! ચાહી સદાકાળને;
તું કરીશ રૂડેરાં જતન, રતન સમ સાચવી,
એવું બ્હેની ! તું આપ વચન, ચિંતા મુજ પરહરી.
મુજ આંખો તણાં ઓ ! તેજ ! ઠરતાં જેને જોઈને,
જાતાં તે તમ લાડીલી આજ, રહેજો હવે રોઈને.

મૃદુ વચને બોલાવતા કંઠ, પુત્રી ચાલી જાય છે,
સ્હેજે જીવનભરનું મૌન, વિયોગે તવાઈને.
મુજ પ્રાણથી અધિક જ પ્રિય, અમોલી બાળ રે:
ટળવળતી મુકી તુજ માત, જાતી આજ સાસરે.
લાગે સઘળે સુમસુમાકાર, હૈયું ખાવા ધાય છે,
હવે હસી સુધાસમાં હાસ્ય, હૃદય કો ઉજાળશે ?
હવે કોણ મધુરા સુર, ઉતારશે વાદ્યમાં ?
રમશે, જમશેને હીંચશે કોણ, સહીયર તણા સાથમાં.
મારી કાળજડાની કોર, અમોલા રત્નને,
મુજ આંખથી કરતાં દૂર, હૈયે જે જે થાય છે;
તેનું માપ લઈ શકે કોણ, કળી શકે કોણ તે ?
મારા સુખનું ઝાઝ લુંટાય, કરૂં શું હવે હરો !
હવે કેમ કરીને જીવાય ? પુત્રીના વિયોગમાં;
એક પ્રભુ તણી છે છાય, વિયોગના તાપમાં.
મારી ચતુરી લાડીલી બાલ, હૈયે સ્થાન રાખજે,
તુજ વ્હાલી માતને, માટ, કદિ ન વિસારજે.

( પુત્રીને )

'નવ આણીયે આંખમાં નીર, વ્હાલી ! તુજ માત આ;'

( વ્હેવાણને )

'તારી લાખ ટકાની ઓ બ્હેન! સ્વીકારજે પુત્રી આ.'

## પત્ર ૩૦.

પ્રિયતમ,—

લગ્નનું સવિસ્તર વર્ણન પહોચ્યું હશે, વાંચ્યું હશે, વિચાર્યું હશે. આપણાં આર્યલગ્ન, એ એક અતિ ગંભીર અને પવિત્ર, અતિ હૃદયદ્રાવક અને અતિ મનહર રહસ્યથી ભરપૂર ધર્મક્રિયા છે, એ બાબતમાં આટલા વિચાર પછી કોણ ના પાડી શકશે? શું આપને અજી પણ શંકા થાય છે?

એ ક્રિયામાં સાક્ષાત્ સર્વશકિતમાન, સચરાચરવ્યાપક, પરમાત્માનું આવાહન કરવામાં આવે છે. 'કેવી રીતે' એ પ્રશ્ન થાય છે, તો સાંભળો. માણસની શકિત મર્યાદિત છે; પરમાત્માની શકિત મર્યાદાવગરની છે. પરિમિત શકિતવાળી માનવબુદ્ધિ અકલ અને અગમ્ય પરમાત્માનું સર્વાંશે યથાર્થ ગ્રહણ કરી શકતી નથી. તેથી પરમાત્માના અગણિત અંશોનું યથાશકિત પૃથક્કરણ કરવામાં આવે છે. પછી તે દિવ્ય અંશોમાંના પ્રત્યેકને એક એક રૂપ ને આકાર આપી તેવા સાકાર અને સગુણ પ્રતીકને 'દેવ' એવું નામ આપે છે. એ દિવ્ય અંશોની સંખ્યા જેમ અનંત છે, તેમ દેવતાઓની સંખ્યા પણ અનંત રખાય છે. આવી રીતે અનેક દેવતાઓનું આવાહન જે ક્રિયામાં થાય, તે ક્રિયામાં તે સમગ્ર દિવ્ય અંશોને ધારણ કરનાર પરમાત્માનું આવાહન થયું છે એમ કહેવામાં લેશ પણ બાધ આવતો નથી. આવી મારી નમ્ર સમજ છે—પછી તો આપ પ્રભુ છો. વળી સૂર્ય, ચન્દ્ર, પવન, વાયુ, આકાશ, આદિ પરમાત્માની વિભૂતિઓ આ મર્ત્યલોકમાં સર્વત્ર પ્રવર્તી રહી છે ને પરમાત્માની અનંત શકિતનું નિરન્તર ભાન કરાવ્યાં કરે છે. આવી રીતે જોતાં ને વિચારતાં, જે ધર્મક્રિયામાં સાક્ષાત પરમાત્માનું આવા-

હન કરવામાં આવે છે, વળી જે જે અનન્ત દિવ્ય શક્તિ પરમાત્માની લીલારૂપે વિશ્વમાં વિસ્તરી રહી છે, તેનું ભાન કરાવનાર વિવિધ પ્રકારના પ્રતીકો સમક્ષ અને સર્વને પવિત્ર કરનાર અગ્નિદેવ સમક્ષ પરમપવિત્ર મંત્રોચ્ચાર કરીને જે ક્રિયાને પવિત્ર બનાવવામાં આવે છે; જે ક્રિયામાં દેશપરદેશના સારામાં સારા ને પવિત્રમાં પવિત્ર પુરુષો કલ્યાણકારી આશીર્વાદપરંપરાની વૃષ્ટિ વર્ષાવે છે, અને જે ક્રિયાના ઉદ્યાપનમાં, નાનાથી મોટા જુવાનથી ઘરડા, નિર્ધન અને સધન, રંક અને રાય, એમ દરેક વર્ગના અને દરેક સ્થિતિના હજારો લોકો એક મ્હોટો ઉત્સવ ગણીને હર્ષથી ભાગ લે છે;—એથી ઉત્તમ બીજું શું હોઈ શકે? પ્રિય પતિ! કલ્પના કિંવા યોજના ( conception ) માં આથી અધિક પૂજનીય, ક્રિયામાં આથી અધિક પવિત્ર, વ્યવસ્થામાં આથી અધિક સુન્દર, તેમ જ અંતમાં આથી અધિક અસરકારક, બીજી કોઈ પણ વસ્તુ હોય, એમ મારી કલ્પનામાં તો આવતું નથી—એ અતિ સ્પૃહણીય માન તો કેવળ આપણાં આર્યલગ્નને જ છે,–અન્યને નહિ.

ચંચળ બ્હેનનાં લગ્નથી મારા મનની તો ખાતરી થઇ ગઈ છે, કે આપણી આર્યલગ્નપદ્ધતિ જેવી ઉત્તમ પદ્ધતિ ભાગ્યે જ બીજી કોઈ હશે. પાંચ દિવસનો પ્રયોગ અને તેમાં એકાંતરે વિશ્રાંતિની વ્યવસ્થા; તેમાં કરવામાં આવતી નાની મ્હોટી ક્રિયાઓ, વ્હેવાઇયો વચ્ચે થતી વિવિધ પ્રકારની સ્નેહની તથા પદાર્થોની લેવડદેવડ, તેમ જ ધર્મનિમિત્ત થતો વ્યય—એ સર્વની કંઈક અનેરી, અવનવી ને અસાધારણ અસર મન ઉપર થાય છે. વળી જે અગણિત દેવતાઓનું આવાહન, પૂજન અને વિસર્જન પૂર્ણ ભક્તિભાવથી કરવામાં આવે છે, તે દેવ-

તાઓ આપણી આંખે દેખાતા નથી, છતાં પણ જાણે સાક્ષાત ત્યાં પધાર્યા હોયની શું એવું જે વિલક્ષણ ભાન આપણને તો વખતે ત્યાં થાય છે, તેનું કારણ અન્ય કંઈ જ નહિ પણ ઉપર જણાવેલી સુન્દર વ્યવસ્થા અને વસ્તુમાત્રની રમણીય રચના એ જ છે. એ વ્યવસ્થામાં જો સ્હેજ પણ ફેરફાર કે ઉતાવળ કરવામાં આવે, તો લગ્નપદ્ધતિના રંગ ઉપર તો પાણી જ ફરી વળે. અરે એટલું જ નહિ, પણ ચંચલ બહેનના લગ્નમાં છેવટની ક્રિયા કરતી વખતે જે હૃદયદ્રાવક કરુણરસ સર્વેનાં હૃદય ઉપર છવાઈ રહ્યો હતો તે, અને તેની અસરથી દરેકનાં અંતઃકરણમાં માનવજીવનની રંગબેરંગી દશાનું જે ચિત્ર આબેહુબ ઉભું થયું હતું તે સર્વેનું તો મીંડીયું જ વળે. ખરે! પોકળશંકરના લગ્ન જેવું માત્ર એક જ દહાડાનું લગ્ન મને તો લૂખું લચ જ લાગે. નાટકની રંગભૂમિ ઉપર નામનાં લગ્ન મીનીટ એકમાં થાય છે તેવાં લગ્નમાં ને આ લગ્નમાં શો ફેર? તથા એવા પ્રકારનાં લગ્નની કંકોતરીને માન આપવું તે કેવળ ઉપવાસ કરીને આનન્દથી જ માત્ર પેટ ભરવા જેવું નહિ તો બીજું શું!

વ્હાલા! મારૂં કહેવું એવું નથી, કે ગોરા લોકોની લગ્નક્રિયાઓમાં ઉત્તમ અને ઉમદા તત્વો નથી. બારીકીથી જોનાર ગુણાનુરાગીને તેમાંથી ઘણુંય સારૂં જડી આવશે. તમને તે પદ્ધતિ બહુ રુચતી હોય તો ભલે તેનાં વખાણ કરો, પરન્તુ તેટલાસારૂ હિન્દુ લગ્નક્રિયાને વખોડી કાઢો નહિ, એટલી જ મારી નમ્ર વિજ્ઞપ્તિ છે. એ બે પદ્ધતિઓ વચ્ચે લેશમાત્ર પણ સંબન્ધ નથી. એ બંને પ્રકારનાં લગ્નોની કલ્પના, એકમેકથી તદ્દન જૂદાં જ ધોરણો ઉપર કરવામાં આવી છે. આર્યલગ્ન,

એક ધર્મક્રિયા છે; ઈંગ્રેજી લગ્ન એક કરાર અથવા કાયદાની ક્રિયા છે. આર્ય-લગ્નમાં ધર્મને પ્રધાનપદ અપાય છે, ને બીજા સર્વે વિકારો તથા વૃત્તિઓને વેગળાં કરાય છે, ત્યારે ઈંગ્રેજી લગ્નમાં તેથી તદ્દન ઉલટો જ ક્રમ હોય છે. આર્યલગ્નમાં, કન્યાનાં માબાપ ધર્મબુદ્ધિથી કન્યાનું દાન કરે છે, અને વરરાજા તેમ જ વરનાં માબાપ તેવી જ બુદ્ધિથી તે દાનનો સ્વીકાર કરે છે;—ઈંગ્રેજી લગ્નમાં ધર્મબુદ્ધિ જેવું કંઈ જ હોતું નથી. વર-કન્યા પોતાના મનની વાસના અને વાંછનાને અનુકૂળ આવે તેવી પરસ્પર પસંદગી કરીને પરસ્પરનો યોગ સ્વતંત્ર રીતે સાધે છે. આર્યલગ્ન-પદ્ધતિમાં, લગ્નસંબંધ બાંધનાર વર-કન્યાની સંમતિ નથી લેવાતી, અને માબાપે કરેલી પસંદગીને વર-કન્ય-મૂગે મોંઢે શરણ થાય છે; ત્યારે ઈંગ્રેજી લગ્નપદ્ધતિમાં, વર-કન્યા ‘ મનનાં માન્યાં ’ પ્રેમ-પાત્રની પસંદગીમાં સ્વતંત્ર હોય છે ને તેમનાં માબાપ તેમાં કંઈ કરી શકતાં નથી આર્ય-લગ્નસંબંધની નોંધ ઈશ્વરને ત્યાં અદૃશ્ય નોંધપોથીમાં લેવાય છે, ત્યારે ઈંગ્રેજી લગ્નસંબંધની નોંધ સર્વેની નજરે ચડે એવા ‘ રેજીસ્ટર ’માં રહે છે. આર્યલગ્ન-સંબંધ, માત્ર ફરજ બજા-વવાની-કર્તવ્ય-કર્મ કરવાની બુદ્ધિથી બંધાય છે ને તેની મર્યાદા આ જન્મની પાર પણ પહોંચે છે,—ત્યારે ઈંગ્રેજી લગ્નસંબંધ માત્ર મનની વાસનાઓની તૃપ્તિ અર્થે હોય છે, અને આ લોકમાં પરિપૂર્ણ થવું એમાં જ એ સંબધની સાર્થકતા મનાય છે. આર્ય તેમ જ અનાર્ય એ બંને પ્રકારના લગ્નસંબંધોને પર-માત્માનું આવાહન કરી પવિત્ર બનાવવામાં આવે છે, તથાપિ બંને વચ્ચે મહોટો અંતર, મહોટો ભેદ આ છે, કે આર્ય-લગ્નસંબંધ અભેદ્ય-ત્રુટી નહિ શકે તેવો-છે, જ્યારે ઇંગ્રેજી સંબં ધમાં બીજા કશાથી નહિ તો કાયદાની મદદથી તો વિચ્છેદ-

પાડી શકાય છે. ઈંગ્રેજી લગ્નપદ્ધતિસંબંધમાં મારા મન આટલો ખટકો રહી ગયો છે ને તે મને બહુ જ મુંઝવે છે. જે લગ્નસંબંધનો કરાર, અતિ પવિત્ર મહાત્મા સંમુખ, પવિત્ર વાતાવરણમાં, અને અતિપવિત્ર તેમ જ પતિતપાવન એવા પરમાત્માનું આવાહન કર્યાં પછી જ,—અને તે પહેલાં નહિ—એવી રીતે જે કરાર કરવામાં આવે, તે કરાર, ઉપર વર્ણવેલા સંયોગોની ગેરહાજરીમાં અને પરમાત્માની સહજ પણ સંમતિ લીધા વગર કેવી રીતે તુટી શકે વારૂ?—એ મારી સમજમાં આવી શકતું નથી.

શું આપની નજરમાં છૂટાછેડા કરવાની પદ્ધતિ આશીર્વાદ સમાન જણાય છે?—જો તેમ જ હોય તો આપની સાથે વાદમાં ઉતરવાની ઈચ્છા આ દાસીને નથી. બાકી આટલી ખાત્રી રાખજો કે આપણી આર્યલગ્ન-પદ્ધતિમાં, એ છેડા-છૂટકાની રીતને અવકાશ જ નથી. કારણ આર્ય-લગ્ન-સંબંધનો ઉદ્ભવ ધર્મ-કર્તવ્ય-ની ભાવનામાંથી થયો છે, ને એનું લક્ષ્ય તેમ જ અંત પણ ધર્મ જ હોય છે. તેથી આર્યલગ્ન જેવી ગગનગામી ભાવનાનો, 'છૂટાછેડા' જેવા અનાર્ય અને અધોગામી આચાર સાથેનો યોગ તદ્દન અજુગતો અને અસંભવિત છે. શું! 'ધર્મ' શબ્દ સાંભળતાં છીટ્ છીટ્ થઈ જાય છે? ભલે. ત્યાં પણ મારે તકરાર નથી. પરંતુ કૃપા કરી એ બંને એકમેકથી તદ્દન વિપરીત ભાવનાઓનો યોગ સાધશો નહિ; કારણ એ બંનેનો મેળ કદિ પણ જામે એમ નથી; એ બંને એકમેકનાં ઝેરી કાળસમાન છે. હિન્દુ લોકની કાળી ચામડી ઈંગ્રેજ લોકના જેવી ગોરી બનાવવી કદિ સહેલ હશે, પરન્તુ છૂટાછેડા કરવાની પદ્ધતિ આર્યલોકોમાં દાખલ કરવી, એ તેથી પણ વધારે મુશ્કેલ છે.

પ્રિયતમ ! મારા હૃદયમાં કંઈ કંઈ થઈ જાય છે. અંતરમાં એવું તો નિરંકુશ તોફાન મચી રહ્યું છે, કે ન પૂછો વાત. હૃદયના ઉછાળા કોઈપણ પ્રકારનો અંકુશ સહન કરી શકે એમ નથી—અને મારો વિચાર પણ અંતરના ઉભરા સ્વચ્છન્દ રીતે બહાર કહાડવાનો હતો, પરન્તુ આપે ભેટ આપેલી સાહીપેનમાં (ફાઉન્ટન પેન) સાહી ખલાસ થઈ ગઈ છે; તેમ જ આટલામાં સાહી ન હોવાથી ન છૂટકે અટકવું પડે છે; કારણ આપ જાણો જ છો કે સાહીપેનને બદલે સીસાપેન વાપરવી મને બીલકુલ ગમતી નથી.

## પત્ર ૩૧.

પ્રિયતમ:—

કાલ રાત્રે, મારી સાહીપેને મને અણીની વખતે નિરાશ કરી, અને હું તરત જ ઉંઘી ગઇ. પરન્તુ તે વખતે મારા મગજમાં એટલા બધા વિચારો ઉભરાતા હતા, કે મને નીરાંતે ઊંઘ આવી નહિ, અને અત્યારે પણ મારી આંખમાંથી ઘેન ઉડી ગયું નથી. હજી પણ અર્ધી સ્વપ્નાવસ્થામાં હું છું એમ કહો તો પણ ચાલે.

હમણાં હમણાંની મને અવલોકન કરવાની બહુ જ લત લાગેલી છે, અને તેના પરિણામરૂપે મારાં ઢંગધડા વગરનાં લખાણો કદાચિત્ તમને રૂચે એવાં ન પણ હોય. પરંતુ જ્યાંસુધી તેવી મતલબનો સ્હેજ પણ ઇશારો આપના પત્રમાં કરવામાં આવ્યો નથી ત્યાંસુધી, મારી સમજ પ્રમાણે, મારા અંતરના ઉભરા કહાડવાનો મને પૂરેપૂરો હક્ક છે. આપ મારા રહસ્યમિત્ર છો, મારા માલિક છો; મારા પ્રભુ છો, મારા જીવનો કોઈ પણ અંશ આપના થી, હું કદિ પણ છુપાવી શકું એમ નથી.

'આપણો ઈંગ્રેજી ભણેલો વર્ગ તને રુચતો નથી, તથા તેમના સંબંધમાં તને તિરસ્કાર થવા માંડયો છે' એવો વિચાર મનમાં લાવીને મને અન્યાય કરશો નહિ; કારણ મને એ વર્ગ ઉપર જેટલો ભાવ છે એટલો ભાવ બીજા કોઈ પણ વર્ગ ઉપર નથી. પરંતુ મારૂં એવું માનવું છે ખરૂં કે, ઘણા ઈંગ્રેજી ભણેલાઓને પોતાની સંસ્થાઓનું લેશપણ જ્ઞાન હોતું નથી, અને પરદેશીય સંસ્થાઓ તથા રીતિરિવાજોનું કેવળ ઉપરચોટીયું જ્ઞાન હોય છે, છતાં પણ તેઓ પોતાની સંસ્થાઓને વખોડવા અને પરદે-

શીય સંસ્થાઓને વખાણુવા તથા તેની નકલ કરવા આંખો મીંચીને મંડી પડે છે. કેળવાયલા તથા સુધરેલામાં ખપતા ઘણા જણા તો એવા હોય છે, કે આર્યધર્મસંબંધી લાંબી લાંબી વાતો કરે ખરા, છતાં ખરા ધર્મનો કક્કોય જાણુતા હોય નહિ. વળી બીજા કેટલાક એવા હોય છે, કે તેઓમાં આપણાં મંદિરો, મૂર્તિઓ અને એવી જ કેટલીક અન્ય પ્રવૃત્તિઓમાં રહેલા ગર્ભિત સંકેત તથા અર્થ સમજવા જેટલી શકિત હોતી નથી તેમ છતાં પણ તેની નિંદા કરવા મંડી પડે છે એટલું જ નહિ પણ પરદેશીયના મોહમાં એટલા તે આંધળા ભીત બની જાય છે, કે જે ખ્રીસ્તી સંસ્થાઓ પાછળ તેઓ એટલા બધા ઘેલા બની જાય છે તે ખ્રીસ્તી સંસ્થાઓમાં પણ આપણી સંસ્થાઓ માફક જ દેવળો પ્રતિમાઓ અને ધાર્મિક પ્રવૃત્તિઓ એક નહિ તો બીજા રૂપમાં હોય છે, એ વાત તેમને સૂઝતી નથી. જેનાથી માણુસનામાં વિચાર કરવાની શક્તિ મેળવાય તેનું નામ કેળવણીઃ જેનાથી સાર શું ને અસાર શું, ખરૂં શું ને ખોટું શું, શામાં લાભ છે ને શામાં હાનિ છે, ઇત્યાદિ સૂચવનાર વિવેકબુદ્ધિ ખીલે તેનું નામ કેળવણી. કોઈ પણુ રીતરિવાજ આપણુને તાત્કાલિક દૃષ્ટિથી ને તાત્કાલિક બુદ્ધિથી અનર્થકારક લાગ્યો તો તેટલા સારૂ તેને વગરવિચાર્યે એકદમ સમૂળો જડમૂળથી ઉખેડી નાંખવો એ શું સુધારો કહેવાય ! રીતરિવાજ શી રીતે દાખલ થતો, તે દાખલ થયો ત્યારે સામાજિક સ્થિતિઓમાં અનુક્રમે એવા શા શા વિકાર કે સંસ્કાર થયા, કે જેના પરિણામે તે જ રિવાજ અત્યારના રૂપમાં પ્રચલિત છે ઇત્યાદિ બાબતોનો શોધ કરવો, તેના સંબંધમાં શાંત, નિર્વિકારિ ને નિષ્પક્ષપાત ચિત્તથી વિચાર કરવો, તેને પરિણામે જે નિર્ણય થાય તે પ્રમાણે તેને આચારમાં મૂકવા પ્રયત્ન કરવો ને તેમ

કરતાં તે રિવાજનો અનર્થકારક ભાગ જ નાશ પામે ને બાકીનો ઉપયોગી ભાગ કાયમ રહે, એવી રીતિએ તેમાં જરૂર પડતો ફેરફાર કરવો એનું નામ તે ખરો સુધારો. તેમ તેવો સુધારો દાખલ કરતી વખતે પણ દેશ, કાળ, સમાજસ્થિતિ અને જનસમાજની મનોવૃત્તિનો વિચાર પણ વિસરાવો જોઇએ નહિ. એ સર્વ અનુકૂલ થાય તો જ તે સુધારો અમલમાં મૂકયો સાર્થક કહેવાય, નહિ તો પછી તેમાં સુધારાનો ઉધારો જ સમજવો. પ્રિય પતિ! હાલના કહેવાતા સુધરેલાઓ આટલી બધી દીર્ઘ-દૃષ્ટિ વાપરે છે ખરા ? જ્યારે એથી વિપરીત ચિત્રો આપણી નજરે પડે, ત્યારે તેવા કેળવાયલામાં ને સુધરેલામાં ખપતા માણસો પ્રત્યે આપણને અભાવ ઉપજે તો તેમાં શી નવાઈ ?

એ દોઢડાહ્યાઓ આપણી વીરપૂજાનો દોષ કહાડે છે. વીરપૂજામાં શું પાપ આવી ગયું તે મને તો સમજાતું નથી—એ તો ઠીક પણ એમની ચશ્માંવાળી આંખોને એટલું પણ નથી સૂઝતું કે ઈંગ્રેજ લોકોને પણ વીરપૂજાની લત લાગેલી છે ને તે આપણા કરતાં પણ વધારે. ઈંગ્રેજ લોકો જે પૂતળાં ઉભાં કરે છે, સ્મારકો સ્થાપે છે તથા વાર્ષિક ઉત્સવો ઉજવે છે, તે વીર–પૂજા નથી તો શું છે ?—આપણામાં, ગુજરી ગયેલાં માણસો પાછળ જે ક્રિયા કરવામાં આવે છે, તે ઉત્તરક્રિયાની પેલા દોઢ-ચતુરો હાંસી કરે છે, પણ ખ્રીસ્તી લોકોમાં પણ એ જ ક્રિયાને મળતો આવતો ‘ ઓલ સોલ્સ ડે ’ નામે એક દિવસ હોય છે–એનું કેમ ?—એ વાત તો તેમનાં મગજમાંથી સરી જતી જ હશે. ગયે વર્ષે મિસ લવલીએ ‘ ઓલ સોલ્સ ડે ’નો જે હેવાલ કહ્યો હતો, તે ખરે બહુ જ રમુજી હતો. આપણામાં ધર્મના જુદા જુદા પંથો પડ્યા છે, તેને તેઓ તુચ્છકારી કાઢે છે પણ

મુક્તિફોજનો પંથ ઈસાઈ ધર્મમાંથી નીકળ્યો, તે વાતનું કેમ ? મને શક છે, કે આ પૃથ્વી ઉપર ભાગ્યે જ એવો એક પણ ધર્મ હશે કે જેમાંથી અનેક જાતના ફાંટા ન ફૂટ્યા હોય, અથવા જેના ઉપર હદપારનો ફાલ આવ્યો ન હોય, તેમ જ જેમાં કોઈ પણ જાતની ધર્મક્રિયા કે તેમનું નિશાન પણ ન હોય, એવી કોઈ પણ સંસ્થા ભાગ્યે જ શોધી જડે.

કેટલાક લોકોને, પોતાને જન્મથી પ્રાપ્ત થયેલાં ધર્મ કે જાતિ રુચતાં આવતાં નથી. તેથી તેવાઓની નજરમાં કોઈ બીજાં જાતિ-ધર્મ, પોતાની ખરી કે ખોટી સમજ મુજબ, પોતાનાં જાતિધર્મ કરતાં ચઢીયાતાં લાગે છે. જેમને અંતઃકરણમાં એવા જ પ્રકારની ખાતરી થઈ ગઈ હોય, તેવા માણસો જો પોતાનાં જાતિ-ધર્મ છોડી દે અને પોતાને સર્વ રીતે અનુકૂલ એવાં બીજાં જાતિ-ધર્મમાં એકદમ ચાલ્યા જાય તો તેમને હું પ્રામાણિક પુરુષો ગણું છું:—જોકે મારે કહ્યાવગર ચાલતું નથી કે તેવામાંનાય કેટલાક પેલા કપાયલી પૂછડીવાળા શીયાળની ગત રમે છે–તેમને વિષે તો સમજ્યા. પરન્તુ જે સદ્‌ગૃહસ્થો, મૂવેલાં પાછળ ઉત્તરક્રિયા ન કરવાનો ઉપદેશ કરે, છતાં પોતાનાં દાદા–દાદીને રાજી રાખવા ખાતર કે ગમે તે કારણથી, એની એ ઉત્તરક્રિયા પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે કરે છે; જેઓ વિધવાઓને પુનર્લગ્ન કરાવવામાં અતિ ઉલટભર્યો ભાગ લે, છતાં પોતાના ઘરમાં પોતાનો ભાઈ ભત્રીજો એ બાબતનો દાખલો બેસાડવા જાય ત્યારે માંદા પડે કે મરવા પડે; અથવા જેઓ નાચવાના નીચ ધંધામાં ફસાયલી છોકરીઓની વિરુદ્ધમાં લાંબાંલાટ ભાષણો કરે છતાં તે વર્ગમાંની બાલકમાં બાલક કુમારિકાને પરણવા માટે પોતાના મનને કે પોતાનાં સગાંવહાલાંને ખાત્રી-

પૂર્વક સમજાવી શકે નહિ તેવા સદ્દગૃહસ્થોની કહેણી વિરુદ્ધ રહેણી અથવા રહેણીવગરની કહેણી મારાથી સાંખી શકાતી નથી. પ્રામાણિકપણું સર્વથા પ્રશંસાને પાત્ર છે. કહે તેવું કરનાર અને વિચારે તેવું આચરનાર પ્રામાણિક માણુસોની પ્રામાણિકતાનાં જેટલાં વખાણુ કરીએ તેટલાં ઓછાં છે—પછી ભલેને તેમ કરવામાં તેઓની બુદ્ધિ શેખસલ્લીના વિચાર કરતી હોય—તેની ફિકર નહિ. પરંતુ અપ્રામાણિકપણાનો કે છલકપટનો વેષ ધારણુ કરી આવનાર—બુદ્ધિમાનોની બુદ્ધિ કે શાણુપણુને તો કોઈ પણુ રીતે વખાણી શકાય નહિ.

વ્હાલા, ટીકા કરવામાં શું હું બહુ જ સખ્ત બનો છું ! જો તેમ બન્યું હોય તો ક્ષમા કરજો. પ્રહાર કરતી વખતે લેશ પણ કસર ન રાખવી, એવો મારો સ્વભાવ આપને સારી પેઠે જાણીતો છે. નરમ થતાં શીખવાની મારે બહુ જ જરૂર છે; તે શિક્ષા દેવામાં આપે ગુરુ થવું જોઈએ. અલબત એમાં કંઈ પણ અંગત ટીકા નથી કરી—ઉધારત જ લખ્યું છે. જેને માથે બંધએસતું આવતું હોય તે ભલે પહેરે. ઉપર ઉપરથી નરમ અને નિસ્તેજ દેખાય છતાં અંદરના ભાગમાં ઓકારી આવે એવો કચરો અને સડો છુપાવનાર ત્રાસદાયક પાઘડી જેવી એ ચીજ નથી.—પરંતુ એ ચીજ તો અસલ ભરતકામમાં વપરાતા ઉનની બનાવટનો છે. તે ઉપરઉપરથી સ્હેજસાજ ખૂંચે એવી ખરી પરન્તુ અંદરખાનેથી તો આરોગ્ય આપવાના ગુણુવાળી છે તેનું સૂક્ષ્મપણે અવલોકન કરો, તેના ગર્ભભાગમાં નજર નાંખી બરોબર તપાસો—ત્યારે અને ત્યારે જ મારા ભાષણુના બદલામાં મારા ઉપર આપને વધારે વ્હાલ આવશે.

## પત્ર ૩૨.

હા......શ. આખરે આવી ખરી ! હું એટલી બધી રાજી રાજી થઇ ગઈ છું, કે વ્હાલા ! છેલ્લા બે કલાકથી તેનું પાન જ કર્યાં કરૂં છું. તેને કરાવવા નાંખ્યે બરોબર મહિનો થયો. આપે માણેકનાં કંકણ આપી મને આશ્ચર્યચકિત કરી હતી તેને બીજે જ દિવસે તે કરવાનો હુકમ મેં કારીગરને આપ્યો હતો. આપ મદન–ઉપવનમાં પધારવાના હતા તે વખતે આપને પણ એમ અચિંત્યા ચકિત કરવાની મારી ધારણા હતી—પરંતુ હું આશાભંગ થઈ. આપે વાયદો ન પાળ્યો તેમ તે કારીગરે પણ વાયદો પાળ્યો નહિ. બે અઠવાડીયામાં તયાર કરી આપવાની કબૂલાત કર્યાં છતાં પણ તે કામ પૂરૂં કરવામાં તેણે પૂરાં ચાર અઠવાડીયાં લગાડ્યાં, પરંતુ કર્મભ્રષ્ટ થવા કરતાં કાલભ્રષ્ટ થવું સારૂં. નહિમામા કરતાં કહેણામામા શા ખોટા ? સમૂળગાં તે વગર રહીએ તે કરતાં મોડું તો મોડું પણ મળ્યું તે ઠીક. જે હર્ષનો ઉન્માદ મને થયો છે તેના પરિણામમાં મેં તે કારીગરને માફી આપી છે.

તે શું હશે તે અટકળી શકો છો ? મારી પક્કી ખાતરી છે કે તે વાત તમારી શકિત બહારની છે.

મારા મનમાં તો એમ થાય છે, કે એ ચીજ સંતાડીને રાખી મૂકું અને મોડાં વહેલાં પણ જ્યારે આપનાં પગલાં આ ભૂમિને પાવન કરે, ત્યારે જ અણધારી રીતે તે વસ્તુ આપની નજરે નાંખી આપને અજાયબીમાં નાંખી દઉં; પણ એવી રીતે ચીડવવાની શકિતવાળું હૃદય લાવવું કયાંથી ! ગમે એટલું પણ અમે તો આખર અબળા જાત જ ને !–અમારૂં તે શું ગજું ! એટલાં તો સરલ કે સ્હેજ પણ પેટમાં ટકી શકે નહિ. બીલાડીના પેટમાં ખીર ટકે તો અમારા પેટમાં છાની વાત ટકે.

'અમે તો ક્યારનુંય જાણી ગયા છીએ'—એવું તમે કહો છો નહિ વારૂ! 'એ તો મને બક્ષીસ આપવાની ધારણાથી તૈયાર કરાવેલી મારાં દેવીશ્રીની રંગીન છબી છે'—હા–આ! તદ્દન સોળે સોળ આના ખરી વાત,—અર્થાત્ તદ્દન ખોટી વાત. નથી તે તમારાં દેવીશ્રીની છબી—ઇશ્વરનો પાડ માનવા જેવું છે કે તે દેવીશ્રીના મગજમાં હજી એટલો બધો ગર્વ નથી ભરાયો—તેમ જ નથી તે આપને ભેટ તરીકે આપવાની. એ તો મેં મારા પોતાના ઉપયોગ માટે તૈયાર કરાવી છે, અને તે છબી, મારા સૌભાગ્યરક્ષક! આપની છે.

વ્હાલા! એક પુરુષના પ્રેમની અને એક સ્ત્રીના પ્રેમની વચ્ચે જે આકાશ પાતાલ જેટલું અંતર રહે છે તે વિલોકવા જેવું છે. સ્ત્રી પોતાના પતિને—પોતાના નાથને, પોતાનું તન–મન–ધન, પોતાનું હૃદય, પોતાનું સર્વસ્વ સમર્પે છે, અને તેની મૂર્તિને, એક ઉચ્ચ આદર્શરૂપે પોતાના હૃદયમાં સ્થાપી નિરંતર તેનું પૂજન અર્ચન કરે છે. પુરુષને તેવું કંઈ જ હોતું નથી. તેને તો પોતાનું મન રાજી રાખવાને નિત્ય નવા નવા આદર્શો જોઈએ અને તેમાં પણ પરીઓ અને અપ્સરાઓ ઉપર તેનું ચિત્ત વધારે ચોંટે છે. મારૂં કહેવું ખોટું લાગે છે!

ખાતરી કરી જોવી હોય તો વ્હાલા! એ સૂત્રને આપના જ સંબંધમાં લગાડી જૂઓ. આપણે બે વર્ષ સુધી સાથે રહ્યાં તે દરમ્યાન આપની પ્રવૃત્તિ કેવા પ્રકારની હતી? રવિવર્માનાં—અને તેમાં ખાસ કરીને અપ્સરાઓનાં—ચિત્રો એકઠાં કરવા આપ કેટલોબધો પરિશ્રમ લેતા હતા! ખચિત તમને તેનો મોહ જ લાગ્યો હતો; અને આપણા શયનમંદિરમાં ધ્યાન ખેંચે એવી મોખરેની જગ્યાએ, આપે તે ચિત્રો ગોઠવ્યાં ત્યારે હું

એક અક્ષર પણ બોલી નહોતી—જો કે પેલી દડો ઉછાળતી અર્ધીઉઘાડી અપ્સરાની છબી સામું જોવાનું તો મને બહુ જ ભારે થઈ પડતું. તે છબીની જગ્યાએ કદાચિત્ આપનાં દેવી-શ્રીની છબી તયાર કરાવીને આપે મૂકી હોત તો આપના તે કૃત્યને સ્નેહમય ચાતુરીના નમુનારૂપ જ હું લેખત.

પરંતુ આપ તેમ કરવા પામો તે પહેલાં તો અગમચેતી વાપરી મેં એ સ્થાન ઓટી લીધું છે. આપની મધુરી મૂર્તિની છબી, આપની મનની માનીતી છબી કરતાં સહેજ મ્હોટી છે; અને મારો વિચાર આપે મૂકેલી છબી ઉપર આપની પોતાની છબી મૂકવાનો છે કે જેથી કરીને તે અકારી છબી મારી નજરે કોઈ પણ દિવસ પડે નહિ. કારણ એ રાંડ વેશ્યાનું મ્હોં કોઈ સ્થલે જોવું મારાથી સહેવાય એમ નથી—પછી તમારે જોઈએ તો મને ઘેલી કહો કે અદેખી કહો. એ દુષ્ટાનાં દર્શન એ જગ્યાએ મને એટલી બધી વાર અને એટલા બધા લાંબા સમયથી થયાં છે, કે ગમે તે જગ્યાએ સૂતી હોઉં છતાં જાગતાં વાંત જ પહેલવહેલો દેખાવ જે મારી નજર આગળ ઉભો થાય છે, તે એ રંડાનો જ હોય છે. તે ટાળવાનો ઉપાય હવે મારે હાથ લાગ્યો છે ને તે પણ આવો સારો, તેથી મને પારવિનાનો આનંદ થયો છે.

એ બાબતમાં મારો સ્વભાવ હદથકી ગયેલો અને અવિચારી છે એ આપ સારી પેઠે જાણો છો. 'તું તો વ્હેમીનું ઝાડ છું' એમ કરી આપ હમેશ મારી મશ્કરી કરતા હતા છતાં પણ ન કરે નારાયણ ને પથારીમાંથી ઉઠતાં સવારના પહોરમાં બીલા-ડીનું મ્હોં મારાથી જોવાઈ જતું તો પાછી પથારીમાં પડતી ને એક નાની સરખી ઉંઘ ખેંચી લીધા વગર પ્રાણાંતે પણ હું

ઉઠતી નહિ. પરંતુ એ દિવસો ગયા. હવે એવા વાંધાસાંધા નડશે નહિ ને બધું બરોબર સીધું સટ ઉતરશે; કારણ હવે તો એક બાજુએ આપની તસવીર ને બીજી બાજુએ દર્પણમાં પડતું તેનું પ્રતિબિંબ; એમ મારી બંને બાજુએ આપ જ વિરાજેલા હશો. તેથી આપના હસમુખા ચહેરાનાં દરરોજ સવારના પહોરમાં દર્શન કર્યાં બાદ મારી જીવનયાત્રાનો આરંભ થશે. એટલે પછી કોઇ પણ પ્રકારનો અમંગલ કે અભાગીયો બનાવ બનવાનો સંભવ ઉડી જશે ને એવી શ્રદ્ધામાં ને શ્રદ્ધામાં મારા દિલમાં આનંદ આનન્દ ને આનન્દ છાઈ રહેશે.—ખચિત, એમ જ. વળી રાત્રે સૂતી વખતે પણ આપની મનમોહન મૂર્તિનું પાન કરતે કરતે મારી આંખો બીડાશે, અને કેવળ આપના જ વિચારો ને આપનાં જ સ્વપ્નાંમાં મારી આખી રાત્રી વીતશે.

## પત્ર ૩૩.

પ્રિય કૃષ્ણ,—

અરરરરર ! આ શું થઈ ગયું ! આપનું નામ મારાથી લખાઈ જવાયું !! એક સ્ત્રીથી પુરુષનું નામ લખાય કે લેવાય ખરૂં કે ?

તેમાં હજી પારકા પતિનું નામ તો સૌ કોઈ લે.—તેમાં કંઇ હરકત ગણાતી નથી,—પણ પોતાના પતિનું નામ લખાય ખરૂં !! લખાય કે ન લખાય, પણ એકવાર લખાયું તો હવે તે આપનાથી વંચાવું જ જોઇએ. વ્હાલા ! આપ મને બેશરમી કહેશો ! આ સાહીપેને તે નામ અણુચિંતવ્યું ચિત્રી કહાડયું; પરન્તુ તેનો પણ વાંક મારાથી કહાડી શકાય એમ નથી. કારણ પ્રત્યેક ક્ષણે તમારી જ છબી મારી નજર આગળ તરી રહે છે અને પેલા ગીતમાં ગાયું છે તેમ અહોનિશ તમારા જ નામનું રટણ થયાં જાય છે. તો પછી મારા અન્તરાત્માનો અતિ નિકટ સહવાસ ભોગવતી આ સાહીપેન વિશ્વાસઘાતી નીવડી મને ફસાવે એમાં શી નવાઈ! એ પેનની ભેટ કરનાર પણ આપ જ, એટલે તે આપનું જ ખેંચે.

મને અતિશય વ્હાલું આપનું નામ; તે નામ દઇ આપને બોલાવું તેમા શો બાધ પ્રભુ ! શું આપને પસંદ નહિ પડે ! મારી હૃદય–વીણાના પ્રેમરૂપી તારમાંથી રણકી ઉઠતો મધુર ધ્વનિ આપને નહિ રુચે ! અહોહો ! આપને મોઢે મારૂં નામ સાંભળતાં મારા શરીરમાં આનંદનો કેવો ચમકારો થાય છે ! અને જેવી રીતે આપ મને બોલાવતા તેવા જ લહેકાથી જ્યારે મારો માનીતો નાનકડો પોપટ મને બોલાવે છે, ત્યારે તેના ઉપર પણ હું કેટલી બધી ઓવારી જાઉં છું ને બદલામાં કેટલી બધી ઉદારતાથી તેના ઉપર સ્નેહવૃષ્ટિ વરસાવું છું !!

આપણી કેટલીએક રૂઢિઓ મને તો તદ્દન અક્કલવગરની અને મૂર્ખાઇભરેલી લાગે છે ! એક સ્ત્રી પોતાના વરને, અગર પુરુષ પોતાની વહુને નામ દઈને બોલાવતાં શરમાય, એ કેટલું બધું બેવકુફાઇભરેલુ લાગે છે ! લાંબા વખતની પડી ગયેલી ટેવ, માણસના—પછી ભલે તે પુરુષ હોય કે સ્ત્રી—હૃદયબલ ઉપર કેટલી બધી અસાધારણ સત્તા ધરાવે છે ! કારણ હું ખાત્રીપૂર્વક માનું છું કે મરદાઇનો ફાંકો ધરાવનાર પુરુષોમાં અને તેમાં પણ કેળવાયલા, સુધરેલા, અને સુધારક વર્ગમાંથી ઘણાય એવા નીકળશે, કે જેઓ વહુનું નામ દેવાનું કહેવામાં આવતાં, કદાચિત બીજા કશામાં નહિ તો આ બાબતમાં ખસુસ કરીને—સોળમી સદીની અસલી જમાનાની રૂઢિની મદદ લેશે, અને જાહેરમાં નામ દેતાં ઓસંગાશે–શરમાશે.—પછી ઘરમાં ભલે તે નિત્ય નામ દઇને બોલાવતો હોય.

દરેક હિંદુ કુટુંબમાં હરહમેશ સાધારણ થઇ પડેલા રીવાજનું પ્રતિપાદન કરવા દાખલાઓ ટાંકી બતાવવા, એ તદ્દન વધારે પડતું છે, તથાપિ આપને ખોટું ન લાગે તો મારા અંગત અનુભવનાં કેટલાંએક ખાસ જાણવાજોગ પસંદગીનાં ઉદાહરણ આપું. કારણ અત્યારે મને એવું તાન આવ્યું છે, કે તેના પંઝામાંથી તમારાં વ્હાલાં સંબંધીઓ પણ છટકી શકે એમ નથી.

કેટલાંક વર્ષની વાત ઉપર, હું જ્યારે નાની છોકરી હતી ત્યારે, અમારી પડોશમાં એક મ્હોટા ન્યાયાધીશ સાહેબ રહેતા હતા. તેમને એક પ્રસંગે કઇં કામસર પોતાનાં પત્નીને બોલાવવાની જરૂર પડી. નજીકમાં કોઈ માણસ ન હોવાથી પત્નીશ્રીને કેવી રીતે બોલાવવાં એ બાબતની મ્હોટી મુંઝવણમાં તેઓશ્રી પડ્યા; અને પોતે ન્યાયાધીશ છતાં પણ એ વિષયમાં

કઇં માર્ગ તેઓને સૂઝયો નહિ. થોડી વાર થોભ્યા, છતાં કોઈ પણ ન આવ્યું એટલે આખરે હારીને તેમને પોતાને શ્રીમુખે પત્નીને બોલાવવાની જરૂર પડી. એ બોલાવવાની પદ્ધતિ કેવી સુન્દર હતી ! 'અરે ઓ !—સાંભળ્યું કે !—કયાં છું !—કયાં ગઈ—સાંભળે છે કે— !'—એવાં એવાં સુન્દર સંબોધનથી તેઓ બૂમ પાડવા લાગ્યા, તથાપિ કઇં પણ જવાબ સામો. મળ્યો નહિ. એટલે મને દયા આવી. હું તે વખતે ઓટલા ઉપર બેઠી બેઠી ગંજીફાનાં પત્તાંનો કિલ્લો બનાવતી હતી. તે મારી માનીતી રમત મેં છોડી દીધી અને તેમની નજરે પડું એવી રીતે હું દોડી. ન્યાયાધીશ સાહેબે મને દીઠી અને એને બોલાવવાનો મને હુકમ કર્યો. જોકે નામઠામ દીધું નહિ છતાં એને શબ્દનો અર્થ ન્યાયાધીશ સાહેબને મન એમનાં પત્નીશ્રી થાય છે, એ સમજતાં મને વાર લાગી નહિ. શું એવા પ્રકારની સંબોધન—પદ્ધતિ પ્રેમોત્તેજક નથી! અને એને સર્વનામનો પ્રયોગ, જે વ્યક્તિના સંબંધમાં વપરાય છે તેને ઉંચી પંક્તિએ નથી ચઢાવતો વારૂ !

એક બીજો દાખલો આપું. એ તો હમણાં ચંચળનાં લગનમાં જ બન્યો હતો,—ને તે વળી અનેક માણસોની સમક્ષ. ચંચળના સસરાને—એક મ્હોટું માણસ અને વળી કેળવાયલા—કઇં કામ સારૂ પોતાની વહુને બોલાવવાની જરૂર પડી. વહૂજી, સાંભળી શકાય એટલાં નજીક જ છે એમ માની લઈ, ચંચળના સસરાએ બૂમ પાડવા માંડી કે—' કહું છું !—સાંભળ્યું કે !—અહિંયાં આવ—કયાં ગઈ!—અહિયાં નથી કે શું ! '—કઇં પણ જવાબ ન મળ્યો, એટલે પાસે ઉભેલા એક છોકરાને, 'એમને' બોલાવવા મોકલ્યો. ખચિત વધારે સભ્ય સંબોધન ! પરન્તુ ચંચળના સસરા કઈ ન્યાયાધીશ નહોતા—અને ન્યાયાધીશ સાહે-

બના સાદા અને ડોળડમાક વગરના 'એને' સંબોધનમાં પણ બહુવચન ન આવી ગયું એમ કહી શકાય નહિ.

હમણાં નવો પેરેગ્રાફ શરૂ કરવાની તયારીમાં છું એટલામાં તો પડોશમાં ત્રીજા ઘરનું કડું બહુ જોરથી ઠોકાતું સંભળાય છે, તે સાથે સાથે મ્હોટી મ્હોટી બૂમો પણ કાને પડે છે કે— 'સાંભળો છો કે!–ક્યાં છું!–એ...બારણું ઉઘાડજો!—સંભળાયુ કે!'–એ તો બીજું કોઈ નથી. આપણા છેલશંકરભાઇ પોતાની નાની વહુને બહુ વ્હાલથી બોલાવે છે. પણ તે વહૂરાણી ઘર પછવાડેની છીંડીમાં છે ને અધુરામાં પૂરૂં તોફાની ચોમાસાની ઋતુની શરદી લાગી ન જાય તેથી તેમણે કાનમાં રૂનાં પૂમડાં ખોસ્યાં છે. તે કારણને લીધે આમાંનું કંઇ પણ તેમના સાંભળ્યામાં આવતું નથી. ઇશ્વર તેમને સુખી કરે. તેમના વ્હાલેશરીના ઉભરાઈ જતા પ્રેમની તાજી વૃષ્ટિ તેમના શરીર ઉપર ન થાય એટલી જ મારી પ્રાર્થના છે.

આટલા દાખલા બસ થશે ને! કૃપા કરીને કહેશો કે આપનાં ગંગાબ્હેનના વર તેમને શું કહી બોલાવે છે અને આપના વૃદ્ધ પિ...પણ ભૂલી! એ તો પાછાં અંગત વાતો ઉપર આવી પહોચ્યાં. સહેજ પૂછું છું કે આપણા નામના સુધારાવાળાઓની પદ્ધતિમાં આપને કંઈ સાર જેવું લાગ્યું!–મને એમનો ઝાઝો અનુભવ નથી છતાં એટલી ખબર છે કે તેઓમાંના એક જણને, પોતાની વહુ સંબંધી કંઈ કહેવું હોય છે, ત્યારે હમેશાં વહુને નાન્યતર જાતિમાં સંબોધે છે. સુધારાવાળાઓમાંના કોઈ બડેખાંએ નવો સુધારો દાખલ કરવા ખાતર દાખલો બેસાડવાની પહેલ કરી હોય તો તો આશ્ચર્યની જ વાત!

પ્રિયતમ ! પોતાના પતિને નામ દઇને બોલાવતી વખતે પત્નીઓને પણ પ્રમાણમાં બહુ જ શરમ આવે છે, તો પણ તેવી વખતે પુરુષોની માફક તેમને મ્હોટા બખાળા પાડવા પડતા નથી, તેમ જ શબ્દો અધ્યાહાર રાખવા પડતા નથી, એટલું જ નહિ પણ જ્યારે પણ બોલાવે છે, ત્યારે બહુવચનથી બોલાવીને માન આપવું ચૂકતાં નથી, એટલા પૂરતો શું બૈરાંને ધન્યવાદ ઘટતો નથી ?

એક સુશિક્ષિત સદ્‌ગૃહસ્થે આ મુંઝવણ દૂર કરવાની એક બુદ્ધિવાળી યુક્તિ શોધી કહાડી છે. એમનું કુટુંબ બહુ વસ્તારીક છે. ઘરમાં આશરે અર્ધો ડઝન ભાઈઓ છે ને લગભગ તેટલી જ ભોજાઇઓ છે. તેથી તેમણે એક નવી જ ભાષા દાખલ કરી છે. તે બહુ જ સરલ છે. નરજાતિને માટે 'ન' અને નારીજાતિને માટે 'ના' વાપરવામાં આવતો; તથા તેમની ઉંમરના ક્રમપ્રમાણે એક, બે, ત્રણ એમ ક્રમિક 'ન' તથા 'ના' નો ઉપયોગ કરવામાં આવતો. એથી કામ એટલું બધું સુતર થઇ ગયું કે બૈરાં પણ રજમાત્ર શરમાયા વગર, છૂટથી તે ભાષાનો ઉપયોગ કરતાં. પરન્તુ આપણા લોકોને હીસાબનો કંટાળો અને આમાં ગણિતને પ્રધાન પદ આપેલું હોવાથી, જનસમાજમાં છૂટથી ઉપયોગ થઈ શકે એવી એ પદ્ધતિ નથી. એ ઉપરાંત આ પદ્ધતિ અપશુકનીયાળ નીવડી; કારણ મારા સાંભળવા પ્રમાણે એ ભાષા દાખલ કર્યાંને બહુ વખત થયો નહિ એટલામાં તો તે વસ્તારીક કુટુંબમાંથી કેટલાંક માણસો પરલોકમાં પલાયન કરી ગયાં.

એથી પણ વધારે સગવડવાળી અને વધારે ઠેઠેરાબંધ નામકરણ–પદ્ધતિ હમણાં જ મારી જાણમાં આવી. પ્રેમલા–પ્રેમ-

લીનાં જોડકાંએ દિલપસંદ અવનવાં ઉપનામો—ચંદ્ર અને કુમુદ—કેવડો અને ચંપા-ઠરાવ્યાં. પછી ખાનગીમાં તેમ જ જાહેરમાં સ્હેજ પણ સંકોચ વગર કે શરમાયા વગર સામસામી બોલાવવામાં પૂર છૂટથી તે નામોનો ઉપયોગ કરવા લાગ્યાં. મ્હોટે ખાંચરેના ને આજકાલની ફેશનમાં તણાતા સદ્‌ગૃહસ્થો કે જેઓ પોતાની પત્નીનું નામ લેતાં જાણે પાપ લાગી જતું હોય એમ કમકમે છે, તેઓને ઉપલો રામબાણ ઉપાય અજમાવી જોવાની મારી સખ્ત ભલામણ છે. વળી તે યુક્તિને એક મ્હોટા કવિએ પણ અન્તર્‌થી ટેકો આપ્યો છે.

**નામ મહિં શું આવીયું, ગુલાબ જે કહેવાય,**
**નામ બીજું દીધે કમી, સુગન્ધ લેશ ન થાય.**

વ્હાલા! આપને મેં મારી સહીપણી મિસ લવલીની ઘણીવાર વાત કરી છે, કે તે બહુ જ આનન્દી, મળતાવડી અને સ્હોજીલી છોકરી છે. અરે! શું તેનો પ્રેમ મારા ઉપર છલકાઈ જાય છે—ને હું પણ તેને તેટલી જ ચાહું છું. મને બરોબર યાદ છે કે એક વખતે તેણે મને 'મારી વ્હાલામાં વ્હાલી પ્યારી પ્રાણ-સખી' કહીને બોલાવી; ને એવી તો જોરથી ભેટી ને ચુંબન કર્યું—કે મારાથી પણ તેના અપૂર્વ વ્હાલનો બદલો તેવી જ રીતે વાળ્યા વગર રહેવાયું નહિ; મેં પણ તેના ઉપર તેવો જ વ્હાલનો વરસાદ વરસાવ્યો ને એવી ભાનભૂલી બની ગઈ કે જાહેરમાં આવી રમત ન થાય, એ વાતની પણ સાન રહી નહિ. ઈંગ્રેજ લોકોમાં પ્રેમી જોડાં પ્રેમસૂચક ઉપનામો વાપરે છે તેમાંનાં કેટલાંક મારી સહીયે મને જણાવ્યાં હતાં પણ તે બધાંય મને અત્યારે સ્મરણમાં નથી. ખેર! તેમાં કંઇ બગડી ગયું નથી. કારણ આપણા લોકોનાં અતિ વહી ગયેલાં પ્રેમી જોડાં પણ એ

બાબતમાં ઇંગ્રેજ લોકોની નકલ કરશે ને પોતાના પ્રેમપાત્રને, 'મારી મીનડી,' 'મારી કૂતરી,' 'મારી હંસલી,' 'સાકરને ટુકડો,' 'મધનું બિંદુ' એવાં એવાં નામથી બોલાવી પોતાના પ્રેમનું માપ દર્શાવશે—એ દિવસ તો હજી ઘણા ઘણા દૂર છે.

વ્હાલા ! મારામાં કેટલું બધું ભરેલું છે, જે આપના આગળ રજુ કરવાનો અજીસુધી વખત આવ્યો નથી ! જો કે આપણ છૂટે પડયે લગભગ બે વર્ષ જેટલી મુદત થઈ છે તોપણ, પ્રેમના ચિરંતન જીવનમાં બે વર્ષ તે કઈ વિસાતમાં વ્હાલા ! હજી તો પ્રેમપુસ્તકનું મુખપૃષ્ઠ જ આપણ જોઇએ છીએ, અને તેને મથાળે મ્હોટા અક્ષરે પ્રેમ–ગૂઢ ભાવનાવાળો શબ્દ–છાપેલ છે તેની કાંતિનું આંખોથી પાન કરીએ છીએ !—પ્રિયતમ—તે મહાન ગ્રન્થ આપણ સાથે બેસીને વાંચીએ એવો વખત કયારે આવશે ? તે વાંચીને તેમાં રહેલા રહસ્યોની કદર આપણ કયારે કરીશું, તેમાં સમાયલી અવનવી ઉન્નત ભાવનાઓનો સાક્ષાત્કાર આપણ કયે દિવસે કરીશું, અને તેમ કરતાં કરતાં—એ અલૌકિક પ્રેમ—અદ્વિતીય અભેદ—નો સાક્ષાત્કાર આપણા પિંડમાં કયારે ભોગવીશું ?—એવો દિવસ કયારે ઉગશે કે જ્યારે આપણ સાથે હસીએ ને સાથે રડીએ, સાથે તપીએ ને સાથે ઠરીએ, સાથે ઉજાણી કરીએ ને સાથે ઉપવાસ કરીએ, સાથે જીવીએ ને સાથે મરીએ ! ! ઓ પ્રભુ ! કયારે ! કયારે !

## પત્ર ૩૪.

પ્રિયતમ,—

ગઈકાલે રાત્રે અમે સરકસ જોવા ગયાં હતાં. કહે છે, કે નામદાર ગવર્નર સાહેબ અને તેમનાં પત્નીશ્રીના માનમાં—જો કે તેઓ આવ્યાં નહોતાં—ખાસ પસંદ કરીને સુંદર પ્રોગ્રામ ગોઠવવામાં આવ્યો હતો. મને તેમાં ઝાઝો રસ પડ્યો નહિ. મારી જોડે, માત્ર મારાં માતાપિતા, ચંચળ અને ચંચળનાં માતાપિતા એટલાં જ હતાં. એક ફેમીલી બોક્સમાં અમે બેઠાં હતાં. તે બેઠક જો કે બહુ સારી હતી છતાં જેટલો વખત હું ત્યાં રહી તેટલો વખત જાણે કાંટાના બીછાનામાં બેઠી હોઉં એવું મને લાગ્યું.

નસીબ બે ડગલાં આગળનું આગળ. અમારી જગ્યાએ અમે બેઠાં કે તરત જ મારી નજર, દુર્દૈવયોગે, સર્કલની બીજી બાજુએ બેઠેલ એક પ્રચંડ પુરુષ ઉપર પડી. તેણે પોતાને એકલાને જ માટે એક આખું બોક્સ રોકયું હતું, ને તે બોક્સ અમારા બોક્સની બરોબર સામે જ આવ્યું હતું. નજર પડતાં વાંત જ મારા મનમાં થયું કે ખેલની મઝા મારા નસીબમાં નથી લખી. કારણ તે પુરુષ નફટ રીતે આંખોના અણુસારા કરતો હતો એટલું જ નહિ પણ તેણે દુર્બીન કહાડી, અમે બેઠાં હતાં તે બાજુ તરફ ફેરવી સ્હેજ પણ ખચકો ખાધા વગર કે શરમાયા વગર છેવટે મારા ઉપર તાકી. મેં ગમે એટલાં ફાંફાં માર્યાં, હું આમ ફરી તેમ ફરી, છતાં પણ તેની બદ નજર ચુકાવી શકું, એવી જગ્યા મને મળી નહિ.

મારી સખીએ પોકળશંકરનો સત્કાર એક વખત કર્યો હતો. તેવી જ રીતે એના ઉપર થુંકું એવું પણ મારા મનમાં બહુ

જ થઈ આવ્યું. પરન્તુ મેં વિચાર્યું કે દીઠું ન દીઠું કરી, એવા જંગલી હેવાનોને મચક ન આપવી, એમાં જ આપણી મ્હોટાઈ છે. અમે એહાં હતાં તે તરફની અર્ધગોળાકાર રંગભૂમી ઉપર જેટલું દેખાય તેટલું જ જોઇ સન્તોષ માનવાનો મેં નિશ્ચય કર્યો.

તે મૂર્ખો કોણ હતો તે જાણવાની ઇચ્છા છે ? ખાત્રીપૂર્વક કહી શકતી નથી, પરન્તુ વાતેવાતમાં મેં જાણ્યું કે તે એક રાજા કે મહારાજા હતો—ધારૂં છું કે તે પેલો જ બેશરમ ગધેડો હશે, કે જે એક વખત નામદાર વાઇસિરોયના માનમાં આપવામાં આવેલ પાર્ટીમાં પોતાની વેશ્યાને બેલડીએ વળગાડીને લઇ ગયો હતો. હું ભૂલતી ન હોઉં તો આપે જ તે વાત કરી હતી.

ઘણીય સાવચેતી લીધા છતાં, ખેલ ચાલ્યો ત્યાંસુધી, પેલો નફ્ટ ને એનું દુર્બીન મારા મગજ આગળથી ખસ્યાં નહિ. તેના ડોળા દુર્બીનના કાચ વીંધી વીંધીને આવતા હતા. એ વિચારે મને બેચેન બનાવી દીધી, ને જે કંઇ થોડું પણ મારા જોવામાં આવ્યું તેમાં પણ મને રસ પડ્યો નહિ. એ સર્વ મારી કલ્પનાશકિતનાં કારસ્તાન હતાં. કાલ આખી રાતનું જાગરણ થયું. એક પળવાર પણ મારી આંખ મળી નહિ. આજે સવારે તો મારૂં મગજ ભમવા માંડયું, પરન્તુ પરમેશ્વરનો પાડ કે એ બધું મટી ગયું ને તે પણ જાદુઈ રીતે.

સજાતીય સજાતીયને ધકકેલી કહાડે છે, એમ લોકો કહે છે; અને મારી કલ્પનાશકિતની ખરાબ અસરને એથી પણ વધારે જોરાતી કલ્પનાશકિતથી દૂર કરી. આજ સવારે આપની અમીભરી આંખ તરફ હું સ્થિર દૃષ્ટિથી જોઈ રહી, અને કલ્પનાનુ-

રંગને પૂર જોસમાં છૂટો મૂકી દીધો. મને શું દેખાયું ! આપનાં નયનમાંથી હવે તો ક્રોધની ઉગ્ર જ્વાળાઓ નિઃસરી પડીને તે દુર્બીન તરફ ધસારાબંધ ધસતી જણાઈ,–...અને...–અને–આ–...શું થયું ! પૂરી બે મિનિટ થઇ નહિ ત્યાંતો તે દુર્બીન કોણજાણે કયાં ગુમ થઈ ગયું, અને પેલો મુવો ચંડાળ ત્યાંથી ઉભી પૂંછડીએ ન્હાસવા લાગ્યો, ઘોડાગાડીમાં કૂદી બેઠો, ને ઘોડાની લગામ એવી તો છોડી મૂકી કે, એક ઢોળાવ આવી લાગતાં, ગાડી, ઘોડા, ને તે પોતે—સર્વે ગબડ્યાં, ને પાસેની ખાઇમાં પડ્યાં. અરેરે ! કેવો કમઅક્કલ બાયલો ! મને લાગે છે, કે કાલે રાત્રે આકાશમાંથી એક તારો ખરતો દેખવામાં આવ્યો તેના જ અપશકુન એને નડ્યા. પરમેશ્વરે તેને જન્મ દીધો, તો ભલે તે જીવે, ને એક માણસ તરીકે ખપે. વ્હાલા ! શું તમને એમ લાગે છે કે આમ વિચારમાં ને વિચારમાં હું ગાંડી બનતી જાઉં છું ! કદાચિત તેમ થતું જ હશે. હું ઘેલી જ હોઇશ કારણ આજે સવારે તમારી પત્રિકા મળી તેમાં તમે મને 'કવિ'ની પદવીથી વિભૂષિત કરી છે. 'માતાની વિજ્ઞપ્તિ' નામની મારી છેલ્લી કવિતાનાં, તમે તેમાં ખૂબ વખાણ કર્યાં છે. કવિઓ ને ગાંડાં માણસો વચ્ચે સજાતીય સંબંધ છે એવું એક લેખકે નથી લખ્યું શું ! પરંતુ એક બીજો લેખક તો એથી પણ વધારે દૃઢતાપૂર્વક કહે છે કે,—ગાંડાં–ઘેલાં થવામાં ખચિત મઝા છે; અને તે ઘેલાં જન જ જાણી શકે છે.

**'ઘેલાં થવામાં, ગમ્મત ઓર છે,**
**તે તો ઘેલાં વિણ કોઈ ન પ્રમાણે રે૦–વાક૦–**

તેમાં વળી આપના કાયદાની દલીલથી જોતાં 'જન' શબ્દમાં સબળા સાથે અબળાનો પણ સમાવેશ થઈ ગયો.

ઘેલછાનું વિષયાંતર પણ બહુ જ થયું; તો હવે ચાલો પાછાં સર્કસમાં. સર્કસમાં જે કંઈ થોડું જોવા પામી તેમાં ઘોડેસ્વાર થયેલી બાનુઓની કસરતે મારા મગજ ઉપર અજબ અસર કરી. એ લોકોની સાઈકલની કસરત મને બહુ ગમી નહિ.—એમાં કંઈ જીવ જેવું નહોતું. જાણે પૈડાં ઉપર બેઠેલી સંખ્યાબન્ધ સ્ત્રીઓ કોઈ અદૃશ્ય સાંચાકામના યોગે ચકર ચકર ફરતી હોયની શું, એમ ફરતા ચકડોળનો તે કસરતથી ભાસ થતો હતો. તેથી મને તો તેમાં કંઈ શોભા જેવું પણ લાગ્યું નહિ. પણ ઘોડા ઉપરના અંગકસરતના ખેલો! અહાહાહા! એ તો જાણે બાગે બેહસ્ત! નર્યું ઇન્દ્રનું નન્દનવન! એકદમ આટલી બધી સુન્દરીઓ! અને તે પણ આવા સુન્દર ઘોડા ઉપર! તેમાં એક નાની છોકરીએ તો પોતાની ચાલાકીથી મારૂં મન જ હરી લીધું! શું તેનું નાજુક અંગ! અને શું તેની, ઘોડા ઉપર, માત્ર પગના અંગુઠા ઉપર ઉભાં રહેવાની છટા!—અને તે પણ જાણે પાંખો આવી હોય તેમ ઘોડો પવનવેગે દોડતો હતો તે વખતે! અને શું તેના અંગબળના ખેલો! ઘોડો પૂરપાટ દોડતો હોય તે વખતે માત્ર પગના અંગુઠા ઉપર ઉભાં રહી, શી ખુબી ને ચાલાકીથી તે પોતાનું નાજુક બદન અને કુમળા હાથને આમ તેમ આડા અવળા વીંઝતી હતી!—આ સર્વથી તેની સુન્દર દેહવલ્લી એવી તો મોહક અને જાદુભરી છટાઓ—સ્થિતિઓ—ધારણ કરતી હતી, કે જાણે સ્વર્ગભુવનની અપ્સરા પૃથ્વી ઉપર આવી હોયની! છતાં કંઈ ઊનતા રહી જતી હોય તો તેના શરીરની આસપાસ અદ્ધર આકાશમાં ઉડતો ને ફેલાતો તેનો પોશાક તેને નરી સ્વર્ગની પરી જ બનાવી મૂકતો હતો. બધધધ! તાળીઓના અવાજ, કાન ફાડી નાંખે તેવી સીસો-

ટીઓ ને ચીચીયારીઓ, તેમ જ પગના ને લાકડીઓના ઠપકારા,એ સર્વે થી આખું સભાસ્થાન ગાજી ઉઠયું.

પ્યારા ! મારા નવરંગી જીવનનો એક બીજો ટુચકો પણ કહેવાનો બાકી છે—કે જે વાતથી તમે અત્યાર લગી અજાણ્યા જ છો. જ્યારથી મારા હૃદય ઉપર વિચાર અને કલ્પનાનું સામ્રાજ્ય જામવા માંડયું, ત્યારથી મને લાગવા માંડયું છે, કે 'ઘોડે બેસવું' એ સ્ત્રીઓને માટે કઈં હલકા પ્રકારનો વિનોદ કહેવાય નહિ. હું ધારૂં છું, કે મેં ગ્રહણને દિવસે પેલી સ્ત્રીને ઘોડેસ્વાર થયેલી જોઈ અને તે સંબંધી મેં આપને લખ્યું તે ઉપરથી જ આપે મારા મનનું આવા પ્રકારનું વલણ કળી લીધું હશે. ખરેખર ! ચંચળનાં લગ્નમાંથી હું પાછી ફરી ત્યારથી, ખાનગી રીતે, આપણા બાગમાં, આપણા કાળીયાર ઘોડા ઉપર બેસતાં શીખવાનો અભ્યાસ પાડવાનો વિચાર મારા મનમાં ઘોળાયાં કરતો હતો. પરન્તુ આપણો ઘોડો બહુ પાણીદાર હોવાથી, એક શીખાઉ ઉમેદવારને તેના ઉપરની સ્વારીનો અભ્યાસ ભારે પડશે, એવી ધાસ્તીથી જ તે વિચાર માંડી વાળ્યો. છટાદાર ઘોડેસ્વારી એ પણ એક કળા છે; અને સુંદર રીતે ઘોડે બેસવાની કળામાં કુશળ થવું, એ જેટલું પુરુષને તેટલું જ સ્ત્રીઓને શોભાપ્રદ છે, એવી મારી માન્યતા છે. અનેક પ્રકારના વિનોદવિલાસની સરખામણી કરતાં, ઘોડે બેસવાના વિનોદ વિહારમાં જો કોઈ પણ આવી શકે એમ હોય તો તે **ફક્ત તરવાની** કળા છે. પશ્ચિમનો પ્રદેશ કે જે સુન્દરી-સ્થલી તરીકે પ્રખ્યાત છે, ત્યાં મારા પિતાજી સાથે ચાર વર્ષ ઉપર હું યાત્રા કરવા ગઈ હતી. ત્યારે ત્યાં મેં માનવ અપ્સરાઓની એવી તો ભવ્ય લીલા જોઈ હતી, કે કઈં કહેવાની વાત જ

નહિ! માત્ર અર્ધાં શરીર ઢાંકેલાં ને અર્ધાં ઉઘાડાં, અંબોડા છૂટા, કાળા ભમર જેવા વાળની લટો ગોરા ગોરા અંગ ઉપર વિખરાયલી ને પથરાયલી! એવી રીતે એક મસમહોટાં તળાવમાં તે સર્વે નહાતાં હતાં, પાણી ઉછાળતાં હતાં, તરતાં હતાં, સરત મારતાં હતાં, અને હસતાં હતાંઃ—તે વખતનો શો સુંદર દેખાવ! તે દિવસથી ને તે જ ઘડીથી તે કળા શીખવાની મને હોંસ થયેલી તે મનની મનમાં જ રહી–વહી–ગઇ.

હૃદયેશ્વર! મારા અન્તરના આરામ! માત્ર આ બે કલાઓ મને શીખવાડો! અને પ્રભુ! પછી આપણું સુખ સંપૂર્ણતાની સીમાએ પહોચશે. કારણ પછીથી તો—

ગીતિ.

**સ્નેહપૂરમાં તરશું, ફરશું બંને બેલડીએ વળગીઃ**
**જલ, સ્થલ ને નભતલમાં,**
**વ્હાલા! હું નહિ થઇશ કદિ અળગી!**

એ રીતે જલમાં તેમ જ સ્થલ ઉપર, અને ઘોડે બેસીશું ત્યારે નભતલમાં, સાથે ને સાથે, વિચરી, વિહરી, આપણા આત્માનો અભેદ સિદ્ધ કરીશું.

પશ્ચિમપ્રદેશની સુન્દરી તરવાની કળામાં જેવી પ્રવીણ છે, તેવી જ રીતે ઘોડે બેસવાની કળામાં પણ કુશળ હોય તો તો આશ્ચર્ય જ. હું ધારૂં છું કે બીજી કળા પણ તેઓ જાણે છે. ઘણા વિષયોમાં તેઓ આપણાથી આગળ વધેલાં છે.

## પત્ર ૩૫.

કેવા ગજબના સમાચાર! અને શું વિજળીવેગે દેશને એક છેડેથી બીજે છેડે પ્રસરી રહ્યા! ખરેખર, આ સંસાર ભેદથી ભરપૂર છે. માયાની ગતિ ગહન છે. પાકાં પાન થઈ ગયેલાં ને હાડનાં નબળાં પડેલાં એવાં ઘરડાં ઘરડાંની જીવનદોરી લંબાય, ને પૂર જોબનના બહારમાં ખીલતાં, ને ચાલથી ધરતી ધ્રુજાવતાં જોરાવર જુવાનીઆં સ્વર્ગે સીધાવે! પૈસો અને જાહોજલાલીનું આયુષ્ય ટુંકું, અને તંગી તથા દુઃખી જીવનને અમરપટો! એનો અર્થ શો? ખરેખર આ આપણું પાર્થિવ જીવન તે બીજું કંઈ જ નથી પણ દિવ્ય જીવન માટેનું કવોરન્ટાઇન—સંશુદ્ધિ-શાલા—છે; અને આપણે ખરેખરાં પહેલા નંબરનાં મૂર્ખાં છીએ, કે આ પાર્થિવ ઢીંગલાઢીંગલીમાં આપણે મોજમજા માણીએ છીએ. ખાલી સ્વપ્નમાં આપણે બ્રહ્માનંદ માણીએ છીએ, અને મરણ જાણે દુશ્મન હોયની તેમ તેનાથી ડરીએ છીએ—મરણ કે જે આથી પણ વધારે સારા, વધારે ઉન્નત અને વધારે સુખી જીવનમાં પ્રવેશ કરવાનો પરવાનો આપણને મેળવી આપે છે; અને હોવું જોઇએ પણ તેમ જ, મરણ એ ઉત્સવરૂપ માનવા જેવું ન હોય તો શામાટે, આપણા જીવનનો આરંભ, જન્મતાં વાંત જ ઉંવા ઉંવા રડીને કરીએ છીએ?! અને તે જ જીવનનો અન્ત શાંતિ અને મૌનમાં આવે છે, તેનું શું કારણ હશે વારૂ? હું તો એમ જ માનું છું કે—

**"દે છે મરણ વહેલું પ્રભુ, અતિ માનીતાં નિજ પાત્રને."**

કેટલાક એમ માને છે કે, મરણ એક એવી શાશ્વતી નિદ્રા છે, કે તેમાંથી કદી ઉઠવા વારો જ આવતો નથી—એ પ્રકારની કલ્પના પળવાર પણ મારા મગજમાં સ્ફુરી શકતી નથી. અહા હા હા હા! કેટલું બધું સત્ય છે આ પંક્તિઓમાં:—

**"આ ઉંચ ને આ નીચ એ સહુ ભેદ છે આ જગતના !**
**ત્યાંથી પ્રભુદરબારમાં એ ભેદ સર્વ ટળી જતા !**
**કાં ચક્રવર્તી રાજા ! કે કાં રંક નિર્ધન વેઠીઓ !**
**પણ સમય આવ્યે દંડ યમનો ભેદ ના ગણકારતો !**
**પૈસો પ્રતિષ્ઠા પદ્ની આદિ કામ લેશ ન આવતાં !**
**મુવા પછી સૌ એક સરખાં ભસ્મમાંહિ ભળી જતાં !"**

કેટલું બધું ખરૂં ! ગઇ કાલ જે રાજા હતો તે આજે તો સાધારણ માટી જેવી માટી ! શનિવારની રાત્રે આકાશમાંથી પેલો તારો ખર્યો તે, અરેરે; જેને જોવા માટે આંખ છે તેમને મન જગત આ સંસાર—એ તો ચમત્કારિક સંકેતોનું એક પુસ્તક જ છે હોં.

ક્યા દુષ્ટે મારા કાનમાં કહ્યું, કે પેલા મોટે ખાંચરેના મહાપુરુષ તો પ્રેમના પરાક્રમમાં--અપવિત્ર પરાક્રમમાં—મરણશરણ થયા. સત્ય વાત ઉપર ઢાંકપીછેડો કરી તેના ઉપર પૉલીશ લગાવી જુદી જ વાત વણી કાઢનાર દુનીયાં પણ કેટલી જુઠ્ઠી, કેટલી લબાડ ! એ વિચારથી શોક થાય છે ને તેમાંથી દયા ઉભરાય છે. બલવાનુમાં પણ બલિષ્ઠ એવા રાજા, રાજકુમારો ને મહારાજાઓ ઉપર પણ શું કામદેવની આટલીબધી સત્તા ચાલે છે ?

અરે ! પણ આ તો બધી મારી કલ્પનાશકિતની જ સૃષ્ટિ છે. જે કલ્પનાએ દુર્બીનવાળા હેવાનને ખાઇમાં ગબડાવી પાડ્યો હતો, તે કલ્પનાની જ આ પણ બહેન ! એ કલ્પનાદેવીને હવે જરા વિશ્રાંતિ આપવાની જરૂર છે. કારણ આવતી કાલે દોલા-ઉત્સવમાં ઘણી સખીઓને આપણા બાગમાં મેં આમન્ત્રી છે, તેમની સાથે વિલાસ કરવાની સારી તક હાથ આવશે એ કલ્પનાશકિતને.

# પત્ર ૩૬.

અહા હા હા હા ! વ્હાલા ! આજ કેટલા આનન્દની વાત છે, કે આપને પત્ર લખવા જેવો પ્રસંગ પ્રાપ્ત થયો છે ! કારણ ગઈ કાલના ઉત્સવમાં ઋતુએ રંગમાં ભંગ કરી અમોને નિરાશ કર્યાં નહિ. બાકી હવા તો એવી બદલાઇ ગઇ હતી, કે તેમ થવાનો મને બહુ જ ભય હતો; અને આખા વર્ષમાં આવો ઉત્સવ ઉજવવાને એક જ દિવસ મળે; તે દિવસે રંગમાં ભંગ થાય નહિ એટલા સારૂ મારા ગ્રહોની મેં કેટકેટલીયે સ્તુતિ અને પ્રાર્થના કરી હતી. મારી પ્રાર્થનાઓ સ્વીકારવા માટે પરમાત્માનો ને મારા પ્રારબ્ધનો મ્હોટો ઉપકાર છે મારા ઉપર.

આપણા નાના બાગમાં બે હિંચકા હતા; એક તો પેલાં બે આંબાના ઝાડ ઉપર બનાવ્યો હતો; અને બીજો તેમની બરોબર સામે આવેલા પેલા મ્હોટા ફણસના ઝાડ ઉપર બેવડીઓ હીંચકો બાંધ્યો હતો. વ્યવસ્થા એવી તો સુન્દર અને બંધબેસતી હતી, કે અમો સામાસામી હીંચકા ખાઈ શકતાં હતાં, અને તેને લીધે ટોળ ઠઠ્ઠા ને મશ્કરી કરી મઝા ઉડાવવામાં અમને પૂર છૂટ મળી હતી.

લગભગ વીસ જણી તો મારી સમોવડી હતી; અને ચાર વર્ષ ઉપરની દરેક ઉમરનાં લગભગ દસ જણ હતાં. કોઈ પણ પુરુષ પથારીમાંથી ઉઠે, અથવા મંદ ભગવાન્ સૂર્યનારાયણ પોતાના પ્રકાશનું પ્રથમ કિરણ પૃથ્વી ઉપર પ્રસારે તે પહેલાં, એટલે છ વાગ્યા પહેલાં, તો સર્વ કોઇ આવી ગયાં હતાં. પક્ષીઓ ચીં ચીં કરતાં હતાં, અને મન્દ પવનની લહરી પુષ્પોનો સુગન્ધી પમરાટ ફેલાવીને અમારી સરભરા કરતી

હતી તે વખતે, જેમ જેમ ખૈરાં આવતાં જતાં હતાં, તેમ તેમ મંગળ ગીતો ગાઇ ગાઇને અમે તેમને વધાવી લેતાં હતાં.

હીંચકા એ મીનીટ પણ ખાલી પડ્યા નહિ; એટલું છતાં પણ અમારામાંથી કોઈનું મન હીંચકા ખાઇને ધરાયું જ નહિ. જ્યારે ક્રોધથી રાતાચોળ બની ગયેલા સૂર્યનારાયણની સ્વારી આવી પહોચી, અને અમો—અબળા—સામે પોતાનું સર્વ બળ અજમાવવાની ધમકી બતાવી, ત્યારે આઠ વાગે અમે વીખરાયાં. વળી સહુ કોઇને પોતપોતાને ઘેર કામ કરવું બાકી હતું અને વૃદ્ધ વર્ગને બડબડવા દેવાનો પ્રસંગ આપવો, એ કોઈ પણ રીતે શાણપણ નહિ, તેથી કામકાજથી પરવારી બપોર પછી આથી પણ વધારે ગમત કરવા માટે મળવાનો ઠરાવ કરી સર્વે હોંસભેર છૂટાં પડ્યાં.

ખરેખર, બપોરપછીનો વખત પણ ધાર્યા પ્રમાણે જ આનંદ—વિલાસમાં ગયો. સૂર્યને પણ અમોએ બીજી બાજુએ હાંકી કહાડ્યો, અને તેને બીચારાને, છૂટાં છવાયાં વાદળાંમાં ઢંકાતે છુપાતે પોતાનો રસ્તો માપવો પડ્યો! અહો હો હો—અમે શી મઝા કરી! કઈ હીંચકા ખાધા! કઈ હીંચકા ખાધા! ગાતાં જઇએ, હસતાં જઈએ, મ્હોટા ધાંટા પાડીપાડીને ઠઠ્ઠામશ્કરી કરતાં જઇએ; એકએકના ઉપર સામસામી ફૂલ કે ફળ જે હાથમાં આવે તે ફેંકતાં જઇએ; અને ઘડીકમાં ઊભે ઊભે તો ઘડીકમાં બેઠે બેઠે, એમ જેટલી સૂઝી ને બની શકી તેટલી જૂદી જૂદી રીતે, એક એકની જોડે સરત બકતાં બકતાં હીંચકા ખાતાં જઈએ. અરે! અમે તો એટલુંબધું ને એવું એવું કર્યું, કે તે સર્વ જો તમારી જાણમાં આવે, તો અમારા વિષેનો તમારો વિચાર બદલાઈ જાય. જેવાં સાદાં, શરમાળ ને નિર્દોષ

અમે છીએ, ને તમે જેવાં અમને ધારો છો, તેના કરતાં કંઇક જૂદો જ તમારો અભિપ્રાય થાય !

**ભારતીએ** પણ પોતાની હાજરી આપી હતી, તેથી મને બહુ જ આનન્દ થયો. મૂળથી જ તેના ઉપર મને વ્હાલ આવે છે, ને આ છેલ્લો દુર્ભાગ્યનો પ્રસંગ તેના ઉપર ગુજર્યો છે, ત્યારપછી તો તે વધારે વ્હાલી લાગે છે. પણ શું તે દુર્ભાગ્ય કહેવાય ?! નારે ના. સદ્ભાગ્ય એનું કે તે બીચારી એક નાલાયક ચંડાળના અતિદુષ્ટ બન્ધનમાંથી છૂટી, અને દુર્ભાગ્ય તો તે અભાગીયાનાં કે આવી પૂજવાલાયક લક્ષ્મી જેવી વહુ તેણે હાથેકરીને ગુમાવી. **ભારતીએ** લૂગડાં બહુ જ સાદાં પહેર્યાં હતાં ને તેની ઢબછબ પણ બહુ જ નમ્ર હતી, છતાં પણ તેવા સાદા ને સરળ વેશમાં પણ તેનું રૂપ ઢાંકયું રહેતું નહોતું; ને તેને લીધે તેને મળેલી સ્વતન્ત્રતા સંબંધી તેને અભિનંદન આપવાનું સહુ કોઈને સહસા મન થઈ આવતું હતું. અરેરે ! સુન્દર **ભારતી** ! હું સારી પેઠે જાણું છું, કે તારૂં પાણિગ્રહણ કરવા નહિ નહિ તોયે અર્ધો ડઝન વકીલો ને તેટલા જ પૈસાદાર શેઠીઆઓ બહાર પડે એવા છે. પણ વાંધો એટલો જ છે, કે આપણે **અબળા** જાત પડ્યાં—તે **આપણાથી તો બીજીવાર પરણાય જ નહિ;** ને ભાયડાઓને તો પરણવાની છૂટ—તે પણ એકવાર નહિ, બે વાર નહિ પણ સત્તરસો વાર !

વહાલા ! દુઃખનાં વાદળ તુટી પડે, એ તો સાંભળ્યું છેઃ પરન્તુ સુખના મેઘ સામટા વર્ષ્યા જાણ્યા છે ખરા ? મારે તો ગઈકાલે એવું જ થયું. આખો દિવસ આનન્દમાં ગયો તે બદલ મનમાં પરમેશ્વરનો પાડ માનતી હતી ને **ભારતી** બહેનના સાંનિધ્યથી ખુશી થતી હતી તેટલામાં તો અજી જે કંઈ

અધુરૂં રહ્યું હોય, તે પૂરૂં કરવા સાક્ષાત સુખની મૂર્તિ અથવા લક્ષ્મીએ મારી આગળ આવીને દર્શન દીધાં. જાણે નરી નાગરી નાતની નારી. એક નાની નાજુક ચોળી ને લાંબુ ચીરઃ તેમાં વળી શું સુન્દર રીતે તેનો પાલવ ખભા ઉપર વાળેલો! શી સુન્દર તેની ચોળી ને તે પાછી નહિ બહુ નહાની, કે નહિ બહુ મ્હોટી, નહિ લથડપથડ કે નહિ અતિશય તંગ, પણ બરોબર બંધબેસ્તી—એવી તો બંધબેસ્તી કે ચોળી અંગને શોભાવે છે, કે અંગ ચોળીની શોભા વધારે છે, એ કળી શકાતું નહોતું. ચોળીનો રંગ ઘેરો જાંબુડો હતો. તેના ઉપર સુન્દર ઝાલર લટકી રહી હતી. સાડી ખુલ્લા આસમાની રંગની હતી ને તેને પણ સોનેરી કોર હતી. વ્હાલા! એ કોણ હશે? મેં હીંચકો બન્ધ રાખ્યો, છતાં મને મારી આંખ ઉપર વિશ્વાસ આવ્યો નહિ. ઘડીભર મને એમ થયું, કે આ તે શાણું કે સાચું!! મારી રગેરગમાં હર્ષ વ્યાપી રહ્યો ને રોમેરોમ ઊભાં થઇ ગયાં; હું એકદમ કૂદી, દોડી, અથવા ઉડી, કહો તો પણ ચાલે. મારી સૈયરને બાઝાં પડી ને તેને એવી તો છાતી સરસી ચાંપી કે ન પૂછો વાત. એણે પણ તેટલા જ જોરથી મને દબાવી પોતાના વ્હાલનો ઉભરો કહાડ્યો ને વધારામાં એક ચુંબન કર્યું. તેની વ્હાલસોઈ મસ્તીનું આ મંગળાચરણ અથવા પ્રથમ પગથીયું મંડાયું. કારણ એ ક્રિયાને પાપ ગણે એવાં ઘણાં હાજર હતાં. પછી મેં શું કર્યું હશે! મેં પણ સામું ચુંબન લઈ સાટું વાળ્યું. કારણ લાલચમાં હું પણ લપટાઈ, ને આ પ્રસંગ કઇં પહેલી વારનો નહોતો, કે આવેલો લાગ જવા દઉં. મારી પ્રાણપ્રિય સખી કુમારી મધુરી ( મિસ લવલી ) સિવાય એ બીજું કોણ હોઈ શકે? રંગીલી, ચોખ્ખા હૃદયની, સ્નેહાળ, ને સુન્દરતાનો નમુનો. ગિરિવરની ( 'હીલ્સ' ) યાત્રાએ જઇ

આવી તે, તે જ સવારે પાછી ફરી હતી, અને એક બે દિવસમાં તો તે પાછી તેના બાપ સાથે ઉપડી જવાની હતી. મને મળ્યા-વગર એને પળભર પણ ચાલે નહિ, અને આજે તો અમારો મ્હોટો દિવસ હિંદોળાના ઉત્સવનો હતો તે વાત તેની જાણુ બહાર નહોતી. હિંદુ સ્ત્રીનો પોશાક પહેરે અને અમને આગ-મચથી ખબર આપ્યા વગર આવે તો તેને મન 'એક પન્થ ને બે કાજ' જેવું થાય. એક તો એનો મદભર મનસ્વી ફાંટો સંતોષાય, ને બીજું એમ અચિંત્યાં અણધાર્યાં દર્શન દઈને અમને આનન્દાશ્ચર્યના સાગરમાં ડુબાડવાનો પ્રસંગ એને પ્રાપ્ત થાય. બન્યું પણ તેમ જ. અમારા આનન્દમાં ભાગ પડાવવા જાણે સ્વર્ગમાંથી સાક્ષાત મહામાયા દેવી જ નીચે ઉતરી આવ્યાં હોયની. તે લુચ્ચી એવી તો ધીમે પગલે ચોરની માફક લપાતી છુપાતી આવી કે અમારામાંથી કોઇને તે સંબંધી સણસારોય ન થયો. તેમ તે નાગરાણી નથી એમ પણ કોઇને સંશય થયો નહિ—માત્ર **ભા**રતી સિવાય. **ભા**રતીની ચકોર દૃષ્ટિએ, નાગ-રનો ધારણ કરેલો વેશ પકડી કહાડ્યો. તે વેશમાં તે એવી તો શોભી રહી હતી! શું તેનું સુન્દર બ્રાહ્મણ સ્વરૂપ! કેટલું બધું ભભકભરેલું! શું તેનાં ઘાટીલાં અંગ! સર્વ રીતે સુન્દર. તેને આપણી નાતમાં લેવા માટે હું મારો બોલ આપવા અથવા જમાની આપવા ચૂકું નહિ, ને જીવતાં સુધી તેને મારી સાથે રાખું.

પરસ્પર અમૃતપાનની દિવ્ય આનન્દ-નિદ્રામાંથી અમે જાગ્યાં ત્યારે શું જોયું? સર્વે સ્ત્રીઓ અમારી આસપાસ વિંટળાઈ વળી હતી, અને તેમના શબ્દોમાં કહીયે તો, "ગન્ધર્વ નગરની અપ્સરાઓના માનમાં ગરબો ગાવાનું આરંભાયું." એ કાર-સ્તાન પેલી ચતુર **ભા**રતીનાં હતાં; પણ મારી સહીયરે તરત

જ ચોખ્ખું ચટ્ટ જણાવી દીધું, કે 'દોલા–ઉત્સવની મઝા માણવા ને જોવા હું આવી છું, તેથી તે જ ચાલવા ધો નહિ તો હું ચાલી જઇશ,' તેથી પાછા હીંચકા ચાલ્યા. મેં ઘણુંય બહાનાં કહાડ્યાં પણ મધુરીએ તે પત કર્યાં નહિ ને મને વચલા હીંચકામાં ધકકેલી બેસાડી ને પોતે હીંચકા નાંખવા માંડ્યા. અહો હો ! પણ તે કેટલા જોરથી હીંચકા નાંખતી હતી-જાણે વેર લેતી હોય તેમ. લુચ્ચીએ તો હદ જ કરી. જોરથી હીંચકા નાંખતી ગઇ ને ઉમળકાભેર મુબારકબાદી આપવા મંડી કે 'વાહ! વાહ! કમળાબહેન ! શું સુન્દર દેખાઓ છો ! કમળાબહેન જાતે હિંદુ ને વેશે વીલાયતી, જુવો તો ખરાં ! એની સાડીનો પાછળનો છેડો કેવો હવામાં ઉડી રહ્યો છે !' 'વિલાયતી વેશમાં' એવું કહેવાનું કારણ એટલું જ કે મારી સાડીનો છૂટો છેડો તેણે ખેંચી કહાડીને લબડતો રહેવા દીધો હતો, તે અદ્ધર હવામાં ફરફર ઉડતો હતો, ત્યારે મડમો પોતાના પોશાકમાં પાછળ જે ઉપસેલો કલ્લો રાખે છે તેનો 'ટ્રેનનો' ભાસ આપતો હતો. વળી હીંચકો બહુ જ વેગમાં ચાલતો હોવાથી મારાથી તે છેડો સરખો કરી શકાયો નહિ એટલે એ એના ટીખળમાં પૂરેપૂરી ફાવી. બધાને આ ટીખળથી બહુ જ રમુજ પડી ને હસવા લાગ્યાં, તે જોઇ મારાથી પણ હસી પડાયું. ત્યાર પછી દસેક મિનિટ હીંચકા ખાવાનું કામ બન્ધ પડયું ને ગઇ ગુજરેલીની વાતો ને વિચાર કરતાં કરતાં સહુ કોઈએ ખડખડાટ પેટ દુઃખે તેમ હસવા માંડયું. મારી સખીએ જે અટકચાળું આરંભ્યું તેની નકલ નાની નાની છોકરીઓએ પોતપોતાનામાં કરવા માંડી–જો કે તે પ્રયત્નમાં તેઓ ફાવ્યાં નહિ.

એક વખતે મારે ને કુમારી મધુરીને–હું હવે મિસ લવલીને એ જ નામથી સંબોધીશ—ચર્ચા થઈ હતી તેમાં ચર્ચાનો વિષય

હિંદુ અને ઈંગ્રેજી પહેરવેશની સરખામણીનો હતો. મધુરીને સામો પક્ષ લેવામાં બહુ જ રસ પડે છે, તેથી તેના સ્વભાવ પ્રમાણે કેવળ સામાં થવાની ખાતર જ તેણે શરૂઆતમાં તો વિરુદ્ધ પક્ષ લીધો; પરન્તુ પછી તરત જ ગંભીર થઈ બોલી કે,–' તમારો હિંદુસ્ત્રીઓનો પોષાક, બહુ જ સાદો, છૂટો અને સગવડભર્યો છે; એટલું જ નહિ પણ તેના પથરાયલા છેડાને લીધે તથા પાલવની અન્દર પડતા વળને લીધે તે સુન્દર ને શોભીતો પણ દેખાય છે. અમોને–ઈંગ્રેજી મડમોને પણ તે બહુ પસન્દ પડે છે ને કોઈ કોઈવાર તો અમને તે બાબતમાં તમારી અદેખાઇ પણ આવે છે. પરન્તુ શો ઉપાય ?" જગતમાં બધેય ચાલે છે તેમ એઓ જો કે સુધરેલી પ્રજામાં ખપે છે, છતાં ઘણી બાબતમાં રૂઢિનાં દાસ છે, તેથી તેમના કીમતી છતાં ઝભ્ભાને મળતા આવતા અગવડ ભરેલા ચણીઆ વિગેરેનો બનેલો અટપટો પોશાક તેઓને ઇચ્છા–અનિચ્છાએ પહેરવો પડે છે–કે જે પોશાક દરરોજની નવી નવી બદલાતી ફેશન પ્રમાણે હમેશાં બદલવો પડે છે ને તેવા પોશાક કરતાં તેમાં ખર્ચી નાંખેલા પૈસા હજારો ભાયડાઓને પાયમાલ બનાવી દે છે. તેવી જ રીતે તેમના માથા ઉપરની પીંછાં–પાંતરાં ને ફૂલના શણગારવાળી ટોપીઓને પણ તેઓ દેશવટો દઈ શકતાં નથી. મારી સહીયરે વળી વધારામાં એ કહ્યું, કે " અમારામાંની કેટલીએક, હિંદુ પદ્ધતિનો પોશાક સ્હેજસાજ ફેરફાર કરીને ધારણ કરે છે, પણ જો મારો મત માગતાં હો તો મને તો એવો ભેળભેળાવાળો ખીચડીયો પહેરવેશ ન ગમે. હું તો શુદ્ધ હિંદુ પોશાક જ પસંદ કરૂં ને ઘણીય વાર મને તેવો પોશાક અજમાવીને જોવા ઉર્મી થયેલી, પણ શું કરીએ બહેન ! સંસારમાં રહેવું એટલે નાતજાતના કહો કે સમાજના કહો–પણ જેમાં

રહેવું તેના રીતરિવાજને પણ માન આપવું જોઇએ. ઘણીય રૂઢિયો ને રીતરિવાજો આપણને બીલકુલ પસંદ પડતાં નથી છતાં સમાજમાં રહેવા ખાતર તે પાળ્યાવગર છૂટકો થતો નથી. તેવું આમાંય પણ કરવું પડે છે બહેન ! " એમ તે બોલી.

ઈશ્વરને કરવું તે ગઇકાલે—અમારા દોલામહોત્સવને દિવસે જ મધુરીએ હિંદુ સમાજમાં દીક્ષા લેવાનું મંગલ મુહૂર્ત માંડ્યું. જ્યારે આટલું કર્યું, ત્યારે હીંચવાના આનન્દમાં પણ શું ભાગ લેવો ન જોઈએ ! વચલા હીંદોળે હીંચવાનો મેં તેને આગ્રહ કર્યો. શરૂઆતમાં તો તેણે 'ના બહેન ! તમારૂં આટલું હેત છે તે હીંચ્યા બરોબર જ છે; કંઇ નહિં. એમાં તે શું વધારે હતું ?' વિગેરે કહી સહેજ આનાકાની કરી પણ છેવટે મારા આગ્રહને તેણે માન આપ્યું, પણ સરત એટલી કરી, કે મારે પણ તેની સાથે હીંચકે હીંચવું. તે લુચ્ચીએ પોતાના સોનાના કંદોરા નીચે લૂગડું તો ક્યારનુંય સંકોરી રાખ્યું હતું, એ ઉપર નજર ગઈ કે તરત જ મારા મગજમાં સ્ફુર્યું કે હીંચવા માટેની સર્વ પ્રકારની તૈયારી કરીને જ મધુરી આવી છે ને તે દિવસને માટે હિંદુ પોશાક પહેરવાની પસંદગી તેણે કરી તે સકારણ જ છે. લાગલી જ મારી શોધની વાત મેં તેને મોંઢામોંઢ કહી એટલે તેના પ્રવાળ સરખા હોઠ ઉપર મધુરૂં સ્મિત છવાઈ રહ્યું. મારો વાંસો થાબડતે થાબડતે તે મને મ્હોટા હીંચકા તરફ ઘસડી ગઈ. તે હીંચકામાં મને બલાત્કારે બેસાડી ને પોતે મારે ડાબે હાથ બેઠી. ધીમા ધીમા ને હલકા હીંચકા નાંખવાનું તેણે ભારતીને કહ્યું. ભારતી પણ અજાણી કે અણઘડ નહોતી; એટલે સગી મા જેમ પોતાના એકના એક બાળકને વ્હાલથી હીંદોળે તેવી મન્દ મન્દ રીતે તેણે હીંચકા નાંખવા માંડ્યા. એ સહીયરોના પ્રેમી યુગલના વિલક્ષણ દેખાવે એવું તો આકર્ષણ

ને વશીકરણ પ્રસાર્યું, કે બીજા બધાંએ હીંચકા ખાવા માંડી વાળ્યા. વ્હાલા! તે ક્ષણનો સ્વર્ગીય આનન્દ હું શી રીતે શબ્દમાં વર્ણી શકું? મારી વ્હાલી સહી ધીમે ધીમે મારી છેક અડોઅડ આવી બેઠી. ઘડીમાં તે તેના નાજુક હાથ મારી કેડની આસપાસ વીંટાળતી, તો ઘડીમાં મારે ખભે મૂકતી, ઘડીકમાં મારી હડપચી ઝાલતી, તો ઘડીમાં મારા ગાલ પંપાળતી, 'મારી પ્રાણથી પણ પ્યારી સખા' એવા એવા પ્રેમવેલા મધુરા મધુરા શબ્દો બોલી બોલી મને ચુંબન કરતી, કંઇ કંઇ અડપલાં કરતી, ને મારા કાનમાં મધુરૂં મધુરૂં લવીને ટોળ પણ કરતી હતી. પરિણામ એ આવતું, કે તેની આવી મસ્તીથી મને ખડખડીને હસવું આવતું હતું, તેને લીધે તે પણ હસતી ને તે હસવાનો ચેપી પવન એવો તો ઉડતો, કે આસપાસનાં બધાંય પેટ પકડીને હસતાં!

'મારા ઉપર દયા લાવીને તો હીંચકા બંધ રાખ બહેન! મારી ખાતર નહિ તો ઇશ્વરની ખાતર પણ હવે તું ઘડીક જંપું તો ઠીક' એવું એવું ઘણું ઘણું કહીને મેં **ભારતી**ને વિનવીઃ છતાં ભારતી એકની બે થઈ નહિ ને અમને હીંચકા નાંખવાનું તેણે ચાલુ જ રાખ્યું, પરન્તું સુખની પાછળ દુઃખ તરત જ ડોકીયાં કરતું હોય છે, તેમ તરત જ મારા કલ્પનાશીલ મગજમાં ઝબકારો થયો. મને વિચાર થયો કે મારી **સહીયરની** જગ્યાએ **આપ** વિરાજેલા હો તો!! પણ એ દિન ક્યાંથી?! એ મનોભંગને લીધે મારૂં હસવું હવામાં ઉડી ગયું ને નિરાશા આવીને બેઠી. અરેરે! શો આનન્દનો ઉલ્લાસ! ને ત્યાર પછી શી નિરાશાની અગાધતા! એનો સ્હેજ વિચાર પણ મને કચરી નાંખે છે ને એક અક્ષર પણ વધારે લખવાની આય અત્યારે આ દાસીમાં નથી.

## પત્ર ૩૭.

ગઈ કાલે બપોરે ટપાલમાં પત્ર રવાના કર્યો ને તરત જ રંગીના સ્વરે મને ચમકાવી.

'શું! આખો દહાડો એનું એ! જ્યારે જોઈએ ત્યારે વિચારમાં ને વિચારમાં! ખડીઓ કલમ ને કાગળ પણ પાસેનાં પાસે!' રંગીએ કહ્યું:—'કમળાબહેન! વળી આંખ્યો મીંચીને કયી કલ્પનાના તાર વણવા માંડ્યા છે જે?'

'હેં!' મેં વિચારનિદ્રામાંથી જાગીને જવાબ આપ્યો: 'એક લાંબો કાગળ હમણાં જ લખી રહીને ટપાલમાં રવાના કર્યો, ત્યાં તું આવી પહોચી.'

'ઓ મારા બાપ!' મારી સહીએ કહ્યું, 'તમે તો મ્હોટાં સાક્ષર જણાઓ છો. નિત્ય આટલા આટલા લાંબા કાગળો ને તે પણ સંસ્કારી લખી શકો છો તમે. મને એમ થાય છે, કે તમારા પતિ એ સર્વે પત્રોનો સંગ્રહ કરી એક પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરે ને તેનાં અંગ્રેજી તેમ જ બીજી ભાષાઓમાં ભાષાંતર કરાવે તો જગતને બહુ લાભ થાય.'

'અને ન કરે નારાયણ ને તેમ બન્યું તો બહેન રંગી! તે માનમાં તને કાંઈ નાનોસૂનો ભાગ નહિ મળે.' મેં કહ્યું.

'વાહ રે મારાં ડાહ્યાં બહેન! ત્યારે શું જે ગાંડુંઘેલું આપણે બકતાં હતાં તે બધુંય તમે તમારા પતિને લખી બેઠાં છો કે?' તેણે ઉદ્‌ગાર કહાડયો:—'આજે તો હું જીભને તાળું જ મારીને બેસવાની છું. વળી મારાથી બહુ વાર ખોટી થવાય એમ નથી. હું તો બહેન! જતે જતે મળવા આવી છું.'

'તું કયારે જવાની છું ?' મેં પૂછ્યું; અને પાછળથી ધીમે રહીને ઉમેર્યું, કે 'રંગી! મને પણ એમ થાય છે, કે હું તારો સંગાથ કરૂં. બળ્યું! અહિયાં તો મને એવું લાગે છે કે '—

'જા જા!' હું વાકય પૂરૂં કરૂં તે પહેલાં વચમાં જ રંગી બોલી ઉઠી:—'પરોઢીયું થતાં સૂર્ય ઉગશે કે તરત જ તને સારૂં થઇ જશે. હું કાલે સાંજે જવાની છું બહેન! અને યાત્રામાં તીર્થનાં દર્શન કરીને તથા નદીમાં સ્નાન કરીને પવિત્ર થઇશું ને જો જીવતાં હોઇશુ, તો વળી છ મહિને આવીને મળીશું.'

'એટલે કે જો હું જીવતી હઇશ તો' મેં ઉમેર્યું. પછી મારી પેટીમાંથી એક વીંટી કહાડીને મેં મારી સહીપણીની આંગળીએ પહેરાવીને કહ્યું:—'પ્રિય રંગી! આ આટલું મારૂં સંભારણું સાચવી રાખજે; દેવ-દર્શન તથા સ્નાન કરતી વખતે આ ગરીબ સહીયરને સંભારજે બહેન! જોજે વિસરી જતી; અને વધારામાં બની શકે તો તે તે યાત્રાસ્થાનોમાંથી મેળવેલી પવિત્રતા ને સદ્-ગુણના પ્રકાશનું કિરણ આ તરફ પ્રેરતી રહેજે.'

'તારો પાડ બહેન! ખાત્રી રાખજે કે પ્રત્યેક તીર્થમાં તને ને તારાં સંબંધીને સંભારીશ, ને તમો સર્વેનું કલ્યાણ થાય, એવી તમો સર્વની વતી સ્તુતિ પણ કરીશ.'

'અને મને ભૂલીશ નહિ હોં!' અચિંત્યો અવાજ આવ્યો. 'મારે માટે પણ સ્તુતિ નહિ કરૂં રંગી?'

એક ક્ષણમાં તો કુમારી મધુરી અમારામાં ભળી. અત્યારે એણે તેનો હમેશનો પોશાક પહેર્યો હતો.

"હા, હા, જરુર" તરત જ રંગીએ જવાબ વાળ્યો. "ખચિત હું પરમેશ્વર આગળ સ્તુતિ કરીશ ને તારી વતી પણ એમ માગી લઇશ, કે તને એક બહુ જ મધુરો, પ્રેમાળ ને જુવાન વર આપે!"

"અરે ના રે ! બહેન ! જોજે એવું કંઇ કરી બેસતી." મારી હસમુખી સહીયરે કહ્યું:—'નથી જોયતા મારે એવા વર ને ફર. એમના જેવા ઠગારા ને સ્વાર્થી બગભક્તોને તો નવ ગજના નમસ્કાર ! અને તમારી નાતમાં તો તેવા જ મળે છે. હું તો જેવી છું તેવી જ સારી. કમળાબહેન કહે છે તેમ 'કુમારી મધુરી.' તમને ખબર નહિ હોય કે મેં હિંદુસમાજમાં દીક્ષા લીધી છે. અમારા—મારા ને મારી પ્રાણપ્યારી સખી કમળાના—મગજમાં એમ આવ્યું છે, કે અમારે કોઈ ઉચ્ચા સુન્દર ગિરિવર ઉપર એકાન્તમાં જઈ વસવું, સ્વચ્છ હવા અને નિર્મલ જલ ઉપર રહેવું, અને નિરન્તર પ્રભુનું ધ્યાન ધરતાં ધરતાં માગવું, કે અમને દેવદૂત બનાવે, ને આકાશગતિ આપે, જેથી અમે સ્વચ્છન્દે જ્યાં ફાવે ત્યાં હરીએફરીએ ને દુષ્ટ સંસારનાં કર્મો દૂર રહ્યાં રહ્યાં જોઈએ; એવું સુન્દર સ્થળ પસંદ કરવા સારૂં હું ગઇ હતી, તે મારી સહીપણીને ત્યાં લઇ જવા પાછી આવી છું, અને રંગોબહેન ! તમારો રૂઢિ–ધર્મ તમે સંકોચાવી શકો એમ હોય તો તમે પણ અમારી પાછળ પાછળ આવજો.'

પ્રિય મધુરીના એ રંગીલા ચિત્રથી અમને સહજ હસવું આવ્યું; પરન્તુ મારા કલ્પનાશીલ મગજને તો તે ચિત્ર સુખની પરાકાષ્ઠાના આદર્શરૂપ લાગ્યું. મને તો એમ જ ભાન થયું, કે જાણે અમે ત્રણજણ એક ઉંચામાં ઉંચા ગિરિવરના શિખરે વસીએ છીએ, અને સંસારના કોઇ પણ જાતના રંગ કે રાગથી રંગાયા વગર કેવળ પવિત્ર અને સ્વાર્થવિહીન કાર્યો સિદ્ધ કરનારા બે સજાતીય આત્માઓ વચ્ચે જે પ્રેમગ્રંથી બંધાયલી હોય છે, તેવા જ વિશુદ્ધ પ્રેમથી અનુરાગથી—અમો ત્રણે સંકળાયલાં છીએ–એકમેકમાં વણાઇ ગયેલાં છીએ. એ ચિત્ર કેવું સુન્દર ! કેવું મનોહર ! કેવું અપૂર્વ ! ને કેવું અદ્વિતીય ! પ્રિયતમ ! હું માનું છું કે બધો વિચાર કરતાં અતિ ઉચ્ચ, અતિ

પવિત્ર, અતિ ઉદાત્ત પ્રેમ, આ સંસારમાં સ્ત્રીપુરુષ વચ્ચે બંધાયલા પતિપત્ની–સંબંધમાં નથી હોતો, પરન્તુ એક સ્ત્રીને બીજી સ્ત્રીપ્રત્યે જે સ્નેહભાવ છે તે સ્નેહભાવમાં વસે છે. એ બીજા પ્રકારનો પ્રેમ જ સર્વ સ્નેહસંબંધની પરાકાષ્ઠા છે,–અરે ! તે તેથી પણ પાર ગયેલ છે, ને તેનાથી ચઢીયાતો જો કોઇ પણ પ્રેમ હોય તો તે માનવ–આત્મામાં રૂઢ ને દઢ થયેલો પરમાત્મા પ્રત્યેનો પ્રેમ–ભકિત–તે જ છે.

‘ અને મારૂં વચન છે, રંગી ! ’ મારી રમુજી સહીપણીએ પાછું ચલાવ્યું, કે ‘ જો તું અમને અનુસરીશ તો ફરીથી કોઈ પણ દિવસ તારી આગળ સ્વાદિષ્ટ ગોસ્તના સેરવાની—’

‘ ઉંહું હું હું ’–રંગી ગભરાટમાં આડું જોઈ બોલી ઉઠી.

‘ અથવા તળેલા ગોમાંસની ’—

‘ ઓ પ્રભુ ! ’ કોમળ હૃદયવાળી રંગીથી આકાશ તરફ હાથ લાંબા કરી બૂમ પડાઈ ગઈ.

‘ અથવા ગાયનું ગોસ્ત ને ડુંગળીની ચટણીની ’—

‘ દયા કર ! બહેન ! દયા ! ’ રંગી આંખે હાથ દઈ કરુણાર્દ્ર સ્વરે કરગરી પડી.

‘ અથવા તળેલી ઓઈસ્ટરની, કે માછલીની પૂરીની, કે વાછડાના માંસની પૂરણપોળીની, કે તીતરનાં ભજીયાની કે,– કશાની પણ વાત નહિ કરૂં. ’

રંગીથી ન રહેવાયું, ન સહેવાયું, તેણે ક્યારનીય પોતાના કાનમાં આંગળીઓ ખોશી રાખી હતી, તે આ વાનીઓની ટીપ હવે પૂરી થઈ, એમ માની બહાર કહાડી.

‘ તેમ બીલાડીના ટોપની રાબડીનું, અને તે તો છેલ્લી જ વાની છે બહેન ! પણ નામ નહીં દઉં. ’ મારી સહીપણી વધારે રંગમાં આવી જઈ બોલી.

ત્યાર પછી તે જે પર્વતની યાત્રા કરી આવી તેનું સુન્દર વર્ણન અમને સંભળાવીને તેણે અમને બહુ જ આનન્દ કરાવ્યો. ત્યાંના સૃષ્ટિસૌંદર્યની ભવ્યતા, લીલીછમ લીલોત્રી, ઘાડી ઘટાવાળાં ઉંચાં ને કદાવર ઝાડો, સ્થિર ચળકતું સુન્દર સરોવર, મધુરું ગાન કરતાં મન્દમન્દ વહેતાં વહેતાં રૂપાની ઘંટડી જેવો મધુર સૂર કહાડતા વહેતા સ્વચ્છ નિર્ઝરાઓ, ઘુઘુઘુઘુ ગર્જતો ને ઉચ્ચેથી પડતો પાણીનો ધોધ, સાંકડી ને આડી અવળી જતી કેડીઓ, અવ્યવસ્થિત રીતે ગોઠવાઇ ગયેલા પથરાના ઢગ, બરફની ટોપીઓ પહેરી હોય તેવાં સફેત શિખરો, માથે અધર લટકતુ વાદળનું છત્ર, મુગ્ધ બનાવી દેતી મન્દમન્દ વહેતા પવનની આછી આછી લહરીઓ, સૂર્યોદય સમયે દેખાતો રળીયામણો રતાશ–પડતો સૃષ્ટિનો દેખાવ, સૂર્યાસ્ત સમયનું કિરમજી રંગનું આકાશ, પરમાત્માની અદ્દ્ભુત વિભૂતિનું દર્શન કરાવનાર નવરંગી મેઘધનુષ્ય, કામણગારી ચંદની, અને છેલ્લામાં છેલ્લું છતાં મહત્તામાં સર્વથી ચઢી જતું હોવાથી પહેલે નંબરે મૂકવાયોગ્ય, એકાંતવાસને અનુકૂળ ગંભીર શાંતિ, કે જે શાંતિ, સ્વભાવથી સદોદિત નીચગામી, સ્વાર્થી અને પાપી મનોવૃત્તિઓને ત્યાંથી પાછી ખેંચી આણી, પરમાત્માના નન્દનવન તરફ–કે જે ત્યાંથી બહુ જ નજીક જણાય છે તે તરફ, વાળે છે. આ સર્વ અમે એકચિત્તે સાંભળ્યું અને તેમ કરતે કરતે અમને અમારા અસ્તિત્વનું એટલું તો અભાન થઈ ગયું, કે તેટલો વખત તો જાણે અમે મધુરીની સાથે તે ઉંચા ગિરિવરમાં વસતાં હોઈએ, એમ અમને લાગ્યું ! એ સ્વપ્નની એટલી તો જબર મોહિની લાગી, કે તેમાંથી જાગૃત થઈ ખરા સંસારી જીવનના ભાનવાળા થવાનું તદ્દન અકારું લાગ્યું.

પછી થોડી વાર મેં મારી વીણા છેડી. મારે તેમ કરવું જ પડયું, કારણ 'ઘણા વખતથી વીણા વગાડવાનો અભ્યાસ તુટેલો છે' એ બહાનું મધુરી આગળ ટકી શકયું નહિ. જ્યારે મારા પેલા છેલ્લા કાવ્યનો લાભ એમને હું આપી રહી, ત્યારે તેનાથી તે બંનેને બહુ જ આનન્દ થયો, એમ તેમની મુખમુદ્રા ઉપરથી જણાયું. ત્યાર પછી મારી સહીયરે છાજલી ઉપરથી ચશ્માં–પેલાં તમારાં જુનાં ચશ્માં તમે અત્રે રાખી ગયા છો તે–લીધાં, મારા નાક ઉપર મૂકયાં ને પછી મને અભિનન્દન આપવા લાગી, કે 'કમળાબહેન ! ચશ્માંવાળાં કમળાંબહેન ! હવે તમે કેવાં સાક્ષર ને વિદ્વાન્ દેખાઓ છો !' તોફાની કુમારી !

ત્યારપછી મારી સહીયરોને મેં મારા છેલ્લામાં છેલ્લા તરંગનું દર્શન કરાવ્યું. તે છબી તેમને બહુ જ પસન્દ પડી ને તેમણે કહ્યું, કે અસલની તે આબેહૂબ નકલ છે. કુમારી મધુરીએ આગ્રહ કર્યો, કે 'એ બંનેના દેખતાં તમારી છબીને મારે ચુંબન કરવું !' પરન્તુ જ્યારે તે તેના પ્રયત્નમાં ન જ ફાવી, ત્યારે તેણે ધમકી આપી કે 'તો પછી કમળા ! જો તું અમારી ઈચ્છા નહિ જ પૂરી પાડે, તો હું તારા વતી તે ક્રિયા કરીશ.' અને–મૂર્ખી !—તેણે તેમ કર્યું પણ ખરૂં ! વળી બાકી રહ્યું હોય તેમ 'તારા પતિનું સ્નેહચિહ્ન તારે માટે લેતી આવી છું' એમ કહેતે કહેતે તેણે મારા ગાલ ઉપર મુદ્રિત કર્યું.

તરત જ બંને જણાં જવા ઉઠયાં. તે બંને–જૂદી જૂદી દિશામાં–આ જ સાંજે વિદાય થશે. અરેરે !—હું અભાગિની અહિયાં ને અહિંયાં ટળી રહું, ને મારાં વ્હાલામાં વ્હાલાં સ્વજન મારાથી દૂર ને દૂર ફરતાં ફરે !—આપ, મારૂં જીવન ને મારા પ્રાણ, અને રંગી ને મધુરી, અમો અબળા જાતિને અભિમાન ધરવા યોગ્ય આભૂષણ.

## પત્ર ૩૮.

પ્રિયપતિ:—

અરેરે ! ગિરિવરના સ્વચ્છ અને ગંભીર વાતાવરણમાંથી, સંસારના પ્રવૃત્તિવાળા અને ધાંધલીયા અરણ્યમાં આવી પડતાં થતી અવગતિ ! જમણા કે ડાબા, આગળ કે પાછળ, જ્યાં જાઓ ત્યાં, ને જ્યાં જૂવો ત્યાં શ્વાસોચ્છવાસ લેવામાં શું ! ધૂળ ને રોગ જ કે બીજું કંઇ ?! તથાપિ એવા રોગથી ભરેલા વાતાવરણની મધ્યે પણ અમે પૂર્ણ આરોગ્ય ભોગવીયે છીએ એટલો દયાળુ પરમાત્મસત્તાનો પાડ. કેટલાક રોગ એવા પ્રકારના હોય છે કે તેના ભોગીજનને ( રોગીજનને ) તેથી અમુક પ્રકારનો આનંદ મળે છે, ને તે શિવાયનાંને સુખ મળે છે: વળી આવા પ્રકારનો રોગ મંદમંદ તથાપિ સ્થિર ગતિથી પૂર્ણ વેગમાં પ્રસરે છે, ને તેનો તેવો પ્રસાર થવામાં પરમાત્મસત્તા વિઘ્નકર્તા નથી નીવડતી, એ ઓછા સંતોષની વાત નથી.

પ્રિયતમ ! આજકાલ ‘ નામજ્વર ’ ને ‘ પદવીજ્વર ’ નામે પ્રખ્યાતિ પામેલા નવી જાતના રોગની વાત આપ જાણો છો ! આપ રહો છો તેવડા નાનકડા સ્થાનમાં આપને તે રોગનો કે તેના ભોગનો ભેટો કદાચિત્ નહિ થતો હોય પરન્તુ આ પાસ તો તેનો પ્રસાર આપણા પારસીભાઇયોની ભાષામાં બોલીયે તો ‘ કુદકે ને ભુસકે ’ થાય છે. તે રોગના પ્રહારો અથવા ‘ દરોરો ’ ધનવાન શેઠલોકો ઉપર પડે છે. તે લક્ષ્મીબાઈ તેમને વરવામાં કારણભૂત તેમની તનતોડ મહેનત હોય કે પ્રમાણીક ધંધો હોય કે પછી ધીકતો વેપાર હોય, અગર તેમ નહિ તો તે લક્ષ્મી છળકપટ કે વિશ્વાસઘાત કરીને, અગર અન્તઃકરણને કોરાણે

મૂકીને નાદારી લઇને કે નીચ ખુશામત કરીને મેળવેલી હોય, કે પછી લાંચ લઈ ને કે અનીતિ આચરીને, અગર બાપદાદાના વારસામાં કે નિર્વંશ પિત્રાઈઓની ઉચ્છેદીયા મીલ્કતમાંથી સાંપડી હોય, કે પછી કેવળ પ્રારબ્ધબલથી કે અચાનક સોરટી હાથ લાગવાથી લક્ષ્મીપતિ બની બેઠા હોય. કેવી રીતે શેઠીયાઓએ એ સંપત્તિ પ્રાપ્ત કરી તે અત્રે વિચારવાનું નથી, પરંતુ ગમે તે પ્રકારે પણ મેળવેલો ધનભંડાર, તેના માલિકને, આ ધૂતારી ને લાલચોથી ભરપૂર દુનીયામાં, ઘણી બાબતોમાં, સમર્થ સત્તા ને સાધન સમર્પે છે એમ જણાય છે. તેમાં પણ વધારે વિચારવાનું એ છે કે તે જ પૈસો અમુક મર્યાદા બહાર જતાં માત્ર સડેલા કચરાની જ ગરજ સારે છે, ને તેમાંથી અનેક જાતના રોગ ફાટી નીકળે છે. જેમાંના ઉપર જણાવેલા 'નામજ્વર' ને 'પદવીજ્વર' એ બે રોગ અધિક સત્કારને પાત્ર છે; કારણ તે જ્વરના ભોગ થઇ પડેલ રોગીને નીચોવી નાંખી આસપાસ એકઠા થયેલ તમાસગીરોને તેમાંથી ખટાવવા એવું તે બંને રોગનું વિલક્ષણ સ્વરૂપ છે.

આપ વર્તમાનપત્રો તો વાંચતા જ હશો ! હાલના સુધરેલા જમાનાને માટે વર્તમાનપત્ર એ વેદસમાન છે. એમાં ધર્માદા ખર્ચાતી રકમોનાં ટિપ્પણ વારંવાર આવે છે તે તો આપના ધ્યાનમાં હશે જ. આમાંની ઘણીખરી ધર્માદા રકમો, બદલામાં મ્હોટા ઇનામની કે નામની ઉમેદથી, અગર તેમ ન બની શકે તો પછી ઓછામાં ઓછું, પ્રસિદ્ધ રીતે તે રકમો સ્વીકારાય એવી આશાથી, આપવામાં આવે છે. તે હેતુ જેટલા પ્રમાણમાં ફળિભૂત થાય તેટલા પ્રમાણમાં તે એક ભયંકર ચેપી રોગની ગરજ સારે છે. તે પરિણામ ધ્યાનમાં લેતાં આપણે

સુખેથી એમ કહી શકીયે કે આજકાલની ધર્માદા પ્રવૃત્તિનો મુખ્ય હેતુ ધર્મજ્વર, નામજ્વર, પદવીજ્વર જેવા ચેપી રોગો પ્રસરાવવાનો છે, તથાપિ તેટલા ઉપરથી એમ માનવા ખાસ કારણ નથી કે જે જે સ્થળે દાનધર્મ થાય તે તે સ્થળે તે દાનધર્મ, તે રોગમાંથી જ નીપજ્યાં છે.

એમ કહેવાય છે કે આપણે તત્વતઃ ધર્મપરાયણ છીયે, દાન કરવું એ તો આપણો જાતિસ્વભાવ છે, પરન્તુ તેમાં કંઈ નવાઈ જેવું નથી. કારણ સમસ્ત જગતમાં માન પામેલા આપણા સનાતન ધર્મમાંથી આપણને શો ઉપદેશ મળે છે? **સન્તોષ સેવવાનો** ઉદાર સિદ્ધાંત, ને તેથી પણ અધિક ઉદાર એવો **લ્હાવાનો ને દેવાનો** (દાન કરવાનો) સિદ્ધાંત, એ જ તે પરમધર્મનો ઉપદેશ છે, સંદેશ છે, આદેશ છે. અનેક પ્રકારનાં દાનોથી ઉભરાઈ જતો આપણો દેશ તે બાબતની સબલ સાક્ષી પૂરે છે. લાંબી મજલથી ચાલીને થાકી ગયેલ મુસાફરને થાક ઉતારી વિશ્રાંતિ લેવા સારૂ ઠેર ઠેર બંધાયલી ધર્મશાળાઓ, કે જ્યાં ચાલીચાલીને ભૂખ્યાડાંસ થયેલા યાત્રાળુઓની કેટલી બધી સંખ્યા પોતાની ભૂખતરસ છીપાવી 'હાશ' કરી પગ વાળી બેસે છે અગર આડા થઈ આરામ લે છે. ઠામ ઠામ માર્ગમાં ખોદાવેલ કૂવાઓ અને તળાવો કે જેનાં નિર્મલ શીતલ જલનું પાન કરનાર મુસાફર, સર્વ વ્યથાનું ભાન ઘડીભર તો વિસરી જાય છે; ને તેટલો વખત તો તેને એમ જ ભાન થાય છે કે "આ તળાવમાં પાણી નથી ભરેલું, પરન્તુ સ્નેહ ને દયારૂપી સુધા જ તેમાંથી ઉભરાઇ જાય છે;" તેમ જ નાનાંમહોટાં દેવસ્થાનો ને તીર્થસ્થાનો કે જ્યાં માનવમાત્ર, પરમાત્માના પ્રત્યક્ષ પ્રતીકના દર્શનથી પાવન થઈ તેના ચરણમાં પ્રણામ કરી ભકિત,

રસમાં મગ્ન થાય છે; એ બધું ખરૂં, પરન્તુ, આ તીર્થસ્નાનોમાંનાં ઘણાંખરાં—અથવા પ્રાચીન તીર્થસ્નાનોમાંનાં તો ઘણાં જ—પરદુ:ખભંજન મહાત્માઓને લીધે અસ્તિત્વમાં આવ્યાં તે પરોપકારી ધર્મ-વીર ને દાન-વીરોનાં નામ તે તે સ્થલોમાં શોધ્યાં જડતાં નથી એનું શું કારણ વારૂ? કોઈ પણ જાતના શિલા-લેખો કે સ્મરણસ્તંભો તેવાં પ્રાચીન સ્થલોમાં કેમ જણાતા નથી કે જેમાંથી કોણે, કોને, કયારે ને શા હેતુથી 'અર્પણ કર્યું વિગેરે વિગત દર્શાવનારી પ્રશસ્તિઓ જડે. તે દયાળુ મહાત્માઓને શું, 'નામ' ને 'પદવી' મેળવવાનો હડકવા નહિ લાગ્યો હોય કે? શું તેઓને મન, પ્રતિષ્ઠા પાણીના પરપોટા જેવી તુચ્છ, ને છોકરાંને પળવાર રાજી રાખનાર ઢીંગલી જેવી નમાલી લાગી હશે કે તેઓ પ્રતિષ્ઠાને ઠોકરે ચડાવતા હતા? પરમાર્થપ્રવણ વૃત્તિની છેલ્લામાં છેલ્લી નબળાઇ દર્શાવનાર 'નામ અમર કરી જવાની' વાસનાથી પણ શું તેઓ કેવળ નિર્લિપ્ત—મુક્ત—હતા? જો તેમ જ હોય તો ખરેખર 'તે हि नो दिवसा गताः'—"વહ્યા તે દિવસો અરે."—આપણા દેશને ઉજાળનાર તે સુવર્ણ યુગ ગયો! હરિ! હરિ!

**"પ્રભુને કાજ રચનારો, કીર્તિકાજ નહિ નહિ;**
**કલંકિત નહિ કરે મન્દિર, પ્રાણાન્તે નામ અંકીને."**

એ કાવ્યમાં કેટલું બધું સત્ય છે?

વ્હાલા! આજકાલની ધાર્મિક કૃતિઓ ઉપર, દેનાર ધણીની લાંબી લાંબી નામાવલિઓના ને પદવીઓના લેખો જોઇને હું કાંઈ જાઉં છું; અને કદિ એમ પણ હોય કે તેરા ઘણા દાખલાઓમાં, દાતાઓએ, દાન કરતી વખતે, અમરતા પ્રાપ્ત કરવાનું

સારું ન પણ કર્યું હોય. ગમે તેમ હોય, પરંતુ, જ્યાં તમે જશો, ત્યાં વિદ્યાર્થીભવનોમાં ઔષધશાલાઓમાં, મુસાફરખાનાઓમાં કે આરામસ્થાનોમાં, કુંડાંઓ ઉપર ને ફુવારા ઉપર, પગથીયાં ઉપર કે છાપરા ઉપર, જ્યાં નજર નાંખશો ત્યાં, તેવા લેખો તમારી સામે ડોળા કહાડતા હાજર જ છે. મને સ્મરણમાં છે કે થોડા વખત ઉપર એક આશ્રમ જોવા હું ગઈ હતી, ત્યાં લગભગં દરેકે દરેક ઓરડીના દરવાજા ઉપર કઈં ને કઈં નામ હતું જ હતું. પરંતુ એ સર્વેમાં વધારે રમુજ પમાડે એવો દેખાવ એક વખત નજરે પડ્યો. કોઈ એક ભલા માણસે પોતાના ઘરનાં આંગણામાં જ એક નળ મૂકાવેલો છે, તેની નળીને તે ઉપર પોતાનું નામ લખાવી સુન્દર શોભીતી બનાવી છે. તે સજ્જનની ભલાઈ માટે પરમેશ્વર તેનું કલ્યાણ કરે. હાશ! દાનની જાહેરખબર આપનારી આટલી બધી વસ્તુઓ વચ્ચે, તદ્દન જુદો પડી જતો, નિરાળો રહેલો પેલો દીવાનો થાંભલો, આપણી અંજાઈ ગયેલી દૃષ્ટિને કેવો વિરામ આપે છે! તેના ઉપર એવી કોઈ જાહેરખબર નથી, તેમ છતાં પણ મૌનપણે એ કેવું જાહેર કરે છે કે એ તે ધર્મની—દાનની—સાક્ષાત્ કૃતિ—પ્રતિ—કૃતિ—છે!

આજ જ સવારે ફરવા જતાં જતાં માર્ગમાં એક અનાથાશ્રમ આવ્યું; તે પણ આપણા નિયમમાં અપવાદરૂપ નહોતું. આ ધર્મ-સ્થાન તો મને મહામહોટી ઉદારતાનો નમુનો લાગ્યો; ને તેમ હોવાથી જ તેમાં આ આડંબર એ મને વધારે કરુણાજનક તત્વ લાગ્યું. એ સુન્દર મકાનની આસપાસ એક મહોટું ટોળું જામેલું હતું. તેમાં કેટલાંક તો પાંગળાં મનુષ્યો તેમની ટેકણલાકડી સહિત હતાં; કેટલાંક નિરાધાર આંધળાંઓ તેમને દોરનાર નાનાં નાનાં છોકરાં સહિત હતાં; ભૂખમરાથી પેટ ને

વાંસો એક થઇ ગએલાં એવાં, લંગોટી કે ફાટોતુટો ચીંથરાનો કટકો લપેટેલો એવાં કેટલાંક, ને કેટલાંક તો તદ્દન સુકલકડી બની ગયેલાં હાડપિંજરો જ હતાં; વળી કેટલાંકની આંખો તો ઉંડી ખાડામાં ઉતરી ગઈ હોય તેવાં હતાં, ત્યારે કેટલાંકનાં શરીર ઉપરની ચામડી એટલી ચીમળાઇ ગયેલી હતી કે તેમને જોઇને કંપારી છૂટે!—અરે પરમેશ્વર! આ શી તારી જ કૃતિ—કે આ તે ચમત્કૃતિ! આવાં કંગાળ પ્રાણીઓનું આ તે કઇં જીવન! આ તે માણુસ કે ભૂત! ખરેખર, મારા મનમાં એમ જ થઇ આવ્યું કે આ બાપડાં કરતાં સારી સ્થિતિમાં જે માણસો છે, જેમને પ્રમાણમાં સર્વે અંગો સહીસલામત છે, ખાવાને અન્ન ને પહેરવાઓઢવા વસ્ત્ર પણ મળી રહે છે, તથા જેમનામાં ગુજરાન ચલાવવા જેટલી શક્તિ ને સાધન છે, તેવાં માણસોનું જીવન સુધારવું ને ઉચ્ચ કરવું એ જેટલુ મહાન્ ને પરમ ઉપકારક છે, એ જેવું ધર્માદા કામ છે, તેના કરતાં આવાં અપંગ અનાથ ને નિરાશ્રિત કંગાળોનું દુઃખ ટાળવાનું ધર્મ-કર્મ ભાગ્યે જ ઉતરતી પંક્તિનું હશે—કદાચિત હજારગણું ચઢીયાતું હશે.

એમની ઉપર સૂગ લાવીને ત્યાંથી એકદમ દૂર નીકળી જવાની વૃત્તિ જો કદિ મારા મનમાં ઉદ્ભવી હોય તો પણ તેમ કરવાની શક્તિ તો મારામાં નહોતી જ. શી ખબર કે પરમાત્માની દૃષ્ટિમાં, ભારે ભભકાદાર મોંઘાંદાટ વસ્ત્રોમાં શણગરાયલાં જે આપણે, તેમના કરતાં પણ આ અનાથો ચઢીયાતાં નહિ હોય?! કોણ જાણે છે કે માનવ જાતિને શિક્ષણ આપનાર સાક્ષાત જીવતા જાગતા દાખલાઓ, આ અનાથ પ્રાણીઓ નથી! વ્હાલા! આપને પેલો શ્લોક યાદ હશે જઃ—उपादिशन्ति न याचन्ते भिक्षाचारागृहे गृहे। अर्थिम्योदीयतां नित्यमदातुः फलमीदृशम्। "ઘેરેઘેર ભટકતા તે ભિક્ષુકો, ભીખતા નહિ; "આપો,

આપો " જ બોધે તે, ના દીધે ફલ આ સહી. "—એ તદ્દન સત્ય છે. કારણ કે જેવાં આપણ તેવી જ રીતે તે રંક અનાથો પણ પરમાત્માની જ સૃષ્ટિ છે, ને તેમ હોવાથી આપણાં જાતિ-બંધુઓ તરફના આપણા પ્રેમના ધોરણથી શ્રીપરમાત્મા પ્રતિના આપણા પ્રેમનું–ભક્તિનું માપ કાઢવાની આ એક જાતની કસોટી પણ કેમ ન હોય ?!

મને આશ્ચર્યપૂર્વક વિચાર આવે છે કે આપણા કોટ્યાધિપતિઓ અને લક્ષ્મીવાન્ સરદારોને જ્યારે યમરાજાની દરબારમાં ચિત્રગુપ્ત સામે હિસાબ આપવા ઉભા રહેવાનો દિવસ આવશે તે વખતે તેઓમાંના કેટલાની સમૃદ્ધિ ને સંપત્તિ તે મહાવ્યથામાંથી તેમને બચાવી શકશે ?! તેમાંના કેટલાક જ્યારે ચાર ઘોડાની ગાડીમાં કે મોટાર-ગાડીમાં પૂર દમામથી શહેરમાં સ્હેલ કરે છે, મણ રૂની મુખમલની સુખશય્યામાં નિરાંતે શયન કરે છે, અને સોનાચાંદીનાં પાત્રમાં ભોજન લે છે, તે વખતે પોતાની આસપાસ રડતાંરવડતાં કકળતાં કરોડો ગરીબડાંઓની દશાનો જેમને ખ્યાલ સરખો પણ આવતો નથી, તેવાઓની, ધર્મરાજાના દરબારમાં લેણદેણનો હીસાબ ચુકવતાં, શી ગતિ થશે વારૂ ?! એવાઓને પરમાત્માના પરમ દિવ્ય ધામમાં દાખલ થવું એ જેટલુ મુશ્કેલ ને દુર્ઘટ છે તેટલું કઠિન કામ એક સોયના નાકામાંથી એક હાથીને પસાર કરવો એ નથી; એ વાતનું તેમને લવમાત્ર પણ ભાન છે ખરૂં ? તો પછી જ્યાંસુધી તેમના ખોળીયામાં પ્રાણ છે ત્યાંસુધીમાં કેવળ **પરમેશ્વર પ્રીત્યર્થે અને નામ કે પદવીની લાલચ વિના દાન-ધર્મ કરવાનો** વિચાર તેઓ કેમ નહિ કરતા હોય ?! આપણે સર્વ એક જ પરમાત્માના બાલક છીયે તેથી આપણે સર્વ ભાંડુ છીએ. તે કારણથી આપણાં ભાંડુઓનાં દુઃખે દુઃખી થવું ને

તેમના સુખે સુખી થવું, એવા પ્રકારની કેવળ દયામૂલક પાર-માર્થિક વૃત્તિથી પ્રેરાઇ તેઓ ધર્મ કેમ નહિ કરતાં હોય! કે જે પ્રવૃત્તિના પરિપાલનમાં, માણસમાત્ર, પરમાત્મા પ્રત્યેનો ને સકલ જનસમૂહ પ્રત્યેનો પોતાનો ધર્મ બજાવવામાં જ કૃતાર્થતા અનુભવે છે, એટલું જ નહિ પણ તે વૃત્તિવિચારને આચારમાં ઉતારતાં, નથી તે પરોપકારનાં બણગાં ફૂંકતો, કે નથી કોઈ પ્રકારની સ્તુતિ કે બદલાની આશા રાખતો. આટલું છતાં પણ આપણા માલેતોજાર લખેશરીઓ કેવળ મિથ્યાભિમાન ખાતર ને મિથ્યા ભોગવિલાસમાં કેટલોબધો પૈસો હોમી દે છે?

ખરેખર માણસજાતના ઉદ્ધારમાં, **મિથ્યાભિમાને** જેટલું કર્યું છે તેટલું **દયાદાને નથી** કર્યું એ પણ સત્ય છે. ઘણાય શેઠીયાઓ એવા હોય છે કે તેઓ એક ગરીબ ને સુપાત્ર વિદ્યાર્થીને મદદ કરવાના ગુન્હામાં ભૂલેચૂકે પણ ન આવ્યા હોય, તેમ જ ઘણાય કંજૂસના કાકા મખ્ખીચુસ એવા હોય છે કે તેઓએ ભૂખે મરતા ભીખારીના હાથમાં એક દમડી સરખી પણ ઝોંસી ન હોય,–પરંતુ એવાઓ પણ એકાએક અણધારી રીતે અસાધારણ પરોપકાર–વૃત્તિનું પ્રદર્શન કરે છે! પણ તે ક્યારે, ને શાથી? ખુશામદથી ફુલાઈ જાય છે ત્યારે, અથવા તો બદલામાં કંઇ પૂછડાં ને પદવીની આશામાં લપટાય છે તે વખતે–ટુંકામાં મિથ્યાભિમાનથી પ્રેરાયલા તેઓ ઉદાર બને છે, દયાદાનથી કે પારમાર્થિક વૃત્તિથી નહિ. આવા પ્રસંગો કેટલી બધીવાર આપણા જોવામાં આવે છે?! એવા માણસોનો સામાન્ય સિદ્ધાન્ત આવો જણાય છે કે **દાન ત્યારે જ કરવું** કે જ્યારે તેના બદલામાં કંઈ **સારૂં નામ રળાય** અગર **ખરાબ નામ ઉપર ઢાંકપીછોડો થાય.** શરમ છે—ધિઃકાર છે આવા દાનવિક્રયને અને નામકીર્તિ ઉપરના નીચ પ્રણયને!!!

## પત્ર ૩૯.

પરમપ્રિય પ્રાણવલ્લભ,—

જો કે જરા વિલક્ષણ લાગે છે છતાં મારૂં એમ માનવું થાય છે કે પ્રાણીમાત્રમાં પહેલે નંબરે આવે એવો, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉદાર, તો કંજૂસ જ, પરિણામે, છે. કારણ ઉદારતાનું તત્વ શું! ત્યાગવૃત્તિ. પોતાના સુખભોગનો સહુથી વધારે ત્યાગ કરે તે સૌથી વધારે ઉદાર. કંજુસ માણસ પણ 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એ કહેવતને અક્ષરશઃ સાચી પાડી, પોતાના પિંડ માટેનાં મોજમઝા આનંદવિલાસ એ સર્વનો ત્યાગ કરે છે, પોતાનું જીવન નભાવી શકાય તેટલા પૂરતો લુખ્ખોસૂકો ખોરાક ખાઇને, તથા અંગ ઢંકાય તેટલાપુરતાં ફાંટાંતુટાં, જૂનાંપુરાણાં ને જાડાં લૂગડાં પહેરીને, પાઈ પાઈ કરતે કરતે ધનનો મોટો સંગ્રહ–'સંઘરો'–કરે છે; ને પછી!! પછી પેલો, તનતોડ મહેનતે સંઘરેલો, ને જીવના જોખમે સાચવલો, દલ્લો, એક સામટો, મરણ સમયે, પોતાની પાછળનાંઓને માટે રહેવા દઇ, આ દુનીયામાંથી ખાલી હાથે કૂચ કરી જાય છે, ને તે દલ્લો તેના વારસો દિલ ચાહે તેવી રીતે ઉડાવી નાંખે છે. એક ઉડાઉ છેલબટાઉ કે જે પોતાનું જીવન–પાત્ર ઠલવાઇ જાય તે પહેલાં તો તીજોરી તળીયાઝાટક ઠાલવી નાંખે છે, ને પછી ઉછીની રકમો લઈ, તેટલેથી ન અટકતાં, આંખો મીંચી ઉધાર વસ્તુઓ લાવે છે, કઇંકને રડાવે છે ને કઇંકને પાયમાલ કરી નાંખે છે, તેવા ફક્કડ કરતાં તો ઉપલો કંજૂસ માણસ વધારે ઉદાર કહેવાય તેમાં કઇં પણ શક નથી. તેમ જ કેટલાક સજ્જનો (!) અથવા સદ્‌ગૃહસ્થો (!) નાદારીની નદીમાં સ્નાન કરી સૌન્દર્ય ને ઉદારતાથી મિશ્રિત નૂતન અવતાર લઈ નવજીવન આરંભે છે, તેના કરતાં તો નિઃસંશય ઉપલો કંજૂસ વધારે માનને પાત્ર છે.

આવા પ્રકારની ઉદાર-વૃત્તિમાં કંજૂસ કરતાં પણ ચઢી જાય એવી કોઈપણ વ્યક્તિ હોય તો તે એક જ છે. તે કોણ હશે? જે માણસ મ્હોટી નાણાંની રકમે પોતાનો વીમો ઉતરાવી પાછળનાંને ખટાવવા, પોતાના જીવનતંતુનો છેદ કરે છે તે. આપઘાત કે આત્મહત્યાને તમે ગમે તેવું ઘોરપાતક કે મહાપાપ માનતા હો, તેમ છતાં પણ જે ઉદાર હેતુથી, એ માણસ પ્રાણઘ્ન કરવા પ્રેરાય છે, તે હેતુમાં રહેલી ઉદારતા, કરેલા પાપનો બદલો વધારે પ્રમાણમાં વાળી આપે છે.

પ્રિયતમ! મેં એક મહા મ્હોટી શોધ કરી છે! તેનો 'પેટન્ટ' ઈજારો કેવી રીતે મેળવવો તેનું જ્ઞાન મને નથી. શુદ્ધ સ્નેહની–સાચા પ્રેમની કસોટી શોધી કહાડી છે. તેમાં વાંધો માત્ર એટલો જ છે કે તેની કિંમત ઘણી આકરી છે. દૂરદેશાવરથી સમાચાર ફરી વળ્યા કે એક જુવાનજોધ ગૃહસ્થે પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યો, ને પછી પરલોક પધારી ગયો. તેને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય ગણનાર એક પત્ની હતી. તે સાધ્વી સતી, સુવાસિની મટી અભાગિની વિધવા થઈ તેને બીજે દિવસથી જ પેલા વીમાના રૂપીયા કેમ હાથ કરવા તેની વેતરણમાં જ તે બીચારી હાડમાર થાય છે. આ તો તે સદ્‌ગૃહસ્થની પ્રાણપ્યારી પત્નીની વાત થઈ. અહિંયાં બીજીપાસ, તે ગુજરનાર ગૃહસ્થના એકલોહીયા સગા (કે લોહીના તરસ્યા?) એવા હેતના કટકા ભાઈયો, તે સર્વે મજીયારા કુટુંબના અંગી હોવાના સબબે તે જ વીમાના રૂપીયા ઉપરનો પોતાનો હક્ક કરવા લાગ્યા છે. આ ઉપરથી કોઈકને એમ લાગે કે આપણાં ખરેખરાં હિતેચ્છુઓ તો વીમાકંપનીઓ જ છે. જે કસોટીના પત્થરની અપૂર્વ શોધ મેં કરી છે તેની અટકળ આટલું જાણ્યા

પછી પણ આપ કરી શકો છો ! વીમો ઉતરાવેલ જીવનનું અવસાન, અથવા તેને મળતું આવતું કંઈક, તે, તે કસોટી છે.

ખરેખર, જેમ જેમ હું વધારે વિચાર કરતી જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે કોઈ કોઈ પ્રસંગોએ, વીમાની પૉલીસીઓ પણ, દત્તક લીધેલા પુત્રના જેટલી જ ભયંકર છે. એકજણ સાધારણ સ્થિતિનો નિશાળનો માસ્તર હતો. તે 'વીમા'ના નામથી ત્રાસતો એટલું જ નહિ પણ પોતાની પુંજી કેટલી છે ને ક્યાં ક્યાં રોકેલી છે તેના વિષેનો સહેજ પણ ઇશારો તે, પોતે દત્તક લીધેલ પુત્રને કે બીજા કોઇને પહોંચવા દેતો નહી. પહેલાં એ વાત જાણી ત્યારે મને તે સંબંધમાં બહુ જ આશ્ચર્ય થતું હતું: પણ હવે હું સમજી શકું છું કે એટલોબધો સાવચેત રહેવામાં તે માસ્તર ખરેખરૂં શાણપણ જ બતલાવતો હતો. કોઈને એમ લાગે કે તે માસ્તર હદથી જાદે સાવચેત ને વ્હેમી હશે. પણ મને તેમ લાગતું નથી કારણ એક એવો દાખલો પણ મારી જાણમાં ત્યાર પછી આવ્યો છે, કે જેમાં એક દત્તક પુત્રના ધર્મપિતા પાસે અઢળક પૈસો હતો. તે પુંજી હાથ કરવા ખાતર પેલા દત્તક પુત્રે પોતાના પાલક પિતાને સ્વધામ પહોંચાડી દીધો. તે કામ તેણે એવી તો કુશળતાથી પાર પાડયું કે કાયદાના પંજામાંથી તે પુત્ર આબાદ છટકી ગયો. પરંતુ 'કરો તેવું પામો ને વાવો તેવું લણો' એ સૂત્ર સચરાચર વ્યાપેલું છે. તે સત્ય છે ને તે નિયમમાં અપવાદ નથી. સરકારની શિક્ષામાંથી છટકેલ તે નરાધમ, યમરાજના શાસનમાંથી છટકી શક્યો નહિ. એ કુદરતી શાસનને પરિણામે, તેની અવળે રસ્તે મેળવેલ પુંજી, ટુંક વખતમાં જ ફનાફાતીયા થઈ ગઈ. ખરેખર, સંસાર ને તેની માયા, કંઇક અકળ જ છે, અને નિઃસંશય આપણે પ્રેમ અને દયાના માર્ગો શીખવાને ખાતર જ જીવીએ છીએ.

## પત્ર ૪૦.

વ્હાલા !

હું પણ જાણે એક ભવિષ્યવેત્તા હોઉં એમ જ જણાય છે. પરમદિવસે શનિવારે સાંજે તો મેં આપને 'શિક્ષા'ની વાત લખી ને ગઈ કાલે રવિવારે તે જ શબ્દો હરકોઈ માણસની જીભને ટેરવે રમી રહ્યા હતા. મને મળેલી ખબરના ખરાપણા વિષે ખાત્રી કરવા સારૂ જ આ પત્ર આટલો વિલંબાયો છે.

પોકળીઓ—કારણ હવે તેને પોકળશંકર નામથી કોઈ પણ બોલાવતું નથી–શનિવારે મધ્યરાત્રે એક જીવલેણ ઘાતમાંથી બચ્યો. તેનું માથું તદ્દન મૂંડી નાંખેલું, ટૂંકડી વાંકડી મૂછો બેડોલ રીતે કાતરી નાંખેલી, ને માથે મ્હોંયે કાદવ ને છાણની અર્ચા કરેલી; હાથમાં હાથસાંકળાં ( બેડી–શૃંખલાબંધન ) પહેરાવેલાં, ને તેમનું લગભગ નવસ્રું શરીર, સાંકળથી જકડીને દીવાના એક થાંભલા સાથે બાંધી દીધેલું, ને તે સાંકળને છેડે તાળું મારેલું. તે પણ ક્યાં આગળ ! વિદ્યાર્થીભવનના પેલા પાંચ માળવાળા વિશાળ મકાનની બરોબર સામે આવેલા મ્હોટા મહોલ્લાના જાહેર રસ્તા ઉપર. એને જ મળતો આવતો બનાવ મેં ક્યાંક વાંચેલ છે, પણ આથી તો હદ જ થઈ. પોકળીયાનું સદ્‌ભાગ્ય કે વિદ્યાર્થીઓમાંનો એક–તેનો સગો જ–પૂરેપૂરો દિવસ ઉગે તે પહેલાં એ જ રસ્તે થઈને જતો હતો, તેણે તે ભાઈસાહેબના હાલહવાલ દીઠા, ને તેમની મદદે દોડ્યો. સુતારને બોલાવ્યા વગર ચાલે એમ નહોતું. તે આવી પહોચ્યો ને તેણે પોકળને મોકળો કર્યો. એકાદ વિશ્વાસુ હજામની મદદથી, અને થોડાંક કપડાંની સામગ્રીથી, કલાકેક જેટલા સમયમાં, આ સદ્‌ગૃહસ્થ પોતાના અસલ અવતારમાં આવ્યા; માત્ર મૂછોની

ન્યૂનતા હતી. એમ લાગે છે કે કંઇ પણ કેસ ન હોવા છતાં ભાઇસાહેબનાથી કોર્ટમાં ગયા સિવાય રહેવાયું નહિ, અને તેમના જિજ્ઞાસુ ધર્મબંધુઓ ( Brothers in Law–'બનેવી' અને 'ધર્મ–બંધુ' ) ને શાંત કરવા એમ કહ્યું કે પોતાનાં સદ્ગત પત્નીની પાછળ તેના અદ્વિતીય પ્રેમની સ્મરણી તરીકે મૂછો આપી છે, તે પાછી જ્યારે કોઈ નવી કન્યા વરમાળ આરોપશે ત્યારે તેઓ નવી મૂછો રાખશે. વાહ ! મૂછોને ને પ્રેમને આ ક્યા જન્મનો સંબંધ !

આટલી સાવચેતી ને અગમબુદ્ધિ છતાં ભેદ ફૂટી ગયો. પોક- ળશંકરનું પોકળ વેરાઈ ગયું. આપણા લોકોમાં વાતો કેવી ને કેટલી ખાનગી રહે છે ! પ્રત્યેક માણુસ, માત્ર બીજા એક જ માણસને મોઢે વાત કરે ને તે પણ, "ખાનગી રાખજો હોં, તમે ઘરના છો જાણી કહ્યું છે, વાત બહાર જાય નહિ." એવા પ્રકારની તેના ઉપર "ખાનગી" ની મ્હોર છાપ મારી ને જ ! એ પ્રમાણે એકે ફક્ત બીજાને જ કહી; ને બીજાએ ફક્ત ત્રીજા એકને જ કહી ને......વિગેરે વિગેરે......કેટલાંક અટક- ચાળાં છોકરાંઓ કે જેમને પોકળીયા સાથે કંઈ સ્નાન-સૂતકનો સંબંધ નહોતો—તેઓએ પણ પોકળીયાના પેલા સુન્દર સ્વરૂ- પનાં, ને પાછળથી તેના થયેલા રૂપાંતરનાં દર્શન કર્યાં હતાં, એટલું જ નહિ પણ મળસ્કામાં તે રસ્તેથી પસાર થનાર ત્રણ ભંગડીઓને મંગળ મુહૂર્તમાં જ પોકળીયાનાં સૌથી પહેલાં પ્રથમ દર્શન થયાં હતાં, ને તેને પોતાનાં દર્શન દીધાં હતાં; અને વધારામાં સાવરણીથી તેને વધાવી લીધો હતો. કોઈ પણ ગુપ્ત વાત કે મન્ત્ર ક્યાં સુધી છાનો રહી શકે છે તે તમે જાણો છો. षट्कर्णोभिद्यतेमन्त्रः ! ચાર કાનથી (કહેનાર ને સાંભળનાર

મળીને ) આગળ વાત જાય તો તે ત્યારે જ છાની રહે કે સાંભળનારમાંથી એક માણસ સિવાયના બીજા બધા મરી પરવાર્યા હોય.

ગરીબ બીચારો પોકળશંકર ! મને મારા હૃદયના અંતસ્તમ પ્રદેશમાંથી તેની દયા આવે છે. પરન્તુ ‘ કરો તેવું પામો ’ એ કુદરતી નિયમની ચુંગાલમાંથી—શિક્ષામાંથી—આ જન્મમાં પણ તે કેમ બચી શકે ?

## પત્ર ૪૧.

હૃદયેશ્વર !

હું ધારૂં છું કે હમણાં હમણાંની હું ડોળી ને અભિમાની બનતી જાઉં છું: જે સ્ત્રીને તેના સ્નેહાળ સ્વામીએ સર્વ પ્રકારની સ્વતંત્રતા સમર્પી હોય તેની પાસેથી બીજા શાની આશા રાખી શકાય ! પણ વ્હાલા! સાચું કહેજો કે આ નવી સાડીમાં હું સુન્દર નથી દેખાતી ! કે આયનો મને છેતરે છે ! શામાટે આપ એમ ધારીધારીને ન્યાળી રહ્યા છો, અને એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર સ્મિત કરી રહ્યા છો ! પેલી હિંદુ પોશાકમાં શણગરાયલી દેવીનું વર્ણન આપને કેવું લાગ્યું ! આપ હાલ જ્યાં વસો છો ત્યાંની સુન્દરીઓની સાથે સરખામણીમાં તે દિવ્ય સુન્દરી ચડી જાય છે ખરી, કે, તેમના વચ્ચે સરખામણી થઈ શકે એમ જ નથી. હાલમાં તમે તમારાં એ મિત્રો વિષે કેમ કઈં પણ લખતા નથી !

એક વાત કહેવાની રહી ગઈ છે. તમારા નામરાશીએ લગ્નને અંતે વિદાયગીરીમાં મને એક સુન્દર ચીર આપ્યું હતું, એ વિષે આપે કેમ કઇં પણ પૂછાવ્યું નથી ! મારી ખાત્રી છે કે તે ચીરની પસંદગીમાં આપનો હાથ હતો, નહિ તો એક વખતે મ્હેં આપને કહેલું કે ફલાણા રંગનું ને ફલાણી જાતનું ચીર મને બહુ જ ગમે છે, તે જ રંગ ને તે જ જાત ઉપર તેમની પસંદગી કેવી રીતે ઢળે વારૂ ! હા હા ! વ્યાવહારિક રીતે જોતાં તમે બંને એક જ છો, એ મારૂં અજાણ્યું નથી; અને તમો ભાયડા માણસો પેટમાં વાત સમાવી શકો નહિ, એ પણ તેટલું જ સાચું છે. અમારા ભોળપણમાં જે રહસ્યો અમે તમને સોંપતાં હોઇશું તેમાંનાં કોણ જાણે કેટલાંય બીજી જ ક્ષણે તમારા

મિત્રો સુધી પહોંચી જતાં હશે ? સંભવિત છે કે તેમ કરવામાં તમારા આનંદ ને અભિમાનમાં કંઈક વૃદ્ધિ થતી હશે ! અમે લોકો એ પ્રમાણે તમારાં રહસ્યો અમારી વ્હાલામાં વ્હાલી અને વિશ્વાસુ સખીઓને વેચતાં હોઈશું એમ તમે ધારો છો ? હરિ ! હરિ ! પુરુષ અને સ્ત્રી વચ્ચે કેટલું મ્હોટું અંતર ! તેમાંનું એક જણ કેટલી બધી વસ્તુઓ કરે છે કે જે બીજું સ્વપ્ને પણ જાણતું નથી, તેમ જાણી શકતું નથી, પછી ભલેને તે બંને જણ વર-વહુના અભેદ્ય સંબંધથી બંધાયલાં ને પ્રેમમાં અનન્ય હોય ! સ્ત્રીઓનાં ચરિત્ર જાણવાની જો ઇચ્છા હોય, તો તો એકવાર તેમનો વેશ લઈ જૂવો, તેમની જોડે તેવા વેશમાં મળો-હળો-ભળો અને પછી તેમની રીતભાત તપાસો.

વ્હાલા ! એમ કરશો ખરા ? પણ પ્રશ્ન એ છે કે આપ એમ કરી **શકશો** ખરા ? મને લાગે છે કે આપ સ્હેજ શ્યામળા છો, અર્થાત એક સ્ત્રી—એક દેખાવડી સ્ત્રી જ થવાને યોગ્ય સુન્દર વર્ણ આપના અંગનો નથી. વળી આપના હોઠ ઉપર પેલું કંઈક ઉગેલું છે તે અને આપના મુખ ઉપરના ડાઘા, એ બધી વસ્તુઓ આડે આવે છે તેમ જ એ પ્રયોગસિદ્ધિમાં તદ્દન નિરાશાજનક પરિણામ લાવે છે—ખાસ કરીને હાલ આપના જેટલી ઉંમરે તો તેમ છે જ. જો આપનો મત મારા મતથી જૂદો પડતો હોય તો આપ અત્રે પધારો ત્યારે પ્રયોગ કરી જોજો. તે વખતે હું આપને મ્હારી સુન્દરમાં સુન્દર, મનમાનીતી સાડી આપીશ, ને હું પોતે જ આપને શણગારીશ. મારી ખાત્રી છે કે આપને તેવી દશામાં ( સ્ત્રીના વેશમાં ) જોયા પછી તો હું આપના ઉપર મોહી પડીશ નહિ. વ્હાલા ! મ્હને નઠારી કે ઉદમાતી માનશો નહિ, ને આવી સ્પષ્ટ ટીકા કરી છે તેના બદલામાં સુધાપાન કરાવજો.

આપ શાળામાં જતા ત્યારે આપે શાળાના ઉત્સવમાં ભજવાતાં નાટકોમાં રંગભૂમિ ઉપર દેખાવ દીધો હોય, અને ત્યાં આપના બીજા સહાધ્યાયીઓ જોડે પ્રેમની લેવડદેવડમાં પડવાનો પ્રસંગ આપને આવ્યો હોય તો મને આશ્ચર્ય થાય છે. હાલમાં તો શિક્ષકો ફફડે છે કે, નાટકીયો વા છોકરાઓને બગાડે છે તેમ છતાં પણ ઘણાય છોકરાઓ એવા ખેલ કરે છે તથા પોતાની જુવાનીના છાંટાઓ તૃપ્ત કરે છે. થોડાં જ વર્ષની વાત ઉપર હું કન્યાકાળમાં હતી ત્યારે કેવળ શોખીન વિદ્યાર્થીઓએ—ધંધાદારી નાટકીયાઓએ નહિ—ભજવેલો એવો એક ખેલ જોવા, મારે મારા પિતાજિ સાથે જ જવાનું થયું હતું. તેમાં ઘણા વકીલોએ ને અમલદારોએ પણ ભાગ લીધો હતો, અને તેમાં જે ખોટાં સ્ત્રીપાત્રો ઊભાં કરવામાં આવ્યાં હતાં તેમના દેખાવથી તો હું તદ્દન કંટાળી જ ગઈ હતી. સ્ત્રીયોના મુખ ઉપર જે સ્વાભાવિક સૌન્દર્ય રહેલું છે તેમાંનો લેશ માત્ર ભાવ પણ તે પાત્રોના મુખ ઉપર જણાતો નહોતો; અને રંગભૂમિ ઉપર તેઓ કેવળ ઢીંગલીઓ—અથવા સાચું કહીયે તો ઢીંગલાઓ—જેવાં જ દેખાતાં હતાં. એવા એવા પણ તે કેવા દેખાતા હતા તેનો ચિતાર આપું ? ખરેખર સ્ત્રીજાતિના તોલે ખરાબમાં ખરાબ નમુના હતા; અને આપણાં હિન્દુસ્તાની ક્રીસ્ટમસ કાર્ડ ઉપર જે હલકી વર્ણની સ્ત્રીઓનાં ને ભંગીયણોનાં મ્હોડાં ચિત્રેલાં જોવામાં આવે છે તેના કરતાં પેલાં સ્ત્રીપાત્રોનો દેખાવ કંઈક સારો લેખાય ખરો. ગમે તેમ હતું, છતાં પ્રેક્ષકવર્ગને તો તે પાત્રો રૂચ્યાં, તેમણે તે વખાણ્યાં, તાળીયોના ગગડાટથી વધાવી લીધાં, ને તે સ્ત્રીપાત્રોની મરદાની વાતચીતથી તેમને બહુ જ આનંદ થતો જણાયો. એનું શું કારણ હશે વારૂ ? શું એમ હશે કે ગમે તેવા રૂપમાં પણ સ્ત્રી થઈ એટલે પુરુષમાત્ર

લટ્ટુ બની જાય ? કે પછી ઠેર ઠેર નજરે પડતી ખુશામદને મળતી આવતી સભ્યતાની, ઉપલકીયા વિવેકની જ એ ખુશાલી હશે.

વ્હાલા ! સ્ત્રીજાતિ, બંને ભાગ, બંને વેશ,—સ્ત્રીનો તેમ જ પુરુષનો—પરિપૂર્ણતાથી ને સફલતાથી ભજવી શકે છે, જ્યારે પુરુષ તેમ નથી કરી શકતો, એ હવે આપને સમજાય છે ખરૂં ! સ્ત્રીનો વેશ ભજવવાને માટે પુરુષ એ એક બહુ જ કર્કશ અને ક્લિષ્ટ પાત્ર છે—સિવાય છોકરીયોની સાથે રમીને હળી–મળી શકે એવી કિશોર દશામાં એક નાનો છોકરો હોય છે ત્યારે તે તેવું અયોગ્ય પાત્ર નથી નીવડતું. મને પારસીઓ સિવાય બીજા કોઈ પણ માણસોના ખેલ પસંદ પડ્યા નથી. પારસીઓ નહિ નહિ કરતાંય દેખાવડા હોય છે ખરા, તો પણ બોલવાની ને ચાલવાની, ઢબછબમાં ને છટામાં, તેઓ આપણા લોક કરતાં ચઢી જઇ શકતા નથી. પારસી નાટકશાળામાં મારૂં મન હરી લેનાર એક જ વસ્તુ હતી—તેમની પરીઓનો સુંદર નાચ· નાના નાના છોકરાઓ, ઝગમગતા પરીના પોશાકમાં, એવા તો મનમોહક લાગતા હતા, તેમ જ તેમના પોશાકના તેજથી આંખો એવી તો અંજાઈ જતી કે ન પૂછો વાત. ઉંચાઈમાં તેમ જ ઉંમરમાં એકએકથી એકસરખી રીતે ચઢતા–ઉતરતી પંક્તિના તેઓ હતા; વળી એવા તો ચપળ, ચાલાક, ને નાજુક, કે જ્યારે તેમની મહારાણી આગળ તેઓ નાચ કરતા, ત્યારે જાણે હવામાં અદ્ધર તરતા હોય એમ ભાન થતું. શો તેમનો સુન્દર નાચ ! શો તાલબંધ ! ઓહો હોહો ! એ નાચ જ્યારે જ્યારે થતો ત્યારે ત્યારે જોઇ લો પ્રેક્ષકવર્ગની મઝા, ને બીચારા નાચનાર તથા ટીકેટ લેનારની કમબખ્તી ! શા એકપાસથી ‘ વન્સમોર ’ ના ને બીજી પાસથી ‘ સાયલન્સ ’ ને

'ઑર્ડરના' એકએકથી સામાના અવાજને ડુબાડી દેવાની હરિફાઇમાં વધતા જતા અવાજો, શો તાળીઓનો ગડગડાટ, લાકડીઓ ને છત્રીઓનો ઠપકાર, સીસોટીના તીણા કાન ફાડી નાંખે એવા અવાજ, તેમ જ તે ગડબડાટ બન્ધ કરવાને બોલાવવામાં આવતા સીસકારા! નાટક ગમે એટલું જૂનું હતું છતાં જ્યારે જ્યારે ભજવાતું ત્યારે ત્યારે તે નાચ ઓછામાં ઓછો બે ત્રણ વાર "વન્સમોર" થયા વગર રહેતો નહિ. એટલો બધો તે સુન્દર ને જાદુઇ હતો.

વ્હાલા! આપે તે પરીઓની મહારાણી સર્વોત્તમ સુન્દરી જોઈ છે? તેના સૌન્દર્યની ઝાંખી લઈ નેત્ર ઠારવાની વૃત્તિ થાય છે! જુવો! આ રહી તે! તમારી નજર સામે જ છે ને! અને-અને-વળી જમણી બાજુએ પણ છે.[૧] ખરેખર! વ્હાલા પેલું સુદર આસમાની રંગનું ચીર-તમારી જ પસંદગીનું—અને વળી પેલાં સુન્દર ઝગઝગતાં હીરાનાં ઇયરરિંગ ને માણુકની બંગડીઓ—તમોએ જ આપેલી ભેટ-પહેરીને, મનહર રીતે કેશ હોળીને, વળી કપાળમાં નયનહર સૌભાગ્ય-ચન્દ્ર આલેખીને, ઉભેલી છે. એવા વેશમાં તે રમણી વધારે રમણીય નથી દેખાતી શું! કહ્યું છે કે, 'નરમણિ વિના રમણી ન રમણી.' એ કહેવત જેટલો પણ દોષ ન આવે તેમ મારા સૌભાગ્યમણિ આપ પણ સાથે જ છો. આપના ટીખળી સ્વભાવને સંતોષવો હોય તો આપની હૃદયહારિણીને ચશ્માં પણ

૧. કમળાએ પોતાના પલંગની એક બાજુએ પોતાના પ્રિયતમ પતિ કૃષ્ણની 'ઑઇલ પેન્ટીંગ' ની છબી ટાંગી હતી, ને બરાબર તે છબીની સામે જ એક આયનો ગોઠવ્યો હતો, એવું અગાઉ આવી ગયું છે. એ કૃષ્ણની છબી તરફ પીઠ કરીને, આયના સામે ઉભી રહેલી, આયનામાં જોતી કમળાના આ ઉદ્ગાર છે.

પહેરાવો !–શું તે ચિત્રમૂર્તિ, સાક્ષાત્ મધુરતાની પ્રતિમા નથી ?–છે ! છે, તો તેના ઉપર સુધાવૃષ્ટિ વર્ષાવો મારા પ્રાણાધાર ! વર્ષાવો, વર્ષાવો, આ ચાતકીની એટલી પ્રેમપિપાસા નહિ છીપાવો મારા નાથ ! કંઈ ફીકર નહિ, આપ એટલો શ્રમ નહિ-લ્યો તો તે આપના ઉપર વર્ષાવશે.

અરે રામ રામ ! હું તે કેવી મૂર્ખ કે આપને ચુંબન કરવા દોડી ! જાગી ત્યારે જોયું તો આપ તો આપના સ્થાનેથી તસુ-માત્ર પણ ખસ્યા નથી, આયના સાથે મારૂં માથું ઝીકાયું, છતાં ચુંબન કર્યું ખરૂં, પણ તે કોને ? આપને નહિ,—તે આય-નામાં પ્રતિબિંબિત મારા પોતાના પિંડને.

આ તે કેવી અવિચારી કલ્પના કે જે મારા આખા શરીરમાં ઝણઝણાટ પ્રસરાવી રહે છે, ને મને અદેખાઇના અગ્નિમાં બાળી નાંખે છે. મારૂં મસ્તક ભમી જાય છે ! આપને કોઈ સુન્દરીની સોડમાં જોવા, જોઈને ચીડાવું, ધુંધવાવું, ને તરત જ બીજી ક્ષણે ભાનમાં આવવું કે, તે સ્ત્રી તો બીજી કોઇ નહિ પણ હું જાતે–પોતે–જ હતી. તરંગી કલ્પનાઓ જાણે ખરેખરા સત્ય બનાવો હોય તેમ પ્રત્યક્ષ થાય છે, ને પરિણામે નિરાશાના મહાસાગરમાં હું ઉંડી–ઉંડી–વધારે ઉંડી ડૂબતી જાઉં છું. હાય નિરાશા ! નિરાશા ! નિરાશા !

## પત્ર ૪૨.

વ્હાલા,

દેવનાં દર્શનની માફક આપના પત્રો પણ કેમ કઈં હમણાંના દુર્લભ થઇ પડ્યા છે. આપની વ્હાલીને ચાર અક્ષર–ફક્ત ચારં–ચીત્રી કાઢવા જેટલી ફુરસદ પણ આપને મળી શકે નહિ કે! કે આપ પણ પેલા પોકળીયાના ચેલા બન્યા છો ને સ્વતંત્રતા ગુમાવી બેઠા છો? અગર લાંબાલાટ કાગળો લખી આપનું માથું પકાવી નાંખતી હોઉં એમ તો નથી ને? સમજાય છે! છોકરીયોને ભણાવ્યાના, કેળવણી આપ્યાના આ પ્રતાપ (કે પાપ?). કેળવણી, છોકરીયોનાં કુમળાં મગજમાં, વિચારો ને કલ્પનાઓ ને એવી કઈં કઈં વસ્તુઓ ભરે છે, તથા મગજને મધપુડા જેવું બનાવી દે છે. જે છોકરીઓએ પુસ્તકો ગોખીમારીને પોપટીયા જ્ઞાન કે પદવી (ડીગ્રી) મેળવ્યાં નથી તેમનો સમાવેશ જો કેળવાયલી છોકરીયોની કોટિમાં થઇ શકતો હોય તો જણાવવાની જરૂર છે, કે તે છોકરીયોને કેવળ કેળવણી લેવામાં જ ને કેળવાયલાં થવામાં જ સંતોષ થતો નથી, પરંતુ પોતે ખરેખર કેળવાયલી છે એમ બતાવી આપે છે, ત્યારે જ તેમને શાંતિ વળે છે—પછી કદાચિત એમ પણ હોય કે એ કેળવણીનો દેખાવ પોતાના પતિને પ્રસન્ન કરવા ખાતર કરાતો હોય. જો તેમ હોય તો પછી એ નિયમમાં હું શામાટે અપવાદરૂપ બનું? જો કે મને કોઈ કૉલેજમાં કેળવણી નથી મળી, તથાપિ મારા કુટુંબમાં ચાલતા સંપ્રદાય પ્રમાણે, મને કેળવણી મળેલી છે ખરી. તેથી હું પણ એક રીતે 'કેળવાયલી'માં ખપું એમ છું. વ્હાલા! મને સાચેસાચું કહો. એવી એક કેળવાયલી પત્નીના પતિ હોવાથી તમને

પોરસ ચઢે છે ખરો ? કંઈક અભિમાનની લાગણી અનુભવાય છે? તમારી દેવીના પત્રો ખરેખરા વિદ્વત્તાભર્યા લાગે છે ખરા ? જો તેમ થતું જ હોય તો પછી હજી સુધી કેમ કંઈ કીતાબ, તમે તમારા હૃદયની રાણીને આપ્યો નથી ? ( શું આવી નાની નાની બાબતો પણ મારે આપને શીખવવી પડે ! ) અત્યારસુધીમાં આપે માત્ર 'કવિ' નો જ ઈલ્કાબ મને આપ્યો છે; પરંતુ તે ઈલ્કાબ તો શંકાસ્પદ ને મરદાની છે. વળી તે કિતાબ અનુચિત છે, એમ પણ મારે મારા અનુભવ ઉપરથી કહેવું પડે છે. મારી સખી મધુરી કહે છે તેમ પુરુષો સ્વાર્થી છે, અને તમારા જાતભાઈઓ—બાઈઓ, બહેનો નહિ હોં—શિવાય બીજા કોઈને તે કીતાબથી માન આપવું તમને સૂઝતું જ નથી.

મને એક નવો વિચાર સ્ફુર્યો છે, આપની વિદાયગીરી થયા પછી મને નિત્ય નવા નવા વિચાર સ્ફુર્યા કરે છે, અને હું ધારું છું કે તેવા વિચારમાં ને વિચારમાં હું ઘેલી બની જઈશ ત્યાં સુધી તે વિચાર અટકશે નહિ. તે નવીન વિચારથી ઘણી ઘણી ગુંચો ઉકલી જાય છે. તે કેવળ અવલોકનનું જ પરિણામ છે. લ્યો તમને તે જણાવું.

પેલા કદાવર બાંધાના બહુરૂપી ગોળમટોળશંકરની વાત મેં આપને એક વખત કરી હતી તે આપના લક્ષમાં જ હશે. આપણી પડોશમાં ઘાસનું બજાર ભરાય છે ત્યાં તેનાં દરરોજ સાંજે દર્શન થતાં ને ઘાસ વેચનારીઓ—ઘરડી તેમ જ જુવાન—ને તે રમુજ કરાવતો તેના બદલામાં તે ઘાસ વેચનારીઓ વેચવા આણેલ ઘાસમાંથી થોડું થોડું ઘાસ તેને રાજીખુશીથી મફત આપતી. અરે ! કેટલી બધી હોંસ ને ઉલટથી તે ઘાસવાળીઓ તેને ઘાસની પૂળીયો આપતી હતી કે કોઈને એમ લાગે કે

કૃષ્ણની પાછળ ગોપીયો ગાંડી બની હતી તેમ તો નથી થયું! કદાચિત તેમ થાય તોપણ નવાઈ જેવું નથી, કારણ તે ગોળ-મટોળશંકર રૂપે રંગે પણ જરી રમુજ ઉપજાવે એવો હતો. એનું માથું પણ ઘાટદાર, પેટ ફૂલેલું, ડોલતી ચાલ, અને તદ્દન પ્રામાણિકપણું દર્શાવનાર તેની બાડી આંખ, વળી તે જ્યારે જ્યારે હસતો ત્યારે કંઈ એવી વિચિત્ર ને ભયાનક રીતે હસતો ને હોઠ પહોળા કરતો, તથા ને સાથે તેની કેડ ઉપરનો શરીરનો ભાગ એવો તો ધુમાવતો કે તેથી તે ઘાસવાળીયોને બહુ જ ગમત પડતી. તેઓ ખડખડાટ હસતી એટલું જ નહિ પણ પોતાના પેટની ખાતર વેઠ કરતાં કરતાં અનાયાસે ગમત મેળ-વવાની આવી ઉમદા તકનો લાભ લેવા તે ચૂકતી નહિ. મારી સહી તુળસી કહેતી તેમ પણ હોય તો કોને ખબર. કંઈ ઑર પ્રકારની રમુજ પમાડે એવું ભાષણ ગોળમટોળશંકરશર્મા આપતા હોય તે પૈકી એકાદ ફકરાનાં વિરામ-ચિન્હોની જ ગરજ, આ વિલક્ષણ સ્મિત સારતાં હોય તો તે પણ સંભવિત છે. કારણ આટલે દૂરથી તે સંવાદ આપણાથી સાંભળી શકાય નહિ. તે દરમ્યાન વારંવાર તે હાથ વીંઝતો હતો ને તેની જ સાથે જે પરિણામ દૃષ્ટિગોચર થતું જોવામાં આવતું, તે ઉપ-રથી અમારી તો ખાત્રી જ થઈ ગઈ કે અમારી અટકળ ખરી હતી. આટલે બધે અંતરે રહ્યા છતાં પણ એ દેખાવથી અમને ખડખડાટ હસવું આવતું ને અમને હમેશાં બહુ જ આનંદ થતો. વારંવાર આપણી શેરીમાં લાંબાંલચ ભાષણ આપવા આવતા ઉપદેશકના ભસવાથી જે આનંદ થતો તેના કરતાં બહુ જ વધારે આનંદ આ ટીખળી ભાષણકારનું ભાષણ, સંભ-ળાતું નહિ છતાં, ઉપજાવતું. મારી સહીપણીને તો તેની એટલી સજડ અસર થઇ કે તેનો અજીર્ણવિકાર તેથી મટી જતો હતો

એમ તેને લાગવા માંડ્યું. તેથી કરીને તે અત્રે રહી ત્યાં સુધી એક પણ પ્રસંગ ચૂકતી નહિ ને તેમાં તેને એટલી મઝા પડતી કે જ્યારે ગોળમટોળશંકર શર્મા–કોણ જાણે ક્યાંય—અચિંત્યા લોપ થઇ ગયા ત્યારે તો તે બહુ જ દીલગીર થઇ ગઇ.

એ મહાશય હમણાં જ એક લાંબી યાત્રાએથી પાછા પધાર્યા છે. જાણવા પ્રમાણે તે સંન્યાસી છે–જો કે ભગવો વેશ તેમણે ધારણ કર્યો નથી—અને સંધ્યાકાળનો સમય ઘાસવાળીઓની સંગતમાં ગાળવો તે તેમના સંન્યસ્ત–આશ્રમને લીધે સવિશેષ વિલક્ષણ લાગે છે. એઓ આ વખતે એક વળી નવાઇની ચીજ–તેમનો દંડ–લેતા આવ્યા છે. એ દંડ પણ તેમના જેવો જ વિલક્ષણ છે. એક લાંબી મજબૂત લાકડીની મૂઠની જગ્યાએ હાથનો પંજો છે, ને તે પંજાની આંગળીયો સહેજ વળેલી છે. જ્યારે તે દંડના પંજાવતે ગોળમટોળશંકર પોતાની પીઠ ખંજવાળે છે તે વખતે એનાં દર્શન કરવાં જોઇએ; અને વળી તે ક્રિયા સાથે જે વિચિત્ર પ્રકારનાં તે દાંતીયાં કરે છે તેથી ખરેખર એવી તો ગમત પડે છે કે ન પૂછો વાત. ઘાસવાળીયો તો તેથી એટલીબધી હસે છે કે, તેઓ બેભાન થઇ જશે એમ બીક લાગે. વળી હવે તો તેઓ આ સંન્યાસીને ઘાસનું દાન કરવામાં વધારે ઉદાર બની છે. સંન્યાસી પણ તેવી રીતે ઉઘરાવેલું ઘાસ ત્યાં ને ત્યાં જ વેચી નાંખે છે ને તેની આ પ્રકારની કમાણીને ભાગ્યે જ કોઈ પણ ઘાસવાળીની કમાણી પહોંચી વળતી હશે એમ મારૂ માનવું છે. પરમાત્મા એનું કલ્યાણ કરો ! ગોળમટોળ માથાવાળા ગોળમટોળશર્મા સંન્યાસીને વળી કંચન ને કામિનીનું શું કામ ! એ વિચાર મને આશ્ચર્યચકિત બનાવે છે. વળી મને એવો પણ ભય ઉપજે છે કે કોઈ દિવસ એવો ન

આવે કે જ્યારે તે બધીય ઘાસવાળીઓને લઇને સ્વામી મહારાજ ગચ્છંતી કરી ન જાય. કારણ કે હાલમાં તે પ્રલોભક પંજાનો પ્રયોગ કરવાનું ક્ષેત્ર તેમણે વિસ્તાર્યું છે. આજ સુધી પોતાની પીઠપર કરતા, હવે તો તે ઘાસવાળીઓમાંની ઘણીએકની ઉઘાડી પીઠ ઉપર પંજાનો પ્રયોગ કરવાનો પરમાર્થ કરતા સ્વામીજી નજરે પડે છે; અને વધારે આશ્ચર્ય તો એ કે સ્હેજ પણ શરમાયાં વગર કે આનાકાની કર્યા વગર તે પ્રયોગને અધીન થવામાં ઘાસવાળીયો પરમાનંદ માણે છે.

હવે આપણે આ સાધારણ વાત ઉપરથી મારા પોતાના વિચાર ઉપર આવીએ. એ ગોળમટોળશંકરના વિચાર ઉપરથી જ મારો વિચાર ઉપજ્યો છે, માત્ર તે મૂળ વિચારમાં સ્હેજસાજ ફેરફાર ને સુધારો કરેલો છે. એક એવો બંધએસ્તો—લાંબો ટુંકો થઈ શકે એવો—જાદુઈ પંજો બનાવશો કે તે પોતાની પીઠ ખંજવાળવાના કામમાં આવે એટલું જ નહિ પણ તે વડે બીજાની પીઠ પણ—તે ગમે એટલે દૂર હોય છતાં—ખંજવાળી શકાય. કેમ, કેવી મજાની વાત! આવું એકાદ કારખાનું કાઢ્યું હોય તો પછી આખી દુનીયાંની ટંકશાળ તે માણસને ત્યાં ખાલી થાય કે નહિ! મારી તો ખાત્રી છે કે, એ ચીજનો ઉઠાવ બહુ જ જબરો થવાનો કારણ જગતની નસેનસ ને રગેરગમાં નિરંતર વહેતો વિચાર—તમે મારી પીઠ ખજવાળો ને હું તમારી પીઠ ખજવાળું—તમે મારી પ્રશંસા કરો કે ઝાટકણી કહાડો, ને હું તમારી પ્રશંસા કરૂં કે ઝાટકણી કહાડું—તેને ખરેખર અણીશુદ્ધ આચારમાં મૂકી શકે એવી કોઈ પણ ચીજ હોય તો તે આ જાદુઈ પંજો છે.

પરન્તુ નસીબ એ ડગલાં આગળ ને આગળ. મારા એવા એવા અપૂર્વ બધાય વિચારો કાં તો કોઇ પહેલેથી ચોરી લે છે

અગર તો કોઇકને તે મારા કરતાં વહેલા સૂઝે છે, તેને પરિણામે તે શોધનું માન મને ન મળતાં કોઇક બીજું જ ખાટી જાય છે. ગઇ કાલ જ મારા સાંભળવામાં આવ્યું કે દુનીયામાંની સમસ્ત જ્ઞાતિઓને એક જ સાધારણ નામથી વિભૂષિત કરવાનો મારો વિચાર તો આચારમાં પણ મૂકાવા માંડ્યો છે. એમ જણાય છે કે, કેટલાક વિદ્વાન પંડિતો શાસ્ત્રીઓ ને વેદાંતીઓની એક મ્હોટી સંખ્યા એકઠી થઇ, ને તેમણે એક સમાજ અથવા સંસ્થા સ્થાપી. એ સંસ્થાનું મુખ્ય કામ એ કે કોઇપણ પ્રકારનો નાતજાતનો તફાવત રાખ્યા સિવાય વિદ્યાકળા હુન્નર ને ઉદ્યોગની કદર કરી તેને ઉત્તેજન આપવું. આપણા દેશનાં પ્રતિષ્ઠિત અગ્રણી પત્રોએ આ વિચારને વધાવી લીધો છે ને તેનાં બહુ જ વખાણ કર્યાં છે. તે મંડળની કાર્યવાહિની સભાએ પદવીઓની પરંપરા સંસ્કૃત ભાષામાં રચી છે, અને પ્રતિષ્ઠા પામતા પંડિતોને તથા બીજાં પાત્ર માણસોને તે પદવીઓથી પ્રસંગે પ્રસંગે વિભૂષિત કરવા, એવો તેમનો હેતુ છે. ખરેખર—આજલગી હું તે કયાં ગઈ હતી—તેમાંની કેટલીક પદવીઓ તેમણે કેટલાક પ્રતિષ્ઠા પામેલા સદ્‌ગૃહસ્થોને—કે જે સદ્‌ગૃહસ્થોને બીજે સ્થાને સ્હેજસાજ ટુંકી ને નાની પદવીઓ મળેલી હતી, તેવાઓને—સમર્પી પણ છે, તે નવીન પદવીધારીઓમાં એક તો મારા જાણ્યા પ્રમાણે ન્યાયાધીશ છે, બીજા રાજ્યકારિણી સભાના મંત્રી છે, ત્રીજા એક ધારાશાસ્ત્રી છે, ચોથા એક પ્રોફેસર છે ને પાંચમા એક સંસારસુધારક છે !—બાકીનાનું મને કંઈ લક્ષમાં નથી. એ સર્વેમાંના પ્રત્યેકે આ માન અને આ માનપત્રો પૂર્ણ પ્રસન્નતાથી સ્વીકાર્યાં છે, કારણ તેથી વર્તમાનપત્રોમાં તેમનાં બણગાં ફૂંકાયાં છે એટલું જ નહિ પણ દરેકના માનમાં લાગતાવળગતાઓ તરફથી તેમને અભિ-

નંદન આપવા સારૂ મેળાવડા ને સ્નેહસંમેલનો ને માનપત્રોની ધામધૂમથી મસ્કો લગાડાયો તે વધારામાં. એ સદ્‌ગૃહસ્થોની શેઠાણીઓ—પત્નીશ્રીઓ—ના અભિમાન ને સુખમાં પણ એથી ઓછીઘણી વૃદ્ધિ નહિ થઈ હોય, પોતાના પ્રાણના પણ પ્રાણ એવા પોતાનાં નામ પાછળ પદવીઓનાં પૂછડાં લંબાય એ કંઈ ઓછું માન! હવે તો એમના સંબોધનમાં પણ એટલી વૃદ્ધિ થવાની (ખરેખર વ્હાલા! આ બધું હું મારા પોતાના દૃષ્ટિ-બિન્દુથી લખું છું.) પરન્તુ એક જણ મારા કાનમાં ફુંક મારી જાય છે—પેલા મોટે ખાંચરેના માણસના મરણના સમાચાર લાવનાર માણસ નહિ હો—કે કેટલાક સાર્વજનિક પ્રસિદ્ધિ ને પ્રતિષ્ઠા પામેલા ગૃહસ્થોને પદવી—દાન કરી, સદર સમાજે પોતાનાં પ્રસિદ્ધિ પ્રતિષ્ઠા ને માન જમાવ્યા પછી—કારણ અહિયાં પણ પેલા પંજાનો મહિમા છે—એક નવો જ બુટ્ટો ઉઠાવ્યો છે. એ બુટ્ટો મને તો મજાનો લાગે છે. કેટલાક ગૃહસ્થો, બુદ્ધિમાનોના મંડળમાં પૂજ્યપદ (મરાઠી 'પૂજ્ય' મીંડું શબ્દ હોં) શૂન્ય—પદ ભોગવે છે તેવાઓએ પણ પોતપોતાને સૂઝતે ને રૂચતે માર્ગે અમુક જાતની પ્રતિષ્ઠા મેળવેલી છે, તેવા પાત્ર જન રહી જાય તો ન્યૂનતા આવે એમ ધારી તે પદવી—દાનનું કાર્યક્ષેત્ર વિસ્તારવું એ આ નવો બુટ્ટો છે. તેના જ્વલંત દૃષ્ટાંત તરીકે એક લખપતિ શેઠીયા છે, આપણા ઇલાકાના નહિ હોં કે, જેઓએ લાખોવાર લેવી પડેલી નાદારી સામે અડગરીતે ટક્કર ઝીલી જનસમાજના અસંખ્ય પ્રહારો સહન કરવાની અપૂર્વ સહનશીલતા ને તે સામે બેધડક ટકી રહેવાની બહાદુરી બતાવી છે, એમ કહેવાય છે. બીજો એક તમાખુનો વેપારી છે, તે જાતનો ઢેડ છે પરંતુ તમાખુના વેપારના પ્રતાપે અત્યારે સાક્ષાત લક્ષ્મીના પર્યંકમાં પોઢે છે; ત્રીજો એક મીઠાઈ વેચનાર

કંદોઈ છે તેણે આપણા લક્ષ્મીનારાયણના મન્દિર સામે એક મહાવિશાળ મજબૂત સુશોભિત મંડપ બાંધ્યો છે. રથયાત્રાને દિને નીકળતી સ્વારીમાં, ભગવાનની પ્રતિમાની તે મંડપમાં પધરામણી થાય છે. ચોથો એક જમીનદાર છે. તેઓનું જ્ઞાન તો એટલું બધું છે કે, 'બારનું ચોથ' શું તે પણ જાણતા નથી; સદર સમાજને તેમણે ખાસ્સો મ્હોટો ફાળો આપ્યો છે, એ કંઈ ઓછી પાત્રતા નહિ. પાંચમા અથવા અનુક્રમમાં છેલ્લા છતાં મહિમામાં પહેલા, એક એવા સદ્‌ગૃહસ્થ છે કે તેમને જગત સ્હેજસાજ દિવાના તરીકે તો લેખે છે એમનાં પરણેલાં વિધવા–પત્નીના પરલોકગમનથી એઓ હાલ વિધુર થયા છે અર્થાત રંડાયલા છે અથવા ઘરભંગ થયા છે, એઓનો વિચાર વળી પાછો ઘર માંડવાનો છે. સ્વાર્થમાં પરમાર્થ સિદ્ધ કરવાનો તેમને બહુ જ જબરો લોભ કે મોહ છે, તેથી એક નાચનારી નાયકણ જોડે લગ્ન કરી સુધારા પ્રત્યેનો પોતાનો શુદ્ધ સ્નેહ સિદ્ધ કરવાનો તેમનો વિચાર છે. તે સિદ્ધ કરવામાં તેમણે એક નાનીસુની સરત કરી છે તે એટલી જ કે સકલસદ્‌ગુણસંપન્નની–ઈંગ્રેજીમાં ટુંકી રીતે લખતાં ત્રણ, S અક્ષરથી વિભૂષિત મ્હોટામાં મ્હોટી પદવી સમાજે તેમને આપવી. અત્યારની ઘડી લગી તો આ સર્વ બંધબારણેની વાત છે. રહસ્યમય છે; પરંતુ થોડા વખતમાં જ તે ખુલ્લું થઈ જશે. આ સમાજે સમર્પેલી પદવીનાં પૂછડાં લગાડનાર મહાતમાઓના મુખારવિંદનાં દર્શન કરવાનું, તેમ જ પરિણામે જો પૂંછડાંઓ કાપી કાપી કાઢી નાંખે તો પછી તેમની પત્નીઓનાં સંતપ્ત મુખનું દર્શન કરવાનું મને બહુ મન થાય છે.

દરમ્યાનમાં જે પદવીજવર વિષે ચાર દહાડા પહેલાં આપને મેં લખ્યું હતું તે જ પદવી–જવરે મને પણ ઝપાટામાં લીધી

છે. ખરેખર એ ચેપમાંથી હું કેમ બચી શકું !! ખરેખર આપ મને પદવી-દાનને પાત્ર ગણશો જ. મેં આપને આટલા બધા વિદ્વત્તાપૂર્ણ પત્રો લખ્યા છતાં પણ શું હું તેની અધિકારિણી થઈ નથી ? પરન્તુ તે પદવી મેળવવામાં પૈસાની હોળી કરવા જેટલી પૂંજી મારી પાસે નથી. તેથી પેલો પંજો એ જ સાધન મારે માટે બાકી છે. વ્હાલા ! હસી કહાડતા નહિ પરન્તુ પૂર્ણ ગંભીરાઈથી આપ વિચાર કરજો ને પછી મને જણાવજો કે આ બુટ્ટો કંઇ કસદાર છે કે કેવળ ખાલી ખં છે. પેલા સદ્‌ગૃહસ્થે મ્હોટો ખર્ચ કરી ફક્ત હિંદુ સ્ત્રિયોને જ—પુરુષોને નહિ—ફરવા હરવા માટે મ્હોટો બાગ બનાવરાવ્યો તે જેમ અત્યાર લગી જેવો ને તેવો શૂન્ય ખાલી ખં છે તેના જેવો તો આ બુટ્ટો નથી ને ? ખરેખર વ્હાલા ! મને કંઇ મ્હોટો ખિતાબ કે પદવી આપે કેમ આપવાં ન જોઇએ તે કહેશો, અથવા તેમ જ પસંદ ન હોય તો એક ચાંદ આપો અને તેના બદલામાં તમને દિલપસંદ એકાદ ખિતાબ કે ચાંદ હું આપું ? એમ શા માટે ન કરવું જોઇએ ? આજકાલ ઉભરાતા કવિઓ ને સાક્ષરો એવું નથી કરતા શું ! ખરેખર ! જગતમાં જેની પૂરેપૂરી ખોટ છે ને જગતને જેનો વધારેમાં વધારે ખપ છે તે પૂરૂં પાડનાર આ એક સહેલો શાણો ને વ્યવહારૂ ઉકેલ છે—ને તેને માટે ઉપકાર માનો પેલા ગોળમટોળ શર્માનો.

## પત્ર ૪૩.

વૈદ્યરાજ ! આપ આપની મેળે જ નીરોગ થાઓ ! સ્નેહ-શૂન્ય જીવનની કરી-ચરી-બતાવનાર વૈદ્યરાજ ! આપ પોતે જ એ પથ્યનું સેવન ન કરો, આપે પોતે દર્શાવેલ નિયમનો આપ જ ભંગ કરો તો પછી મારે આપને બીજું તે શું કહેવું ! આપને આમ એકાએક શું થઈ આવ્યું છે ? શા કારણે આપ અચિંત્યા આટલા બધા મુગ્ધ થઈ ગયા છો ? 'વિરહ, હૃદયને વધારે પ્રેમાળ બનાવે છે' એ કારણ છે કે પછી મારા પત્રોએ આપનું બધું ચક્કર ફેરવી દીધું છે ? પેલી સુન્દરીસ્થલી વિષે ઈશારો, ઘોડે બેસવાની ને તરવાની કલા સંબન્ધે ઉલ્લેખઃ દોલા-ઉત્સવનું વર્ણનઃ મારી પ્રિયસખી મધુરીના મોહનપત્રો— પ્રિયતમ ! એ સર્વમાંથી કયી વસ્તુએ આપના હૃદયને મારી પાછળ ઘેલું તૂર બનાવી દીધું છે !

હાશ ! હાશ ! આ તો સ્વપ્નું છે-સ્વપ્ન ને તે વળી દિવસે ને તે પણ કેવું વિલક્ષણ ! આ છેલ્લા પત્રમાં આપે જે મારું વર્ણન કર્યું છે તે વર્ણન ગયે પરમ દિને જે મેં આપને લખ્યું તે બીના સાથે બરોબર તદ્દન મળતું આવે એ કેટલું બધું અસાધારણ !- એની એ જ સાડી, તેનાં તે જ હીરાના ઈયિરરીંગ, વળી પેલાં માણેકનાં કંકણ, સૌભાગ્યચન્દ્રક, અને સુનેરી ચશ્માં પણ ખરાં કે જે માત્ર મશ્કરીની ખાતર મેં એકાદ મિનિટ આંખે ચડાવ્યાં હતાં. પત્રનો સમય પણ ઘણું કરી તે જ છે કારણ આપના પત્રમાં આપે મંગળવાર મધ્યાહ્ન એમ લખેલું છે. ખરેખર ! વ્હાલા, એ બધી ખરે જ આશ્ચર્યકારક ઘટના છે. શું આપને આવ્યું તે વખતે આપનો સૂક્ષ્મ આત્મા મુસાફરી

કરીને અત્રે આવીને મને આબેહૂબ એ જ વેશમાં ને રૂપમાં જોઇ ગયો હશે! નહિ તર પછી સ્વપ્નમાં સત્ય વાતનો પ્રકાશ કેવી રીતે થાય!

હું હમેશાં સ્વપ્નમાં માનું છું. તેમાં ખાસ કરીને જે સ્વપ્નાં અજીર્ણવિકારને પરિણામે નથી આવ્યાં હોતાં તેમાં મને બહુ શ્રદ્ધા છે. 'નવરા મગજનાં કારસ્તાન, કલ્પનાના જ વણી કહાડેલાં' તંત વિગેરે કહી આપ જ તે સ્વપ્નાંને તુચ્છકારી કહાડતા હતા. પરન્તુ જે અશ્રદ્ધાળુને ગળે પણ સત્ય ઉતરતું નહિ તે હવે હૃદયસુધી પહોચી ગયું છે, કેમ ખરું કે નહિ!

આજરોજ આપને મારો પત્ર મળશે તેમાંની વિગત સાથે આપને સ્વપ્નમાં જે જણાયું તે સરખાવી જોજો, ને પછી આંખો ઉપરથી અજ્ઞાનની અન્ધારી દૂર કરજો મારા શાણા સ્વામીનાથ!

પરન્તુ સ્વપ્નમાંનો એક મુદ્દો બનેલા બનાવ સાથે મળતો નથી આવતો. આપનું એવું લખવું થાય છે કે 'તેવા વેશમાં હું એવી તો મોહક ને મનહર દેખાઇ કે આપ દોડીને મને વળગી પડ્યા (સ્હેજ પણ નહિ. કારણ આપ તો આપના સ્થાન ઉપરથી લવ માત્ર પણ ખસ્યા નહોતા.); અને બીજું, મેં આપને ચુંબન કર્યું—(બિલકુલ નહિ; મેં મારા પિંડને જ ચુંબન કર્યું!) આ જ સ્થાને આપે એક ટુંકી કવિતાની કડી લખી નાંખી છે કે જે લગભગ મારા પ્રાણ હરી લે છે. તેમાં આપે મને પ્રેમની પ્રતિમા બનાવી છે, ને બીજે પક્ષે સૂર્યપ્રકાશની ઉપમા આપી છે કે જેમ ઝાકળનું પાન સૂર્ય કરી જાય છે તેમ અધરામૃતપાનથી આપના આખા આત્માનું હું પાન કરી ગઈ. પરન્તુ એ કડીયો આપની નથી તેમ જ એમાંનું

કંઈ પણ આપના સ્વપ્નમાં આવ્યું ન હોતું. એ તો આપની કલ્પનાજન્ય ટીકા છે ને તે સ્વપ્નને બન્ધબસ્તું બનાવે છે; કારણ માત્ર પંક્તિઓનો ભાગ કાઢી નાંખીયે તો શેષ રહેલો ભાગ નાનામાં નાની વિગતને પણ મળતો આવે છે.

વ્હાલા! શું મને ખરેખરી ગાંડીઘેલી બનાવી દેવી છે? આવો જાદુગારો પત્ર શીદને આપે લખ્યો? તેનું વારંવાર પાન કરૂં છું અને તેથી હું ફાટી પડીશ એમ લાગે છે. મીઠી મીઠી બાબતોથી તે પત્ર છલોછલ ભરેલો છે—આપ એમાં, 'અપ્સરાની રાજકુમારી'—મેં મારા મંગળવારના પત્રમાં વર્ણવ્યું છે તેમ—કહો છો. 'એમૂલું રત્ન' 'મધુરૂં ગુલાબ,' 'મોહક ચન્દ્રિકા' એવાં એવાં સંબોધનો લખ્યાં છે એટલું જ નહિ પણ અંદર એમ પણ લખેલ છે કે 'મારી પ્રાણપ્રિય પ્રિયતમા, તારી મૂર્તિ મારી નજર આગળ હમેશ તરતી રહે છે; તારા મધુર સ્વરનો રણકાર મારા કાનમાં હમેશાં ધ્વનિત થયાં કરે છે.' અહોહોહો! આપનાં મધુરાં સ્મિતોનાં સ્મરણથી મારી આંખને ને આપના મધુરા સંગીતના સ્મરણથી મારા કાનને ઉજાણીનો અનુભવ થયો છે! પ્રત્યેકે પ્રત્યેક સંભારણું મારા આત્માને આનંદમાં તરબોળ કરી દે છે. ખરેખર આપ મારા જીવાત્માના અંગભૂત થઈ રહ્યાછો; અને મને એમ થાય છે કે આપની સંગતિના અભાવે હું નથી કંઈ કરી શકતી કે નથી કંઈ લ્હાવો લઇ શકતી. આ પત્ર લખતી વેળાએ પણ આપની સુંદર મૂર્તિ મારી બાજુમાં જ છે અને આપનો નાજુક હસ્ત-પાશ મારી આસપાસ વીંટળાઈ જાય છે. તે વખતનો મૃદુ સ્પર્શ ને આપના મધુરા ઓષ્ઠપલ્લવનો અમૃતરસ હું અનુભવું છું.' અધધધધ! કેવાં મધુરાં વ્હાલનાં વચન!

આનંદના ભાનથી મારો આત્મા બહરે મારી જાય છે, તેથી હવે એક શબ્દ પણ વધુ લખવા શક્તિ રહી નથી. ખરે-ખર ! વ્હાલા, આપના દર્શન વગર આ દેહ ટકવો દુર્લભ છે. મારા પ્રેમ ઉપર અંકુશ ને નિયમન એટલા બધા લાંબા વખત સુધી મેં રાખ્યું છે કે હવે લાંબો વખત તે ટકી શકશે નહિ ને વાત મારા કાબુમાં નહિ રહે. મરણનું શરણ કે ગાંડાની ઇસ્પી-તાલનો આશ્રય એ બેમાંથી એક જ માર્ગ મારે માટે હવે ખુલ્લો રહ્યો છે. વ્હાલા ! શું આપ નહિ પધારો ! આ રંક અબ-ળાનું રક્ષણ નહિ કરો ! હૈયું ભરાઈ આવ્યું છે અને વેળાસર આવી આપ રક્ષા નહિ કરો તો નક્કી તે તૂટી-ફૂટી જશે પ્રભુ !

## પત્ર ૪૪.

પ્રિયતમ;—ગઈ કાલ રાતનું મારૂં માથું એટલું બધું દુઃખે છે કે તેના સહસ્ર કકડા થઈ જશે એમ ભય રહે છે. તેને પરિણામે થોડા દિવસ કલમ હાથમાં પકડવાની આશા છોડવી પડી. પરન્તુ કલ્યાણ થજો પેલા મલમના બનાવનારનું. તે મલમ લગાડતાં વાંત જ દર્દ નરમ પડયું. જે કાગળમાં એ મલમની શીશી પેક થઇને આવી હતી તે કાગળના કટકાએ એવી તો રમુજ કરાવી છે કે તે સમ્બન્ધી સહેજસાજ ચિત્રી કહાડ્યા વગર ચેન નહિ પડે.

જાહેરખબરના કોઈ જૂના ચોપાનીયાના એકાદ મ્હોટા પાનામાંથી વિલક્ષણ રીતે કાપી કાઢેલા એકાદ કટકામાં તે શીશી લપેટેલી હતી. જીંદગીની સાધારણ જરૂરીયાતો પૈકી કેટલી એક પૂરી પાડવાના રામબાણ ઇલાજો, મૂલ લઇને દર્શાવનાર, કેટલીક પેઢીયો ને સદ્‌ગૃહસ્થોનાં નામ તે કટકા ઉપર નજરે પડતાં હતાં. તેનું આખું પાનું મળી શકતું નથી; અને જે કટકો મોજુદ છે તેનું ત્રીજું કોલમ એવી રીતે ફાટી ગયું છે કે તેને લીધે તેનું ઠામઠેકાણું દર્શાવનાર ભાગ જ કપાઈ ગયેલ છે. બીજા કોલમમાં ટપકાવેલ કેટલીક પેઢીયો ને સદ્‌ગૃહસ્થે આપણા ઓળખીતા છે પણ બાકીનાનો પત્તો એવો અંધારામાં છે કે તે રામબાણ ઔષધ સમ્બન્ધી કઈ પણ માહિતી મેળવવી હોય તો દરેક જાણીતા લત્તાની દરેક પેઢીતાં ભટકવું પડે. આ સાથે તે કટકો બીડું છું, તે વાચ્યાથી આપને તરત જ જણાશે કે લગ્ન–સુખથી માંડીને અમરતા પ્રાપ્ત કરવા જેટલો લાંબો પ્રદેશ તેમાં સમાઈ જાય છે.

*　　*　　*　　*

રામદાસની કુંપનીનું ઠેકાણું શોધી કહાડી શકો તો તો નવા-ઈની વાત. આજ કાલ કંઈ પણ '**શ્રમવગર કીતાબ મેળવવાનો**' એવો વા ચાલ્યો છે કે, તે વખતે એ રોગનો ઇલાજ બહુ જ ઉપયોગનો થઈ પડે. તે જ ઈલાજને માટે તેમાં **રામદાસ કુંપનીની જાહેરાત છે. તે વિષયમાં મને પોતાને કંઈ** અંગત કારણને લીધે બહુ જ રસ પડે છે. એકાદ કીતાબ કે ચાંદની મારે બહુ જ જરૂર છે. તે સંબન્ધમાં આપને હું હમેશાં વિનવતી આવી છું છતાં તે મેળવી આપવા સ્હેજ પણ શ્રમ લેવા આપે ક્યાં કાળજી રાખી છે જે ! !

તે કટકો બરોબર દસમા નંબરની વિગત આગળ ફાટેલો છે:–' માત્ર કીતાબધારી રાજાને માટે જૂના રીત રીવાજો સંગ્રહવા સારૂ '–અને તે ઈલાજની માહિતી મેળવવાનું સ્થળ તેમાં નજરે પડતું નથી. તેની ફીકર નહિ; કારણ તે ઈલાજ બહુ જાણીતો નથી; માત્ર એક મ્હોટા માણસને કહિંકથી તે જાણમાં આવવા પામ્યો છે. તે જો કે છે તો બહુ સાદો છતાં અનુકૂળ થાય એવો નથી; ને માત્ર ત્રણ ટપ્પામાં જૂના જમાનાની રૂઢીની પ્રાપ્તિ કરાવી આપે છે:—

૧ બે અથવા તેથી પણ વધારે સ્ત્રીઓ પરણવી.

૨ જ્ઞાતિરિવાજ પ્રમાણે પોતાના કુટુંબીજનને બાળવા કે દાટવા સારૂ એક તદ્દન અલાહ્યદી જમીન રોકી રાખવી.

૩ જ્યારે એકાદી બાયડી રામશરણ થાય ત્યારે તે પટરાણી કે અવરરાણી જે હોય તેના અવસાનના સમાચાર જાહેર કરવા.

ખરેખર આ પ્રમાણે પ્રાચીનતા પ્રાપ્ત કરવામાં તો–સુધરેલા જમાના સાથેનું-કટ્ટામાં કટ્ટુ વેર વળાતું હોય એમ ભાસ થાય છે.

# પત્ર ૪૫

વ્હાલા ! ગઈ કાલના કાગળના છેલ્લા ફકરામાં લખેલા સમાચારમાં થઈ ગયેલી ભૂલ સુધારવાના હેતુથી જ આ પત્ર આટલો વહેલો લખાય છે. જૂના જમાનાના ગણુવાનો ઇલાજ તો માત્ર ઠઠ્ઠો કે ઠગાઇ હોય એમ જણાય છે ને તેમ કરવા જતાં નિષ્ફલતા પ્રાપ્ત થાય એ પણ તેટલું જ ખુલ્લું છે. જે પેઢીમાંથી તે મ્હોટા માણુસે માહિતી મેળવી તે પેઢી, ને આપણુને મળેલા અધુરા કટકામાં જે પેઢીનું ઠામ ને ઠેકાણું કપાઈ ગયેલ છે તે પેઢી એક જ હોય તો તે આખા લીસ્ટમાંથી શ્રદ્ધા ઉઠી જાય એવો ઘાટ બન્યો છે.

એવું કહેવાય છે કે જેમ રાવબહાદુર, રાવસાહેબ વિગેરે કીતાબો અપાય છે તેમ ‘ રાજા ’ નો પણ કીતાબ અપાય છે. એવી રીતે કીતાબ મેળવીને થયેલા ક્ષણિક રાજાઓની પત્નીઓ, વ્યાકરણ–પ્રયોગની મદદથી કે સભ્યતાની ખાતર પણ જાહેરમાં રાણી કહેવાઇ શકાય નહિ. રાણી, મહારાણી, નામદાર બાનુ, તત્રભવતી રાજ્ઞી આદિ શબ્દો સાર્થ છે ને જેઓ ખરેખરા રાજા ને સત્તાધારીયો છે તેઓની પત્નીઓને જાહેર રીતે પણ લાગુ પાડી શકાય ને તેમ ઉપયોગ થાય છે એ બરોબર છે, તેથી મહારાજાની વહુને મહારાણી, રાજાની વહુને રાણી, ને જમીનદારની વહુને જમીનદારિણી કહી શકાય. કારણ તે પ્રયોગમાં તે તે પુરુષને રાજ્ય, હકુમત, સત્તા કે જમીન હોય છે, અગર તો વંશપરંપરાથી તે કીતાબનો તેઓ ભોગવટો ભોગવતા આવ્યા હોય છે. પરંતુ જેને કોઈ ચોક્કસ કારણથી ‘ રાજાનો ’ કીતાબ આપવામાં આવ્યો હોય તેવા એક ક્ષણિક નામધારી ‘ રાજા ’ પોતાની કુલવધુને રાણી કે મહારાણી કહેવડાવી શકે

નહિ. જેમ આચાર્યની ( Reverend ) કે 'ઓનરેબલ' ની પદવી પામેલાઓ પોતાની અર્ધાંગનાને તે પદવીનો લાભ ને લ્હાવો લેવરાવી શકતા નથી તેમ. એ વાત એવી તો સરળ છે કે તે બાબતમાં આવો ભમરડો મેં કેમ વાળ્યો હશે એ વિચારથી ખરેખર હું તો શરમાઇ જાઉં છું.

## પત્ર ૪૬.

માથાની વેદના તો દૂર થઈ છે તથાપિ મને કંઈ કળ પડતી નથી ને હું તદ્દન નરમ બની ગઈ છું. આપનો વિયોગ મને કેવો સાલે છે, ને આપનો સંયોગ કેવો ચમત્કારિક ફેરફાર મારામાં કરી શકે એમ છે તેનો આપને લવમાત્ર પણ ખ્યાલ નથી. પધારો, પ્યારા પ્રિયતમ, વ્હેલા વ્હેલા પધારો, બહુ નહિ તો માત્ર બે દિવસ પણ આવી જાઓ, મારા પ્રભુ, ને દુઃખના દવમાં બળતી અબળાને ઠારો. ઘોડો ચોરાઈ ગયા પછી તબેલાને બારણે તાળું વાસવું એમાં કાંઈ શાણપણ છે, પ્રભુ ? !

મારૂં મગજ તદ્દન શૂન્ય–ખાલીખં–બની ગયું છે તેમાંથી એકપણ તરંગ નિઃસરી શકે એમ નથી. ઘડી મન રમાડો થાય એવું કંઈ જડી આવે તો ઠીક, એવા વિચારથી એક જૂના માસિકનાં પાનાં ઉથલાવું છું, તેમાં એક વિષય નજરે ચડ્યો છે. એક યુવકમંડળના સભાસદો આગળ, એક છટાદાર હૃદયદ્રાવક ભાષણ અપાયલું હશે તેનો એ ઉતારો છે તે વાચવાથી મને બહુ જ રસ પડયો, ને તેમાંય '**રૂઢીની ગુલામગીરી**' જે આપણા લોકોમાં આટલી બધી જડ ઘાલી બેઠી છે તેને લગતો ભાગ વાંચતાં તો અતિશય રસ પડયો. તે ભાગ કાપી કાઢી આ સાથે બીડયો છે. આપને પણ તેટલો જ રસ પડશે–કદાચિત્ તેથી વધારે પણ રસ પડશે એમ મારી ખાત્રી છે. કૃપા કરી જરૂર વાંચી જજો.

વળી એક બીજું રમુજી ચોપાનીયું પણ હાથમાં આવી ગયું. તેમાં પેલી 'સુંદરી–સ્થલી' વિષે કંઈ અદ્ભૂત વાતો લખેલી છે. આજ રોજ તે પૂરૂં કરી આવતી કાલે આપને બીડીશ. આ પ્રકારનું વિષયાંતર મને કંઈક ફાયદો કરશે એમ આશા છેઃ—

લિ૦ આપને સદા ચાહનાર ને રટણ કરનાર,

આપની કમળા.

## બીડેલો કટકો.

સદ્ગૃહસ્થો !

આપણા ઉત્તમમાં ઉત્તમ અને સમર્થમાં સમર્થ માણસો, રૂઢી અને વ્હેમના દાસ—ગુલામ—છે એ એક અતિશય નીચું જોવડાવનારી બીના છે. તેઓ પોતાના અંતઃકરણના નિશ્ચય પ્રમાણે ચાલવા અશકત છે, અને કહેવાની વાત એક ને કરતી વખતે બીજું—ઉચ્ચારમાં ને ઉપદેશમાં એક, પણ વ્યવહાર ને આચારમાં બીજું—એમ ચાલવાની તેમને ફરજ પડે છે—( સાંભળો, સાંભળો. )—કારણ કે રૂઢીરૂપી ચંડાળ વૈતાળ તેમની સામે ડોળા કહાડીને ઘુરકયાં કરે છે. આપણે ગુલામગીરીની જાળમાં પીસાઈ પીસાઈ ખરેખર—ખરતા—ક્ષીણ થતા જઇયે છીયે. તે ગુલામગીરીને નિષેધવાની શકિત નથી કોઈ ધારાસભામાં કે તે નિર્મૂલ કરવાની સત્તા નથી કોઈ રાજ્યકર્તામાં. રૂઢીરૂપી દયાહીન જાલીમ, આપણી સમાજનું જીવન—સત્ત્વ ચૂસી લે છે. ( સાંભળો, સાંભળો ! ) જ્યાં સુધી આ સહસ્રમુંડધારી રાક્ષસનો અમલ આપણે શિરે પ્રવર્તી રહ્યો છે, ત્યાં સુધી, ખાત્રીથી માનજો, બંધુઓ ! કે આપણી સઘળી ઉંચી આશાઓ ભાગીને ભૂકો થઈ જશે ને આપણે પરિણામે નિરાશાના ઉંડા અંધારા ખાડામાં જઇ ગબડીને સબડવાના, પ્રગતિ માટેના આપણા સર્વે પ્રયત્નો નિષ્ફલ જ નીવડવાના, ને જે કઈ છૂટો છવાયો જય ને યશ આપણને મળે છે તે સર્વનું પરિણામ પણ આખરે હાર ખાવામાં ને અપયશ રળવામાં આવવાનું. ( સાંભળો, સાભળો ).

મંગળાચરણમાં આપણે બાળલગ્ન વિષે વિચાર કરીયે. બાળલગ્નની રૂઢી ઠેઠ મનુના વખતથી માન પામતી આવી છે ને

તે ભોગવવાનો ઇજારો, આખી દુનીયામાં, જો કોઈ પાસે હોય તો તે માત્ર, આપણી જ પાસે છે. ( હસાહસ ). જેઓ પુખ્ત ઉમરનાં થયાં નથી, જેમના દુધીયા દાંત બદલાયા નથી, તથા લગ્નની તોક જેમને ગળે ઓળવવામાં આવે છે તેની જોખમદારી કે જવાબદારીનું જેમને ભાન પણ નથી એવી નાદાન વયનાં બાલક-બાલ-બાલકી-નાં લગ્નો, ઘરડાં માબાપોને લ્હાવા લેવ-રાવવા ખાતર, અગર તો મરણશરણ થતાં સંબંધીઓની અંવ-સાન કાલની વાંછના-વાસના-સંતોષવા ખાતર, કરાતાં ઘોડી-યામાં રમતાં બાલકોનાં લગ્નો; **'ચાહો તેને પરણો નહિ'** ને **'પરણ્યાં તેથી ગમે તેમ કરીને ચાહો'** એ તો જેનું વિશિષ્ટ સૂત્ર ને લક્ષણ છે એવા પ્રકારનાં લગ્નો-( સાંભળો, સાંભળો )- સદ્‌ગૃહસ્થો, આવાં આવાં લગ્નો થાય છે. લગ્ન સંબંધની આપણી કલ્પના તદ્દન અપૂર્વ છે. એવી અપૂર્વ છે કે આખી પરદેશી આલમને તે ગુંચવે છે ને મુંઝવે છે. આપણા નવ-લોહીયા જુવાનોના ગળે, તેમની કિશોર વયમાં જે લગ્નની ઝુંસરીરૂપી ઘંટીનું પડ ઓળવવામાં આવે છે, તેના શિવાય, આપણી પ્રગતિ-ઉન્નતિનો વધારે કટ્ટામાં કટ્ટો શત્રુ. અને આપણા સુખની આડે આવતી વજ્રમય ભીંત કોઈ પણ હોય એમ કલ્પી શકાતું નથી. જે વર-વધુ એક બીજાને ( ખરી રીતે ) પરણ્યાં નથી, તેમનો જીવન પર્યંતનો અભેદ્ય-અચ્છેદ્ય-સંબંધ માનવો, એનાથી ઓછી હલકી અને વધારે નીચ ગુલામગીરીની બેડી શોધી કહાડવી અશકય છે. જે લોકોનો એક પગ ચીતામાં પડ્યો હોય તેવા ઘરડા ઠચરા સાથે નાની નાની દુધમલ બાળકીઓનાં લગ્ન કરવાં-એ કન્યાદાન-લગ્નની યજ્ઞવેદી ઉપર એક કોમલ બાલાનું બલિદાન-એનાથી વધારે દુષ્ટ ને વધારે જંગલી વેપાર, માનવ-વ્યવહારમાં કલ્પવો તે શકય

નથી. ( શરમ ). આપણું ઘણુંખરાં લગ્નો—જોડાં—દુધપાણીની મેળવણી જેવાં નીવડે—ઉપરઉપરથી સુંદર ને સંતોષકારક ખરાં, પણ માત્ર સ્વાદમાં જ વાંધો—ઉપરટપકે જોતાં શાંત ને સુખી, માત્ર શયન—મંદિરમાં જ હોળી ( હસાહસ ) એવાં નીવડે તો તેમાં શું આશ્ચર્ય ? આપણાં લગ્નોમાં થતાં પાણિ-ગ્રહણ તે પાણિગ્રહણ નહિ પણ *કાંડીગ્રહણ નીવડે—નીવડે શું કરવા ! તે તેવાં જ છે. એ કાંડીગ્રહણ, કાંડીઘર્ષણની ગરજ નથી સારતું ? એ પાણિગ્રહણમાં, વર—કન્યાના હાથ વચ્ચે રખાતી દર્ભની સળી, દીવાસળી નથી થઈ પડતી ? સ્હેજ ઘસારાની જ વાર, ને પછી જુવો કે ભૂજી ભપકો—ભડકો, થઈ પડે છે કે નહિ ? અને એવું થાય એમાં કાંઈ નવાઈ ખરી ? ( હસાહસ ). જે ઉંમરે, બીજી પ્રજામાં છોકરાં રમતગમતની મઝામાં ને અભ્યાસમાં જ મંડ્યાં હોય છે ને લગ્ન સંબંધી સ્હેજ ખ્યાલ પણ તેમને આવતો નથી, તે ઉંમરે આપણાં છોક-રાંઓ રંડાપો પામે એમાં કાંઈ નવાઈ છે ! (સાંભળો, સાંભળો)-આપણામાં, માબાપો ઢીંગલા ઢીંગલી જેવડાં નાનાં નાનાં હોવાથી, તેમ જ વિધવાઓ પણ તેવી જ નાની નાની હોવાથી, બીજી પ્રજાઓ સાથેની સ્પર્ધામાં આપણે પણ નાના ટીચકુડીયા થઈ ગયા છીયે, એમાં શી નવાઈ ? ( સાંભળો ! સાંભળો ) જ્યાં સુધી લગ્ન સંબંધી આપણા રીતિરિવા-જોમાં કઈ પણ ફેરફાર નહિ થાય, કન્યાઓ સમજ-ણના ઘરમાં આવે તે પહેલાં તેમને **પરણાવી દેવી** જ જોઇયે એ નિયમ જ્યાં સુધી પળાશે; કન્યાની કુમારી—દશા કરતાં વૈધવ્ય દશાને જ જ્યાં સુધી પસંદગી આપવામાં આવશે,

---

* કાંડી= ( ૧ ) કાંડું, ( ૨ ) દીવાસળી.

ત્યાં સુધી સુધારાને કે પ્રગતિને લેશ પણ અવકાશ નથી અને ત્યાં સુધી આપણા દેશના ઉદ્ધારનો પણ ઉધારો જ સમજવો. ( સાંભળો, સાંભળો. ) આપણા ભારતવર્ષમાં લગ્નને નામે જે ફારસ કરાય છે તે લગ્ન જેવી અતિ પવિત્ર અને ગંભીર ક્રિયાનું કેવું વિલક્ષણ પ્રહસન ! આપણી નાની નાની કુમળી બાળાઓને પોતાને પણ એટલી નાની ઉંમરમાં પરણીને પાટ બેસવાની કેટલી બધી હોંસ હોય છે ! સુંદર સુંદર લુગડાં ને ભારે ભારે ઘરેણાં, ચાંલ્લાપીયળ ને ફુલવાડી ને એવા એવા કામણગારા શણગાર, રોશનાઈ, ઢોલ ત્રાંસાં ને વાજાંનો ઠાઠ, તેમ જ વરઘોડો ને અત્તર પાન ગુલાબનો ઠઠારો,—એ બધી વસ્તુઓથી વધારે લલચાવનાર, એક બાળકના મનને બીજું શું હોઈ શકે ! “ અહોહોહો ! જોડીની કે ચોકડીની ગાડીમાં હું બેસીશ, ને મારી પાછળ મ્હોટો વરઘોડો નીકળશે, ” એવા એવા વિચાર તે નિર્દોષ નાદાન બાલકના નાનકડા મગજમાં ઉભરાય છે, પરંતુ કયાં ખબર છે તે બીચારીને કે આ બધી મોજમઝાનો અંત શામાં આવવાનો છે, તેમ જ કયાં ભાન છે તેને કે આમ હસાવી પટાવીને તેને ગળે જન્મભરની ઝુંસરી ઓળવવામાં આવી છે ?

હવે આપણે આપણી સ્ત્રીઓની દશા તરફ જરા નજર કરીએ. કોઇ પણ જાતની કેળવણીથી વિહીન, ઘરના ઉંબરથી તસુ ભર બહાર સંચરેલ નહિ એવી રીતે બંધીખાને પડેલ, વ્હેમમાં તરબોળ અને રૂઢીબળથી દબાયેલ, એવી આપણી સ્ત્રીઓની સ્થિતિ—ખરેખર આપણે શરમાવું જોઇયે—ખરેખર એક ગુલામડી કે દાસીની સ્થિતિથી સ્હેજ પણ સારી નથી ! કાં તો અદેખાઇને લીધે કે કાં તો યવન રાજાઓના અયોગ્ય અને

અસભ્ય હુમલાઓમાંથી બચાવવાની ઇચ્છાથી, ગમે એ કારણથી—આપણી સ્ત્રીયોને આપણે એવા અંકુશ અને નિયમના બંધનમાં બાંધી લીધી છે કે તેને લીધે તેમની, હાલ આપણે દેખીયે છીયે તેવી, અધમ દશા થઈ પડી છે. પોતાનું રક્ષણ કરવાને અસમર્થ અને પોતાનો હક્ક પૂરવાર કરી આત્મોન્નતિ સાધવાને અયોગ્ય એવો આપણો સ્ત્રી વર્ગ—માફ કરજો સદ્‌ગૃહસ્થો—પશુવર્ગથી પણ નપેતર છે, અને ખરૂં કહેવડાવો તો આપણે પોતે ઢોરના ધણી અને ઢોરના વેપારી બની ગયા છીયે. આપણી સ્ત્રીયોની અવદશા—અધમ દશા—આપણે પોતાને હાથે થઈ છે, અને એવી આપણી સ્ત્રીયોએ, આપણને ને આપણી જનસમાજને અધમ દશામાં આણી મૂક્યાં છે. ( સાંભળો, સાંભળો. ) પેલા કવિનું વચન અક્ષરશઃ સત્ય છે કે—સ્ત્રીનો પ્રશ્ન તે જ પુરુષનો પ્રશ્ન છે, તે બંને જણુ સાથે જ સ્વતંત્ર બની દિવ્ય રૂપે ઉંચે ઉડે છે, અગર સાથે જ ન્હાનાં ટીચકુડીયાં બની જઇ ગુલામગીરીમાં જકડાઈ રહી અધમ દશામાં ડૂબી જાય છે.

શું તે શબ્દોમાં રહેલી સત્યતા ને ભવ્યતા ! આપણે પોતે જ આપણી સ્ત્રીયોને આવી (અધમ) બનાવી દીધી છે, ને ‘ હાથનાં કર્યાં હૈયે વાગે ’ તેમ જ, આપણું વાવેલું આપણે લણીયે છીયે. બીજે બધે, સ્ત્રી, પુરુષને સુખ ને આનંદનું સાધન છે, તે આપણામાં ચિંતા ને પરિતાપનું મૂળ છે. જીવનની યાત્રામાં મુસાફરી કરનાર પુરુષને મદદગાર સહચર તરીકે નિર્માયલી પત્ની, આપણામાં અંતરાયરૂપ ને બોજા સમાન છે. સુખમાં તેમ જ દુઃખમાં પોતાના પ્રિયપતિ સાથે ભાગ પડાવનાર એવી એક આદર્શરૂપ પત્ની, આપણી સ્ત્રીયોમાંથી બનાવી શકશો ? આ સંસારમાં પાર્થિવ ભુવનનું સ્વર્ગસદન બનાવનાર મણિ, મંદતા નિર્વેદતા

ચિંતા વિગેરેને નસાડી મૂકનાર સુખસરિતા ને અપૂર્વ આનંદની મધુર ઝરણી એવી અર્ધાંગના ક્યાં છે ? ક્યાં છે તે મહાભારતાદિમાં અમર થયેલી ગૃહલક્ષ્મી ?

**कार्येषु मंत्री करणेषु दासी**
**भोज्येषु माता शयनेषु रम्भा ।**
**मनोनुकूला क्षमया धरित्री**
**गुणैश्च भार्या कुलमुद्धरन्ति ॥**

વ્યવહાર કાર્યોમાં સલાહ આપનાર મંત્રી, ઘરકામમાં સેવા ઉઠાવનાર દાસી, નાના પ્રકારનાં મિષ્ટ અને સ્વાદિષ્ટ ભોજનોથી પરમાનંદ પમાડનાર માતા, સંતાપથી તપેલાને આરામ આપનાર શયનાગારની રાણી રંભા, ગમે તેવા અનુકૂલ–પ્રતિકૂલ પ્રસંગોએ ક્ષમા ધારણ કરનાર સાક્ષાત્ પૃથ્વી ને સદા સર્વથા પતિની મનોવૃત્તિને અનુકૂલ વર્તનાર–એવી ભાર્યા પોતાના સદ્‌ગુણના પ્રભાવથી, પતિના તેમ જ પિતાના એમ ઉભય કુલનો ઉદ્ધાર કરે છે.

ખરેખર, આપણ જે પામીયે છીયે તે આવી વધૂઓ નહિ, પણ વંત્રિઓ, અને આવાં ઘરો નહિ, પણ દુઃખનો ઘરો. ( સાંભળો, સાંભળો. ) કારણ જ્યાં, આપણા પોતાના કુટુંબમાં જ, આપણ સ્ત્રી–પુરુષોને, ભાઈ–બહેનોને સાથે બેસી ખાવા પીવાના અને હળીમળી વાતચીત કરવાના તથા ગંમત સાથે જ્ઞાન મેળવવાના પૂરેપૂરા વાખા, ત્યાં ને તેવી દશામાં આપણ, આપણાં ગૃહો વિષે તેમ જ તે ગૃહોને ઉજાળનાર ગૃહિણીઓ વિષે અભિમાનના એ બોલ કેવી રીતે બોલી શકીયે ! આપણ જમી રહીયે ત્યાર પછી જ આપણી અર્ધાંગનાઓ જમે, ને તે

પણ જે ભાણામાં કે પાત્રમાં આપણે ખાધું હોય તે જ ને તેવા જ ઉચ્છિષ્ટ ને બગડેલા પાત્રમાં તેઓ જમે (શરમ, શરમ)–એવો રીવાજ આપણે મૂગે મોઢે સાંખી રહીયે, અગર તેની સામે આંખ આડા કાન કરીયે–( આપણામાંના કેટલાક તે બાબતમાં બલાત્કાર પણ કરતા હશે તેની કોને ખબર છે ! ! )–ત્યાં સુધી સામે મોઢે ને ફુલેલી છાતીથી, આપણે કેવી રીતે, બીજી પ્રજાઓ આગળ આપણી ગૃહદેવીઓ ને ગૃહસંસાર સંબંધમાં બડાશ મારી શકીયે ? આપણે ઘરમાં પગ મૂકીયે કે તરત જ સ્ત્રીવર્ગે ઉઠીને ને કેટલીક વાર તો નમીને માન આપવું જ જોઇએ. ( હસાહસ ) આપણા સુખદુઃખની ભાગીયણ ને સંસારનાં પ્રત્યેક કાર્યમાં મદદગાર આપણી સહચારિણી સાથે વાત કરવાનો જો આપણને અધિકાર હોય તો તે માત્ર શયન-મંદિરમાં જ, ને તે પણ મધ્યરાત્રે. આપણી પત્ની, માંદગીને બીછાને પડી હોય તે સમયે, આપણા પ્રિયમાં પ્રિય સંબંધીની માવજત કરવા પણ આપણાથી બેસાય નહિ. તેવી જ રીતે કદાચિત્ આપણે પોતે મરણ–પથારીયે પડ્યા હોઇએ તો પોતાના સર્વસ્વ ને સૌભાગ્યના રક્ષક પતિની પરિચર્યા કે સેવા ન કરી શકાય આપણી પત્નીથી; ને કદાપિ જો આગળ વધીને તેમ કરે તો તેની મશ્કરી કે નિંદા કરીને, તેને જ્ઞાતિ અને સમાજ ચાવી નાંખે. આવી સ્થિતિ જ્યાં હોય ત્યાં આપણે શા કારણથી અભિમાન લઈ શકીયે એ બતાવશો ? આપણી વહુને, નામ દઇને બોલાવતાં તો આપણને શરમ આવે, ને કામકાજ તો હજાર વખત પડે એટલે બોલાવ્યા વગર ચાલે જ નહિ, તો તેવે પ્રસંગે તેમના સંબોધનનો પ્રકાર કેવો સુંદર ને કેટલો બધો વ્હાલભર્યો ! સદ્ગૃહસ્થો ! હું ધારું છું કે વાસણ સાફ કરનાર ચાકરને પણ બોલાવતી વખતે આપણે

વધારે માન આપતા હોઇશું. ( શરમ. શરમ. ) આવું છે તો પછી, સદ્દગૃહસ્થો ! આપણા ગૃહસંસાર ને ગૃહિણી સંબંધમાં ઉંચું નાક રાખવાનો આપણને અધિકાર ખરો કે ? ખરેખર બંધુઓ ! જે પ્રકારનું વર્તન આપણે, આપણાં વહુવારૂ ને ઈતર સ્ત્રીજન તરફ રાખીયે છીયે તે પ્રકારનું વર્તન આપણને તો શું પરંતુ સમસ્ત માનવજાતિને કલંક લગાડનાર છે એટલું જ નહિ પણ અપમાનકારક છે. ( સાંભળો, સાંભળો ).

અને આપણી વિધવાઓ સંબંધી તો વાત જ શી કરવી ? તેમની દશાનો વિચાર કરતાં વાંત જ કળકળાટ છૂટે છે. બાલ-વિધવા, એ તો હિંદુસ્તાનની ભૂમિનું જ વિશિષ્ટ ફલ; દુનીયાના કોઇપિણ ભાગમાં એનું નામ નિશાન નથી ! ( સાંભળો સાંભળો. ) અત્યારે જ આ ઘડીયે હિંદુસ્તાનની બાલ–વિધવાઓની સંખ્યા સવા લાખની પણ ઉપર થવા જાય છે અને એમ સરેરાશ નીકળતી જણાય છે કે ત્રણ બ્રાહ્મણીયોમાં એક તો વિધવા જ હોય છે. આ પ્રતાપ કોનો ? ને શાનો ? બાળલગ્નની અતિ દુષ્ટ ને રાક્ષસી રૂઢિને, આ શોકકારક અનર્થનું માન નથી તો કોને છે ? ( સાંભળો સાંભળો ) બંગાળામાં, કળીયા ( કુલવાન ) બ્રાહ્મણોમાં, એક પુરુષ બાર બાર કે વીસવીસ સ્ત્રીયો પરણે એ તો સાધારણ રીવાજ થઈ પડ્યો છે, સાંભળ્યાપ્રમાણે તેમાંના એક બે જણ તો ડઝન ને વીસથી સંતોષ ન પામતાં સો સો બાયડીયો પરણ્યા છે. વિચાર કરો સદ્દગૃહસ્થો ! એનો અર્થ શો ? ન કરે નારાયણ, ને પેલો એક માણસ રામશરણ થયો તોપછી પેલી એકસો ય સ્ત્રીયો વિધવા,—અરે કદાચિત્ એકસોયે બાલવિધવા ! ! ( શરમ, શરમ.) નાજુક કુમળા છોડ ઉપર કેટલો બધો ત્રાસ ! કેટલી ક્રૂરતા ! કેટલી નિર્દયતા ! માનવ–

જીવનની શોચનીય ને શોકગ્રસ્ત દશાઓ જેટલી હશે તે સર્વેમાં એક હિંદુ વિધવાની દશા તો બહુ જ કલેશકારક અને દયાજનક છે. તેના સુંદર કેશકલાપનું વપન કરાવવામાં આવે છે; સુંદર કિંમતી વસ્ત્રો તેમ જ અલંકાર ધારણ કરવાનો અધિકાર તેની પાસેથી ઝુંટવી લેવામાં આવે છે. ઉપવાસ ને વ્રત-વ્રતાદિક તેની પાસે બલાત્કારે કરાવાય છે. તેના ઉપર શંકાની નજરથી જોવામાં આવે છે એટલું જ નહિ પણ તે બીચારીનાં સગાં માબાપ ને ભાઈ ભાંડુ પણ, તેનું દર્શન અમંગળ ને અપશુકનીયાળ (શરમ)-ગણે છે. આવું કંગાળ જીવન જીવવા કરતાં મરણને, એક હિંદુ વિધવા સહસ્ત્રગણું સારૂં ને આદરણીય ગણે છે. અગ્નિની જ્વાલાથી રીબાવવાની શિક્ષા તો નષ્ટ થઈ છે, પરંતુ તે બાપડીને કમનસીબે તેથી પણ વધારે રીબાવનારી રૂઢિની શિક્ષા ચોંટી રહી છે. એના ત્રાસથી હારી, આ વિધવાઓમાંની કેટલીએક, રૂઢિનાં જુલ્મી બંધન તોડી નિરંકુશતા ને અનાચારનો આશ્રય લે છે એમાં જેટલું આશ્ચર્ય નથી એટલું તાજુબીભર્યું તો આ છે કે, તેઓમાંની કેટલી મ્હોટી સંખ્યા, આવી અતિ કલેશકારક અને અતિ વ્યથાજનક દશામાં પણ પવિત્ર અને આદર્શમય જીવન ગાળે છે. ( સાંભળો, સાંભળો. ) સદ્ગૃહસ્થો ! આ વિષય ઉપર વધારે બોલતાં મારી જીભ ખચકાય છે. એ વિષય એટલો તો ભવ્ય, પવિત્ર, તાદૃશ્ય ને સત્ય છે કે તે સંબંધી વિશેષ વિવેચન નિરર્થક છે. માત્ર આટલું જ કહીશઃ—જ્યાં સુધી આવી દુઃખપ્રપૂર્ણ દશામાંથી આપણી વિધવાઓને બચાવવા સારૂં આપણાથી બની શકતું સર્વ નહિ કરીયે, જ્યાં સુધી, જેવી આપણા વિધુર પુરુષોને ફરી પરણવાની સુગમતા છે તેવી જ પુનર્લગ્નની સુગમતા આપણી વિધવા સ્ત્રીઓને કરી આપવાને આપણે શક્તિમાન

નહિ થઇયે, તથા તેની વિધવા–પુનર્લગ્નની સુગમતા કરી આપીને, આપણે પણ લાગણીવાળા હૃદય ધારણ કરનાર મનુષ્ય પ્રાણીઓ છીયે એવું જ્યાં સુધી જગતને આપણે નહિ બતાવી શકીયે ત્યાં સુધી બહેતર છે કે શરમ ને નામોશીના માર્યા આપણે આપણાં કાળાં મ્હોંડાં કોઇને બતાવવાં નહિ ! ( સાંભળો, સાંભળો. )

દેશીઓ અને બંધુઓ ! આમ છે તો પછી હવે અસુર થતા પહેલાં વેળાસર જાગવાનું, તથા આપણી સ્ત્રીયો તથા આપણી પછીની પ્રજાને મહાસંકટમાંથી બચાવવાનું કામ આપણે નહિ ઉઠાવી લઈગે ? બાલલગ્નના ઘોર યજ્ઞમાં કંઈ કરોડો કુમળી કન્યાઓનાં બલિદાન હોમાય છે, રૂઢિના કચડી નાંખતા ભાર તળે દબાતી પીસાતી કંઈ કરોડો કન્યાઓ કળા–પીટ કરે છે, અને કંઈ કરોડો સ્ત્રીયો અંધારા ખૂણામાં નાશ પામે છે. અજ્ઞાન ને વ્હેમના અંધારા બંધનાગારમાંથી કંઈ કરોડો સ્ત્રીયોનાં કરુણરુદનો કર્ણ સાથે અથડાય છે. આમ છે તો પછી આપણી આંખ ને આપણા કાન, અરે આપણાં હૃદય ખુલ્લાં કરવાનો વખત નથી આવ્યો શું ? શું રૂઢિનાં લોહમય શૃંખલાબંધનો તોડી ફોડી નાંખવાં જોઇયે નહિ ? શું આપણી કન્યાઓને કેળવણી આપીશું નહિ ? તેઓ ઉત્તમ ગૃહિણીઓ અને આનંદી સહચરીઓ બને એવી ઉત્તમ પ્રકારની કેળવણી તેમને નહિ આપીયે ? માનવ પ્રાણી તરીકેના–એક જ પરમાત્માનાં સંતાન તરીકેના જે હક્કો ને જે સ્વતંત્રતા ભોગવવા તેમને પૂરેપૂરો અધિકાર છે તે હક્કો ને તે સ્વતંત્રતા આપણે આપણી સ્ત્રીયોને નહિ આપીયે શું ? બંધુઓ ! હજી પણ શું તમે એ બાબતમાં બેદરકાર રહેશો ?

ભારતભૂમિનાં આજ્ઞાધીન સંતાનો ! તમારી પવિત્ર માતાનું રુદન સંભળાતું નથી શું ? સ્વદેશાભિમાનીઓ ને પરદુઃખ-ભંજન વીરો, જાગો ! તમારી નિદ્રામાંથી જાગો, એકત્ર થાઓ, કટિબદ્ધ થાઓ; એકત્ર થાઓ ને રૂઢિના જુલમગાર રાક્ષસ સાથે ધર્મયુદ્ધ જમાવો ! પ્રગતિના નામની ખાતર, ન્યાયની ખાતર પરમાત્માના પવિત્ર નામની ખાતર, એક એકની બાંહ્ય ઝાલો ને લડાઈના મેદાન તરફ કૂચ કરો. આપણા હૃદય-બલને, આપણામાં હિંમત ને જુસ્સો વેગથી વહેવરાવવા ઘો. આપણા પ્રશ્નની ધાર્મિકતા—એ જ આપણું બલ છે ! ચાલો બંધુઓ ચાલો ! ઉતાવળે કદમ ઉઠાવો, આગળ ને આગળ વધો, અને આપણા વિજયવાવટામાં આપણા મંત્ર ઝગઝગવા ઘો કેઃ—જે લોકો ધર્મયુદ્ધમાં ભાગ લેતા નથી તેઓ કાયર બાયલા છે. ( ચાલુ, કાન ફાડી નાંખે તેવા તાલીયોના અવાજો ).

## પત્ર ૪૭.

પ્રિયતમ,—

અહાહાહા ! વ્હાલા, પેલું પુસ્તક બહુ જ રમુજી છે. હું તે આખું વાંચી ગઈ ને એટલું હસી, કે પછી મારે હસવાનું બાકી જ રહ્યું નહિ. કેટલાંક વર્ષ ઉપર જે સુંદરી-સ્થલી મેં જોઇ હતી તે જ ભૂમિ આ નથી, પરંતુ આ વર્ણિલ છે તે તો કોઇ બીજો જ દેશ છે ને વળી ચમત્કારિક છે. તે ચોપાનીયું હું આજ તમારા તરફ રવાના કરૂં છું; વાંચજો ને આનંદ પામજો, જરા નજર કરી જવા જેવું છે.

તે ભૂમિ સર્વ ભૂમિઓથી વિલક્ષણ છે. એમ જણાય છે કે ત્યાં રાજા, પ્રધાન, ન્યાયાધીશ, વકીલો, અમલદારો, વાસ્તવિક રીતે રાજ્યના સર્વ નોકરો સ્ત્રીયો જ છે.—**ત્રિયારાજય** છે. પુરુષોનો ઉપયોગ ઘરકામમાં ને છોકરાં ઉછેરવામાં કરવામાં આવે છે,—અલબત, છોકરાંને જન્મ આપવાનું મહા ઉપયોગી કામ તો સ્ત્રીયો માટે જ ઓટાયલું છે. વળી વધારામાં ત્યાં પુરુષોને ઓઝલ પડદે રાખવામાં આવે છે,—આપણે અહિં સ્ત્રીયોને રાખે છે તેમ. પુરુષ સોળ કે સત્તર વર્ષનો થાય ત્યારથી એને ઓઝલ શરૂ થાય છે. તે પુરુષ જ્યારે પચાસ વર્ષનો થાય ત્યારે તે ઓઝલના બંધનમાંથી મુકત થાય છે. કેટલાંક સાધારણ સ્થિતિનાં કુટુંબોમાં તો, પતિઓને, મહોટાં લોખંડનાં પાંજરામાં પૂરવામાં આવે છે. ગરીબ સ્થિતિનાં કુટુંબોમાં પતિને કેવળ શયનમન્દિરમાં પૂરીને જ પત્નીઓને સંતોષ માનવો પડે છે. આ પ્રમાણે પતિને પૂરવાની પ્રથા, જ્યારે સ્ત્રીવર્ગ નોકરી-ચાકરી ઉપર બહાર જાય ત્યારે જ છે. આ વિલક્ષણ ચાલ રાખવાના કારણમાં એમ જણાવવામાં આવે છે કે તેમ કર્યાથી પુરુષો બગડી જાય નહિ, અનાચાર કરે નહિ, પવિત્ર ને એક-

પત્નીવ્રત રહે તથા તેને પરિણામે કોઈ પણ જાતના ફંદમાં તેઓ ફસાય નહિ ! વળી પુરુષોને સંગીન કેળવણી આપવામાં નથી આવતી. તેઓમાંના કેટલાકને, બાલ્યાવસ્થામાં, છોકરીઓની નિશાળે મોકલવામાં આવે છે ખરા—કે જે નિશાળોમાં શિક્ષકો પણ સ્ત્રીઓ જ હોય છે.—તો પણ તે કેળવણી નામની જ હોય છે. આપણે અહિયાં, જેમ છોકરીયોને, દંપતીજીવનની નીતિ, પતિવ્રતપણું, વિગેરે શીખવવામાં આવે છે, તેમ ત્યાં દરેકે દરેક છોકરાને, વિવાહવિષયક નીતિનું ધર્મશાસ્ત્ર શીખવવામાં આવે છે. એ અદ્ભૂત ધર્મશાસ્ત્રના શાસન પ્રમાણે, પતિએ, પોતાની પત્નીને પોતાના સર્વસ્વ તરીકે સ્વીકારવી જોઇએ. પતિએ ખાવું, તે પણ પત્નીએ ભોજન લીધા પછીથી જ—તે પહેલાં નહિ; અને તે પણ જે પાત્ર કે પત્રાવલિમાં પત્નીશ્રીએ ભોજન લીધું હોય તે જ ઉચ્છિષ્ટ પાત્રમાં, તે પત્નીશ્રીના માનની ખાતર કે તેના પ્રત્યેના પ્રેમના ચિહ્ન તરીકે,—જેમ ગણો તેમ-પતિએ ખાવું જોઇયે. જ્યારે સ્ત્રી, એક પુરુષની સમીપ આવે ત્યારે, તે પુરુષે, બેઠો હોય ત્યાંથી તરત જ ઉભાં થઇને માન આપવું જોઇયે, એટલું જ નહિ પણ ઉભાં જ રહેવું જોઇયે: ને તે પણ એક પગ ઉપર, ને તે વળી અક્કડ કે ટટાર નહિ, પરંતુ સ્હેજ નમીને, વળીને, લળીને. આ શિક્ષાસૂત્રીનો સ્હેજ પણ ભંગ, પુરુષો તરફથી થાય છે, તો તેના બદલામાં તેમને શિક્ષા પણ તેવી જ સખ્ત કરવામાં આવે છે. હવે માત્ર એક જ બાબત બાકી રહી છે. તે વિચિત્ર દેશમાં, સ્ત્રીયોને, દિલ ચાહે એટલી વાર પરણવાની છૂટ છે. તે સ્વતંત્રતા, તેમના પતિના મરણ પછી તો ભોગવી શકાય, પરંતુ વધારે ખૂબી તો એ છે કે, તેમના પતિની હયાતીમાં પણ તે સ્વતંત્રતા ભોગવવાનો હક્ક ત્યાંની સ્ત્રીયો ધરાવે છે. ત્યાં પુરુષોને તેમના નસીબયોગે એક વારની

પત્ની મરી ગઈ તો થઇ રહ્યું. તેમને તો જીવનપર્યંત રંડાપો. પુરુષોથી બીજી વાર પરણાય નહિ. વળી પુરુષો રાંડે છે ત્યારે તેમને મૂછો મૂંડાવી નાંખવી પડે છે. પરંતુ, તે દેશમાં કોઈ કોઈ જાતિમાં કે ધર્મપંથમાં પુરુષો મૂછો વધવા દેતા જ નથી. તેવા મૂછવિહોણા પુરુષો રંડાય તો તેમના નાકનાં ડીચકાં સ્હેજ-સાજ કાપી નાંખવામાં આવે છે. કોઇપણ કારણે પુરુષોનાં માથાં મૂંડાવવામાં આવતાં નથી. તેનું કારણ એમ જણાય છે કે પુરુષોને શિક્ષા કરતી વખતે, તેમના માથાના ચોટલા કે લટીયાં ઝાલવાં સવળ પડે છે.

કહો ! પ્રિયતમ ! એ દેશ બહુ જ વિચિત્ર ખરો કે નહિ ! મારા મનમાં લગભગ પ્રશ્ન થઈ ગયો કે, ન કરે નારાયણ ને, કોઈ દેવ-દેવીના પ્રસાદથી, આપણે અહિયાં પણ ઉલટ સુલટ થઇ જાય, અમો અબળાઓને એટલી જ પ્રબલ સત્તા તમો પુરુષો ઉપર ચલાવવાની મળે, અને પેલા ત્રિયારાજ્યમાં ચાલે છે તેમ, તે સત્તાનો-અમલનો-ઉપયોગ, તમારા ગેરલાભમાં અમે કરીયે, તો તમે મરદોમાંના કેટલા જણ, એ પ્રારબ્ધનો સ્વીકાર કરો !! હાલમાં, અમે રંક ને લાચાર અબળાઓ-માંની ઘણીય, જે ધૈર્યથી, જે ત્યાગબુદ્ધિથી, અને જે ઉદાત્ત-ભાવથી, અમારા પ્રારબ્ધને શરણ થઇયે છીયે, તમારા તર-ફોડા સહન કરીયે છીયે,-તેવા જ પ્રકારનુ વર્તન, તમારા પ્રત્યે, અમારી તરફથી થાય, ત્યારે તેટલા જ ધૈર્ય, તેટલી જ ત્યાગ-બુદ્ધિથી, ને તે જ ઉદારભાવથી, તમારામાંના કેટલા બધા તે વર્તન મૂગે મોઢે સહી લે ? ખરેખર, મને આશ્ચર્ય જ થાય છે કે, **કેટલા બધા**-અથવા એમ નહિ-**કેટલા થોડા** ? કહીએ તો તે પ્રશ્નમાં જ તેનો ઉત્તર સમાઈ ગયો, નહિ વારૂ !

વ્હાલા ! આમાં શું મ્હેં સ્હેજ પણ અતિશયોક્તિ કરી છે ? ના ના ! લગારે નહિ ! પ્રિય સખી રંગી ગમે એટલા જૂના વિચારની છે, ને આપણી રૂઢિ સંબંધી સર્વ તત્ત્વજ્ઞાન તેનામાં છે, તેં છતાં, તે પણ, આપણી સ્ત્રીયોની વર્તમાન દુઃખી દશા માટે વિલાપ કરે છે, એટલું જ નહિ પણ તે એમ પણ માને છે કે એ સંબંધમાં, બની શકે તેટલો વ્હેલો સુધારો કરવાની બહુ જ જરૂર છે. તેની કહેવાની રીત મુજબ કહીયે તો, રૂઢિના વૃક્ષ ઉપર જે પોપડા બાઝી ગયા છે, ને કેટલોક નકામો હદથી જાદે જે ફાલ આવી ગયો છે, તે સાફ કરવાની બહુ જ જરૂર છે. અહાહાહા ! પેલું છટાદાર ભાષણ અજી પણ મારા હૃદય ઉપર બહુ જ જબરી અસર કરી રહ્યું છે.

## પત્ર ૪૮.

પ્રિયતમ,—

તમારા છેલ્લા પત્રમાં એવું તો તોફાન હતું કે તેણે મારા અસ્વસ્થ હૃદયમાં ઉથલ–પાથલ કરી દીધી, અને મને નિરાશાના તેમજ ઉદ્વેગના સાગરમાં ડૂબાડી દીધી. પરંતુ મ્હારા સદ્‌ભાગ્યે કેટલાક જુવાનીયાઓએ મૂકેલું તરતું બોયું મ્હારે હાથ લાગ્યું, તેને લીધે હું બચી; ને ગઈ કાલે તો હું સુંદરીસ્થલીમાં હવા ખાતી હોઉં એમ મ્હને લાગ્યું. પરંતુ, આજે, અરેરે, હું ક્યાં આવી પડી ! મ્હને એમ લાગે છે કે હું નથી પૃથ્વી ઉપર કે નથી પાણીમાં, પરંતુ ગગનમાં હવામાં તરૂં છું, પાતળા વાતાવરણમાં જીવન ટકાવવા ફાંફાં મારૂં છું. અરે પ્રભુ ! મ્હને કોણ બચાવશે ? મ્હને લાગે છે કે, વ્હાલા, આપ પણ મ્હને બચાવી લેવા સમર્થ નથી,—જો તે બધી વાત ખરી હોય તો. તે વાત કેમ ખોટી હોઈ શકે ? તમારૂ સ્વપ્ન ઝીણામાં ઝીણી વિગતમાં પણ સાચું પડ્યું ન હતું ? તો પછી મ્હારૂં સ્વપ્ન પણ કેમ તેવું ન નીવડે ? પરંતુ એમ શું કરવા ? લાવોને હું મ્હારૂં સ્વપ્ન જ વર્ણવું, ને જો તમારામાં શક્તિ હોય તો તે ખોટું પાડો. ઠીક—કાલ રાત્રે, સુંદર ચંદની ખીલી રહી હતી, અને હું ખુલ્લી અગાશીમાં સૂતી. આપણા બંધીયાર ખંડમાં શરીરે પરસેવાના ઝેબેઝેબ વળ્યા ને માથું ફરવા માંડ્યુ, ને હું એટલી તો અકળાઈ ગઈ કે ચંદ્રનાં શીતળ કિરણોને મ્હેં વધાવી લીધાં. મ્હને બહુ જ મીઠી ને સરસ ઉંઘ આવી, અને પાછલે પહોરે બહુ જ અસાધારણ સ્વપ્ન આવ્યું. એવા સ્વપ્ન માટે મ્હારે કોનો આભાર માનવો તે સમજાતું નથી:—પેલો આલ્હાદકારક ચન્દ્ર જે મ્હારા ઉપર શીતલ પ્રેમવૃષ્ટિ વર્ષાવી રહ્યો હતો તેનો, કે

નિદ્રા આવતા પહેલાં, નીલવર્ણા આકાશમાં મ્હેં મ્હારો ગ્રહ-તારો-શોધી કહાડ્યો હતો તેનો ! તે સુંદર તારો, મ્હારા સ્હામું-જ્યાળી જ્યાળીને ઝબુકતો હતો.—કેટલીવાર તે ખ્યાલમાં નથી-પણ જાણે આંખથી ઇશારા કરતો હોય-અને એટલે લાંબે અંતરે રહ્યો રહ્યો મ્હારા કાનમાં કંઈ ઝીણું ઝીણું ગાન કરતો હોયની તેમ-; પરંતુ એ સર્વની મતલબ હું સમજી શકી નહિ; ને તે મતલબ સંબંધમાં અટકળ કરવાનો પ્રયત્ન કરતાં કરતાં તો હું ગાઢ નિદ્રામાં પડી. એ ગાઢ નિદ્રાને અંતે જે સ્વપ્ન આવ્યું અહા, કેટલું બધું સુંદર, કેટલું કરુણાજનક, અને કેટલું તાદશ,-કે એ સંબંધી લખવાને શબ્દ કે શકિત નથી. વ્હાલા ! કહો, શું દુઃખ જ મ્હારા નસીબમાં લખેલું છે ? શું મ્હારા જીવનનો અન્ત લાવશો ?-અને તે પણ આપ, મ્હારા પ્રાણજીવન ! આપે તો તે દિવસે પ્રેમથી છલકાતો ઘેલોતૂર પત્ર લખ્યો હતો તે ! અરે પ્રભુ! મ્હારૂં સ્વપ્ન મ્હારૂં કાળજુ વીંછળી નાંખે છે. એ સ્વપ્ન, ગંભીર અર્થ અને ચેતવણીથી ભરપૂર હોય એમ ભાસે છે. એકદમ ઝળઝળાટ થઈ ગયો, અને આપણા ચિત્તચોરક કૃષ્ણની માફક, આપ, એક વૃક્ષ ઉપર વિરાજેલા નજરે પડ્યા. આપની આસપાસ પરંતુ જમીન ઉપર, મ્હારા જેવી વીસેક જણીયો નૃત્ય કરતી હતી; તે દરેક આપને ચાહાતી હતી, અને આપની તરફથી એક પ્રેમભર્યા નિમંત્રણ માટે તલસતી હતી-પ્રાણ પછાડતી હતી. તે દરેક દરેક એટલું બધું આપને ચાહાતી હતી, છતાં આપ તો એ સર્વમાં મ્હને જ ચાહો છો, એવું હું નિઃશંક માનતી હતી. કારણ આપ, મ્હારા, મ્હારા જ, મ્હારા પોતાના જ કૃષ્ણ હતા, અને મ્હારી પક્કી ખાતરી હતી, કે એ આમંત્રણનું માન, અભિમાન અને આનંદ, આપે મ્હારે માટે જ એલાહેદાં રાખી મૂક્યાં ( reserved ) હતાં. એવા સ્પૃહણીય ગૌરવવાળા સ્થાન

ઉપરથી, મ્હેં દુષ્ટાએ, મ્હારી બીજી સહીયરો પ્રત્યે પ્રસારવા-ધારેલો તિરસ્કારસૂચક ભાવ, મ્હારી આંખ્યોમાં ચમકાવવા માંડયો. પરંતુ હાય! હાય! ત્હમે તો મ્હારા સામી નજર સુદ્ધાંત કરી નહિ, એટલુંજ નહિ પણ, પેલી બે ધાંધલીયણ કુંભારજાઓને સાન કીધી, કે તરત જ તે બંનેય જણીયો ઉછળી, ને આપની બંનેય બાજુએ આવીને બેઠી. અતિશય માન-ભંગ થવાથી મ્હારા શરીરમાં ઝણઝણાટ છવાઈ રહ્યો, ને હૃદય બળીને ખાખ થઈ ગયું. બાકી રહેલી સહીયરોનું નૃત્ય ચાલુ જ રહ્યું, ત્યારે અતિશય દિવાની ને બ્હાવરી બની ગયેલી હું, આપ અને આપથી વરાયલી બે વરાંગનાઓ તરફ એકી ટશે જોઈ રહી, ને ચેતનહીન પુતળી માફક સ્તબ્ધ ઉભી રહી. પરંતુ દુઃખની પરાકાષ્ટા તો એ થઈ કે, એવી ને એવી દશામાં જ સ્વપ્નનો અંત આવ્યો, કારણ મ્હારા લાડકડા પંખીએ ચીચીયારી પાડી, ને હું ઝબકીને જાગી. અરે પરમેશ્વર! મ્હારો માનીતો મ્હારો પાળેલો પોપટ, મ્હારા હાથનો ઉછેર, તે તમારો સાગરીત બને, ને મ્હને જ સતાવે! એ આખું સ્વપ્ન ભેદથી ભરેલું છે, તથાપિ તે ભેદમાં પણ બહુ જ રહસ્ય રહેલું લાગે છે.

પ્રિયતમ! કોઈ પણ પ્રાણીને ગાંડું બનાવી દે એવું આ સ્વપ્ન નથી? મ્હને તો એમ થાય છે કે એનું એ સ્વપ્ન મ્હને ફરીથી આવે, તે લંબાય, ને તેવી રીતે તેનું પરિણામ પણ જણાય. એટલા જ માટે હમેશાં રાત્રે હું તેની તે જ જગ્યાએ, સુદર્શ–ભલે ચન્દ્રની શરદી લાગી મ્હને ઉન્માદરોગ થાય તેની ફીકર નહિ, અને તે સ્વપ્નમાં અંતર્હિત ગંભીર રહસ્યનો ભેદ પ્રકટવા ચન્દ્રને ને મ્હારા ગ્રહદેવતાને વિનવીશ.

વ્હાલા પ્રાણ! મ્હને ખરેખરૂં કહો. શું આ સ્વપ્ન તે માત્ર એક કલ્પના તરંગ જ હશે?—કન્યાકાળમાં, શ્રીકૃષ્ણ ચન્દ્ર

અને તેની સહસ્ર ગોપીઓની આખ્યાયિકા સાંભળેલી તેના સંસ્કારનું પ્રતિબિંબ તો નહિ હોય ?

કંઈક બુદ્ધિના ચમકારા ને મૂર્ખાઇના મિશ્રણવાળી ઉપમાઓ ને રૂપકોથી ભરચક, કુંમળાં મગજ જીરવી શકે નહિ તેવી તેવી, આખ્યાયિકાઓ ને વાતો, બાળક છોકરાંઓને કહેવી, એ કેટલી બધી મૂર્ખાઇ ! જેમાં ઝાડપાન વાતો કરે, પરીઓ પલટાઈ જાય, ને દેડકા ને ફૂલ બની જાય, રાક્ષસો, ભૂત, પ્રેત, ગંધર્વ, દેવ, યક્ષ, એવી કેવળ કલ્પનામય સૃષ્ટિઓ આવે, એવી વાતો બાળકોને કહેવી; બાળકો, તે વાતોમાં આવતાં કલ્પિત પાત્રોને ખરેખરાં માને,—એ કેટલું બધું અનર્થકારક છે ! ! ખરેખર, બાલકોને કેલવણી આપવાનો આ કંઈ વિલક્ષણ જ પ્રકાર છે. બાલકોનાં મગજ જ્યારે તદ્દન કોમળ ને શુદ્ધ હોય, તે વખતે તેના ઉપર ચમત્કારિક કલ્પના ને ગપગોળાના સંસ્કાર ઠસાવવા, અને પછી તે છોકરાંઓએ, મ્હોટાં થતાં જાય તેમ, અસલ પડેલા સંસ્કાર ખોટા છે એમ માની ભૂસાડી નાંખવા;—પ્રથમ હોંસે હોંસે પઢેલા પાઠ મિથ્યા છે એમ માની ભૂલી જવા, અને પાછળથી માત્ર સત્યના શોધક ને સત્યના પ્રેમી થવું જોઇયે— એવી એવી તેમની પાસે આશા રાખવી એ તે કેવું ! ! અસ્તુ !

તે ગમે તેમ હોય છતાં, પ્રિયતમ, એક પ્રશ્ન તો મ્હારે તમને પૂછવો જ પડશે ! તમારી **તત્ત્વતઃ પ્રિયતમા હું છું ખરી ! !** **અને તે પણ એકની એક ?** વ્હાલા ! કૃપા કરી મ્હારી સર્વ કલ્પનાઓ અને આશંકાઓનો અંત આણો; વિશેષમાં માગી લઉં છું કે તમારી કલ્પનાશીલ કિંકરીને શિર અદેખાઇનું આળ મૂકશો માં: કારણ થોડા સમયપૂર્વે જ મ્હેં નહોતું લખ્યું કે ઈર્ષ્યા **એ બીજું કંઈ જ નથી પણ પ્રેમની ઉચ્ચકલા છે.**

પણ ધારો કે તે સ્વપ્ન સત્ય હોય, તો પણ તેથી અદેખાઈ કરવાનું મારે શું કારણ? શું દુનીયામાં એવાય માણસો નથી પડ્યા કે જેઓને, બે, ત્રણ ને ચાર ચાર સ્રીયો હોય!— મ્હારી જાણમાં તો તેવા એક જ સદ્દગૃહસ્થ છે. તેમને ચાર સ્રીયો હતી, ને તેમ કરવાનું બહુ વાજબી કારણ તેમણે આપ્યું હતું. તેમણે ભવિષ્યનો લાંબો વિચાર કરી, પરલોક-પ્રયાણ વખતે કંઈ વાંધો ન આવે તે હેતુથી, ચાર ઉંચકનારા-ઓની પ્રથમથી જ વ્યવસ્થા કરી રાખી હતી. આવી અગમ બુદ્ધિ વાપરવાનું કારણ એ હતું કે, તે પોતે વૃદ્ધ હતાઃ ને કોઈ મરી જાય—તેમાંય કોઇ તાલેવંત મરી જાય ત્યારે તો ખાસ–લોભનો યોભ ન રાખનાર ઉંચકનારાઓ મેળવ-વાની જે કડાકૂટ પ્રસંગોપાત્ત પડતી તેનો કડવો અનુભવ તેમને જુવાનીમાં પુષ્કળ મળ્યો હતો. પણ 'નસીબ બે ડગલાં આગળનું આગળ' તે મુજબ, તે ગરીબ બીચારાની આવી દીર્ઘદર્શી યોજના પૂરેપૂરી પાર પડી નહિ. તેણે, પોતાના વસીયતના-મામાં દરેક પત્નીને નામે મ્હોટી રકમ ચઢાવી હતી, તે છતાં પણ તે ચાર બૈરીપૈકી બે જણીયે તો પોતાના દેહપિંજરમાંથી ને પતિનિર્મિત બંધનમાંથી નાસી છૂટવાનું જ પસંદ કર્યું, અને તે બનાવને વર્ષ વીત્યા બાદ જ, યમરાજનું તેડું તે ભલા સદ્દગૃહસ્થને આવ્યું—જે વખત દરમ્યાન, પેલી બે સ્રીયોનું સ્થાન ને પદ લેનાર બીજા બે પ્રતિનિધિ તેમને મળી શક્યા નહિ.

મ્હને બહુ જ આશ્ચર્ય થાય છે કે શ્રીકૃષ્ણ ભગવાનની સોળ હજાર સ્રીયોને માંહોમાંહ્ય કેમ મેળ મળતો હશે! વ્હાલા! હું સ્વાર્થી દેખાઇશ, કદાચિત્ હોઇશ પણ ખરી,—પરંતુ તેમાં મ્હારો ઇલાજ નથી. જીવ જતાંય આપના પાસામાં બીજી કોઇને તો હું જોઈ શકવાની નહિ જ એ ચિત્ર, મ્હારા મન આગળ

વિલક્ષણ ને તરેહવાર પ્રસંગો ઉપસ્થિત કરે છે.—એવા તરેહવાર કે તેના ઉપર જો કોઈ પણ પ્રકાશ નાંખી શકે તો પેલા તમારા મિત્રો જ જેઓ પોતે એ નારીના ભર્તાર હોવા છતાં સુખે દંપતીજીવન નિર્ગમન કરે છે એમ મનાય છે. તે મિત્રોને થોડાએક સંવાલ પૂછવા મ્હારૂં મન બહુ તલસે છે, પરંતુ દિલગીર છું કે તે પ્રશ્નો પ્રિય થઇ પડે એવા નથી, અને કદાચિત્ તમને તે ઉદ્ધત પણ લાગે. પ્રિય પ્રાણ, સદાસર્વદા મ્હારા પોતાના, આ દાસીના એકલીના જ પિંડના પ્રિયતમ રહેજો, આપને વાસ્તે હાજર છે આ અધરામૃત—એવું મધુરુ કે કોઇએ દીઠુંય નહિ હોય કે ચાખ્યુંય નહિ હોય. આપ કદિ તરસ્યા થાઓ તો તે તૃષા બીજે કહિંથી ન છીપાવતા મ્હારા નાથ !—

લે. યાવજ્જીવન,

ત્હમને જ ચ્હાનાર,

ને ત્હમારામાં પૂર્ણ શ્રદ્ધા રાખનાર.

# પત્ર ૪૯.

પ્રિયતમ,—

તે સ્વપ્ન મ્હને અતિશય દુઃખી બનાવે છે, અને પ્રત્યેક પ્રસંગ મ્હારી આશંકાઓ તથા ભીતિઓને દૃઢ બનાવતો હોય એમ લાગે છે. છેલ્લા બે મહિનાથી મ્હારી દશા બેઠી છે, ને મ્હારા ગ્રહ વાંકા થયા છે; મ્હારી આંખો આગળની અંધારી દૂર કરી મ્હારા કંગાલ ને નીરસ જીવનનું દર્શન તથા ભાન કરાવી, હવે તે ક્રૂર ગ્રહોને શાંતિ વળી છે.

શું તે ખરેખર સ્વપ્ન જ છે! મિથ્યા છે! અને બુદ્ધિવગરની શંકાઓ કરી કરી, મ્હારે હાથે જ મ્હારા સુખનો હું સંહાર વાળું છું? હું તે કેવી મૂર્ખ છું કે તે શંકાઓ દૂર કરવાની વિનતિ કરૂં છું,—ને તે પણ ત્હમને?—મ્હારા હૃદયમાં શંકાનું ઝેર વ્યાપી રહ્યું છે, અને કોઇ પણ પ્રકારે શાંતિને મ્હારે છેલ્લા રામ રામ કરવા પડશે એવી મ્હને બહુ જ ધાસ્તી રહે છે. संशयात्मा विनश्यति એ ભગવદ્વાક્ય છે. આપ ક્યાં નથી જાણતા કે શંકાનું શલ્ય એક વાર લાગ્યું તો તેનો ઘા એટલો ઉંડો હોય છે કે તે કદાપિ રૂઝાતો જ નથી, ને જો કદાપિ, ન કરે નારાયણ, ને રૂઝાય છે તો પાછળ એવી કદૂપી નીશાની મૂકતો જાય છે કે કોઈ પણ પળે, મૂળ ઘાને સજીવન કરે.

વ્હાલા! મ્હારૂં મગજ વિપરીત વિચાર કરતું હાય એમ મ્હને લાગે છે; સાધારણમાં સાધારણ સત્યોમાં પણ મ્હારી નજરે, મહાન્ દોષ જ જણાય છે. કહે છે કે; હર્ષ–સુખ–માં ભાગ લેનાર મળે તો તે બેવડાં થાય; પણ મ્હને એ કહેતી મૂર્ખતાની મૂર્તિ જ જણાય છે. જે સુખમાં ભાગ પડ્યો તે

સુખ અર્ધ-સુખ પણ નથી; તે સુખ, સુખ જ નથી;—અર્થાત સુખનો અભાવ છે એટલું જ નહિ પણ મ્હારે મન તો તે સવિશેષ દુઃખ છે—મ્હારા હૃદયને તો તે સાક્ષાત્ ઝેર છે.

પ્રિયંતમ, હું નથી ધારતી કે મ્હને કોઈ પણ બચાવી શકશે. મ્હને ભય છે કે મ્હારૂં હૃદય છટકયું છે-સદંતર છટકયું છે. જો મ્હારાથી તમને અન્યાય થયો હોય તો વ્હાલા! મ્હને માફ કરજો. જો મ્હેં આપના પ્રેમને-આપને પોતાને ગુમાવ્યા હોય તો પ્રિય! મ્હારી દયા ખાજો: અને પ્રાણાધાર, જેવી છે તેવી આ દાસીને માટે હજી પણ લવમાત્ર લાગણી હોય તો પધારો-પધારો-એકદમ! નહિતર—આ પિંડ આપના સ્વામિત્વમાંથી સમૂલો સટકી જશે. આપને તેડી લાવવા, શંકાના વિષથી વિષમય થયેલું એવું મ્હારૂં હૃદય પાઠવું છું;—વ્હાલા! જરૂર આવો—વ્હેલા આવો, તમ્હારા હસ્તપાશમાં લ્યો અને મ્હને બચાવો.

## પત્ર ૫૦.

વળી પાછી એની એ લવરી—भार्या रूपवती शत्रुः—સ્ત્રી સુંદર એટલે એના પતિની દુશ્મન. મ્હને નવાઈ લાગે છે કે એ વિચાર કોને સૂઝયો હશે ને કોણ તે ઉપરથી કહેવત જોડી કહાડી હશે. મ્હને લાગે છે કે તે પ્રાણી નર જાતિનું હોવું જોઇયે ને તે પણ એકાક્ષી. જો એક સ્ત્રીનું સૌંદર્ય તેના પતિનું નખ્ખોદ કાઢનાર હોય, તો એક પતિની સંપત્તિ કેટલી બધી વાર તેની સ્ત્રીને સંતાપના સાધનભૂત થાય છે !—કારણ સ્ત્રી જાતિને આકર્ષનાર ને આંજી નાંખનાર, પુરુષોમાં જે કંઈ છે તે સૌંદર્ય નથી, પણ તેમની સંપત્તિ, તેમનાં કુળ, ને તેમની પદવીનાં જ એ કારમાં કારસ્તાન છે. ખાત્રીથી માનજો કે, એક સંપત્તિમાન પતિ, તેની પત્નીને જેટલો આપત્તિરૂપ છે, તેટલી બધી, એક રૂપવતી સ્ત્રી, તેના પતિને દુશ્મનની ગરજ કદાપિ સારતી નથી. વાહ ! પ્રાસ પણ કેવો બેસતો આવ્યો અને શું સુંદર કડી બની ! હવે પછીની દુનીયાં ભલે આ પ્રમાણે ગાયઃ—

**ભાર્યા રૂપવતી ખરે, પતિને શત્રુસમાન,**
**ધનવંતો ભર્તા અરે, સતીને દુઃખની ખાણ.**

અસ્થિર, મૂર્ખ તરંગી અબળા, તું તારી પોતાની જાતિની જ દુશ્મન છે ! પુરુષો ગમે એવા મહાત્મા હોય, ગમે એટલા શાણા હોય તથાપિ તારાથી ભોળવાય નહિ, ને તારાં મોહબાણની સામે ટક્કર ઝીલે એવા તો વિરલ જ ! અને તેમાં પણ, તારાં સુંદર અંગો ને મધુરાં સ્મિતોના પ્રબલ અમલના શિકાર બને નહિ એવા તો તેથી પણ વિરલ. રે ! મિથ્યાભિમાની તુચ્છ જીવ ! સોનારૂપાના કે હીરામોતીના શોખ શા માટે ? શું કરવી છે “ વાહ ! વાહ ! ” કહેવડાવનારી ખ્યાલી ખ્યાતિને ! તેમ જ

જોનારનાં મન જ ફરી જાય એવા ડાહમાડની પણ શી છે જરૂર ત્હારે ! ! સુંદરી ! પૃથ્વીમાં સ્વર્ગનો અનુભવ કરાવવા વિધાતાએ ત્હને ઘડી–તેની જ સાથે તું નર્કસમાન થઈ પડી.

પુરુષોએ લીધેલી પ્રતિજ્ઞાઓય શું પવન જેવી ચલ છે ? તો હું કરુણ સ્વરથી ગાઉં કે:—

( ધનાશ્રી )

**મૂક નહિ નિઃશ્વાસ, બ્હેની મૂક નહિ નિઃશ્વાસ.**
**ધૂર્ત પુરુષની જાત સદાયે, રાખીશ નવ કંઈ આશ–બ્હે૦**
**જલમાં અર્ધા, સ્થલમાં અર્ધા, દહિંદૂધીયા એ ખાસ–બ્હે૦**
**પત્નીપ્રેમમાં દઢ નહિ તેનો, કરવો શો વિશ્વાસ–બ્હે૦**

અરેરે ! હું મરી જાઉં છું મ્હારા પ્રિયતમ ! મ્હારી સર્વ શંકાઓનો અંત, મ્હારા જીવનના અંતમાં જ છે, એમ મ્હને લાગે છે. મ્હને થાય છે કે હું જન્મી શીદને ! પેલાએ મ્હારા અનુભવને જ કવિતામાં ઉતાર્યો છે.

**" રીઝાવી રીબાવે શાને, રીબાવી સતાવે શાને,**
**સતાવી જીવાડે શાને દયાના નિધિ ! "**

વ્હાલા ! મ્હારો અંત, કટકે કટકે થતો જાય છે.—આવી ને આવી દશામાં હું હવે ઝાઝા દિવસ નહિ કાઢી શકું. મ્હારા જીવનના આધાર, બીજું કશું નહિ તો ત્હારા મધુરા નામ ખાતર પણ મ્હારૂં મરણ થાય તો સારૂં.

## પત્ર ૫૧.

સારી આલમમાં સર્વોપરિ સત્તા કોણ ભોગવે છે, પૈસો કે પ્રેમદા ? આજ સુધી હું એમ માનતી હતી કે તે સ્પૃહણીય માન પ્રેમદાને છે, કારણ પુરુષમાત્રને, જીવનયાત્રામાં માર્ગદર્શક ને સહકારી થવા સારૂ જ તેનું નિર્માણ પરમાત્માએ કર્યું હતું. અને સાચું કહો તો, ભવસાગરમાં માર્ગ કાઢનાર સુકાની સ્ત્રી—પ્રેમદા—જ છે. લક્ષાધિપતિની લક્ષ્મી થનગન થનગન નાચતી, ત્હેના મધુરા હાસ્ય આગળ ઉછળે છે; શાણાઓનું શાણપણ તેના હૃદયમાં વિશ્રામ શોધતું પળે છે, માનીઓનાં માન ગળે છે; સત્તા પીગળે છે ને આખરે તેના ચરણમાં આવી ઢળે છે.

ખરેખર !—

**બુદ્ધિ હૃદયના ગુણથકી, પુરુષ ભલે સોહાય;**
**પ્રેમતણા સામ્રાજ્યમાં, અમર પ્રેમદા થાય.**

બળદની સો જોડી, જેટલો ભાર વહી શકે તેથી વિશેષ ભાર ખેંચી જવાનું સામર્થ્ય સ્ત્રીના કેશની એક લટમાં છે, એ પણ તેટલું જ સત્ય છે.

એ તે આદર્શ સુંદરી, સર્વાંગે સંપૂર્ણ, પ્રભુની—દિવ્યમાં દિવ્ય કૃતિ ને ભવ્યમાં ભવ્ય સૃષ્ટિ,—જેને કંચનનું દર્શન કે સ્પર્શ રેખમાત્ર પણ ચળાવી શકતાં નથી.—અરે પણ ક્યાં છે તે દેવી ? ! દુનીયામાં ઠેરઠેર ને ઘેરઘેર ભરેલી છે તે તો નમાલી કુબ્જાઓ; તેમના મિથ્યા ગર્વ, તેમને કંચનના ગુલામ બનાવે છે. સર્વ નિયામક મહાશક્તિ જે **કાન્તા,** તે તો પદભ્રષ્ટ થઇ છે, પોતાનો માથાનો મુકુટ, **કંચનને** સમર્પ્યો છે, ને તેને જ સર્વનો સ્વામી બનાવ્યો છે.

વ્હાલા ! આ તે હું શું અકકલવગરનું ભૂશી વાળું છું. અરે પ્રભુ ! મ્હારૂં ખસ્યું છે, તદ્દન છટક્યું છે. શંકાસર્પે મ્હને કારી દંશ દીધો છે, અને તેનું હલાહલ વિષ મગજ પર ચઢવા લાગ્યું છે. જે જે વસ્તુ ઉપર મ્હારી નજર પડે છે તે તે જૂદી જ જણાય છે. પ્રાણધાર ! આ જીવ ચાલ્યો જાય ને પ્રભુ આ શરીરમાં નવા પ્રાણ–નવું જીવન–પ્રેરે તો કેવું સારૂં ! !

## પત્ર પર.

અરેરે ! વળી બીજું સ્વપ્ન, ને ભેદથી ભરચક ગયા મંગળવારથી, ચન્દ્ર ને ગ્રહદેવતાની પ્રાર્થના કર્યાં કરું છું કે,—'મ્હને મ્હારા સ્વપ્નનું દર્શન ફરીથી કરાવો,'—તથાપિ તે પ્રાર્થના વ્યર્થ ગઇ છે. સ્વપ્ન તો આવ્યું, પણ જૂદું જ, અને વધારે ભયંકર.—કેમ જાણે, પ્રાર્થનાઓથી પજવીને પેરા કર્યા તેની શિક્ષા.

સરકસની પરીનો વેશ મ્હેં ધારણ કર્યો હતો ને મ્હને પાંખો આવી. ચન્દ્રલોક તરફ ખેંચાતી, સડસડાટ કરતી હું ઉચ્ચે આકાશમાં ઉડી. હું ઊડી તે ઊડી, કેટલુંય ઊડી, એટલી બધી ઉચ્ચે ગઇ કે પૃથ્વી તો આંખે પણ દેખાય નહિ, ને વાદળાંની સપાટીએ પૃથ્વીનું સ્થાન લીધું. હવા ઠંડી થઇ ગઇ, મ્હારી આંખો ઝાંખી ઝપ બની ગઇ. ચન્દ્ર વધારે ને વધારે મ્હોટો દેખાયો અને મ્હને એમ પણ લાગ્યું કે હું પણ વધતી જાઉં છું. પરંતુ હું તો તદ્દન થાકી ગઇ, મ્હારાથી ક્ષણ પણ વધારે ટકી શકાયું નહિ, પાંખો ધબકરતી હેઠી પડી, ને 'રામ રમી ગયા' એવો વિચાર વીજળીવેગે મ્હારા મનમાંથી પસાર થયો. પરંતુ વાહ પ્રભુ ! શું ત્હારી બલિહારી ! મ્હારૂં અવતરણ, બલૂનમાંથી, છત્રી હાથમાં રાખી ઉતરતી, એક નાજુક કોમળ કાન્તા સમાન, મંદ ને સુંદર થયું, અને આંખમાં નિદ્રા છતાં સહીસલામત મ્હારા પગ જમીનને અડક્યા. અડકતાં વાંત જ પાંખોનો લોપ થયો, ને મ્હારો વેશ પલટાઇ ગયો. અહાહા ! તે ચમત્કાર કેટલો સુખકર, છતાં કેટલો ભયંકર !

મ્હારા પ્રાણ, એ સ્વપ્નનો સંકેત શો, તે કૃપા કરી જણાવો. આપના વિશાલ હૃદય-પ્રદેશમાં, જે ઉચ્ચી પ્રતિષ્ઠા સંપાદન કરવા હું ભાગ્યશાળી થઈ છું, તે સ્થાનથી શું હું ભ્રષ્ટ થઈ છું?– અને એવો વેગવાન અધઃપાત થયા છતાં મ્હારા અંગના અસંખ્ય ખંડો થયા નહિ ! ! !

ઓ પ્રભુ ! આ તે કેવું દુઃખ ! જીવનભરમાં આવું સાહ્યું નથી. મ્હારૂં હૃદય વીંછળાઈ જાય છે, છાતી ફાટી જશે એમ થાય છે. અરેરે ! તે રડે છે ! વ્હાલા, તે હૃદયનું રુદન તમને સંભળાતું નથી ?

## પત્ર ૫૩.

અરેરે, મ્હારૂં સૌભાગ્યસુખ એટલી સીમાએ પહોંચ્યું કે ભાગ્યે જ લાંબો સમય ટકી શકે. હા! હવે સમજણ પડે છે કે નાનપણમાં કિલ્લેબંધીની રમત રમતી હતી તે નિરર્થક ન હતી. ગંજીફાના પાનાંના કિલ્લા બનાવતી'તી સારામાં સારા, પરંતુ તે ટકાતા'તા, વધારેમાં વધારે તો, મિનિટ એક જ! તે જ પ્રમાણે, આ બે વર્ષ દરમ્યાન, મ્હેં કલ્પનાના કોટ ચણ્યા, અગણિત અને ઉચ્ચા,—કયાં ને કેવા? હવાઈ કિલ્લા બહુ જ સુંદર તેટલા જ માયાવી, હાય હાય! તે સર્વેય કડડભૂસ કરતા ધરણીપર ઢળ્યા, ને કચડી નાંખતા કાડમાળ નીચે મ્હને ઝૂંદી નાંખી. રે દૈવ! રે મ્હારાં સ્વર્ગ–સુખનાં સ્વપ્નાં, તે ય ઉડી ગયાં.

એ તો મ્હારા પ્રારબ્ધનો પ્રતાપ, ને સારી આલમનો શાપ.

નિર્દય વિધિ! જેણે મ્હારા પ્રાણ સાથે સંયોગ થયો ન થયો ત્યાં વિયોગ કરાવ્યો, અંતે મ્હારા સુખના સુવર્ણપાત્રમાં હાલાહાલ વિષ ભેળવ્યું:—ખરેખર! ગત જન્મમાં હું અભાગિની અઘોરપાપિણી હોઈશ. પેલા શાપ! ત્હેમનું સ્મરણમાત્ર મ્હને ભડકાવે છે. આપણો સંબંધ બંધાયો ત્યારે, ત્હમારાં તેમ જ મ્હારાં સગાં સંબંધીમાંથી કેટલાં બધાં, ભૂંડું બોલતાં હતાં! અને હજી પણ ક્યાં જંપે છે? એનું નામ તે દુનીયાં—અદેખી, ઈર્ષ્યાખોર, મેલી મરતાની. આહ દુનીયાં! દુનીયાં! રે ક્રોધ! હું બળું છું! સાક્ષાત જ્વાલામુખીના મુખમાં હોમાઉં છું. તેની પ્રચંડ જ્વાલાઓ હવણાં જ શમાવશે મ્હને પોતાના ધગધગતા અંતરમાં!

## પત્ર ૫૪.

શું ! ઉત્તરમાં એક અક્ષર પણ નહિ ? આ ઉડી જતા પ્રાણ અટકાવવા ખાતર પણ એક અક્ષર નહિ ! મ્હને આકળવિકળ કરી નાંખનાર ચમત્કારિક સ્વપ્નના સમાચાર લખ્યે કેટલા બધા દિવસ થયા ! છ દિવસ ! ઓ નાથ ! અને લગભગ તેટલા જ પત્રો મ્હારી મનોવેદનાથી ભરપૂર ગાંડાઘેલા લખ્યા છે--છતાં પણ !

શું છેલ્લે સરવાળે દુનીયાં આવી જ છે ?--છલકપટથી ભરપૂર ! સત્ય શુદ્ધ હૃદય, પ્રેમ, સુખ, એ સર્વને સ્થાન જ નથી ? ન્યાય પણ નહિ, પ્રામાણિકતા પણ નહિ ! શું જે જે જણાય છે તે સર્વ માયા છે ?--મોહ છે ! રાક્ષસીદંભ છે ? શું જીવન તે અસારતામાત્રનો મહાસાર છે ? શું સઘળે, અહંતા અને સ્વાર્થ જ છે, આભાસ અને આડંબર જ છે ?—એ શિવાય અન્ય કંઈ જ નહિ ?

અરેરે ! નથી સહેવાતો આ આઘાત હવે તો ! આંખ મીચી વિશ્વાસ મૂકવો, ને તેને જ હાથે તેનો ઘાત !--મારા હૃદયના મર્મભાગોને ભેદી નાંખે છે તે ! વ્હાલા ! મ્હારા મન-ઉપવનના માલી ! ચાલી, ચાલી, તમારી વ્હાલી, અરેરે ! સદાને માટે.

## પત્ર ૫૫.

ખરેખર, થોડી જ વાર પહેલાં, ઘરના આંગણામાં, આપણે બંનેએ વાવેલા પેલા નવા નાળીયેરીના ઝાડના શિખર ઉપર હું બેઠી હતી. તેની ડાળીઓમાં હું છૂપાઈ–લપાઈ–રહી. તે ઝાડ વધવા માંડયું, એટલું વધ્યું, એટલું વધ્યું કે ઠેઠ ગગનને અડકયું. ત્યારબાદ શું ખૂબીથી ને ધીમે ધીમે વળ્યું! તેનું શિખર તો સીધું સટ ગગનદર્શી જ રહ્યું; છતાં એવી ખુબીથી વળ્યું કે તે વળે છે એવું ભાન સુદ્ધાંત મ્હને ન રહ્યું. તમારા મકાનના ખુલ્લા આંગણા ઉપર જ્યારે હું આવી લાગી ત્યારે જ મ્હને જ્ઞાન થયું કે આ વળ્યું. ત્યાં ખરેખર શું મ્હારા જોવામાં આવ્યું! તમારા ઘરધણીની છોકરીઓ તમારી મનમાનીતી અપ્સરાઓને અને તમને એવા ગાઢ સંબંધમાં દીઠાં કે તેથી મ્હારૂં કાળજું ચીરાઈ ગયું. એક શબ્દ સરખોય બોલી શકું તે પહેલાં તો તે ઝાડ એકદમ થઈ ગયું સીધું સટ, ને ટુંકુટચ, ને લાવી નાખી મ્હને મ્હારે મૂળને સ્થળ. આ શાણું નથી પણ સાચું છે. કારણ હમણાં જ હું નાળીયેરી ઉપરથી ઉતરી છું ને મ્હારા હાથ ઉપરનાં ચામડાં અજી પણ તેની સત્યતાની સાક્ષી પૂરે છે. મ્હારી આંખ આગળનો પડદો દૂર થયો છે; વ્હેમને લેશ પણ અવકાશ નથી રહ્યો. જોયાં જોયાં તમારાં સાધુ (!) ચરિતો:—અને તમારી અપ્સરાઓ કોણ હતી તે જણાવું!—તે દિવસે તમારી સાથે ઝાડ ઉપર બેઠી હતી તે જ એ ચૂડેલો!—બીજી કોઇ નહિ હોં કે. હાય! હાય! તે સર્વ જ સત્ય છે. તદ્દન સત્ય!—અરેરે! મ્હારૂં સત્યાનાશ વળ્યું! મ્હારૂં સર્વસ્વ ગયું ઓ પ્રભુ!

## પત્ર ૫૬.

પ્રિયતમ,—

હજી પણ હું તમને ' પ્રિયતમ ' લખું છું; કારણ મ્હારે મન તો તમે મારા **પ્રિયતમ** જ છો, જો કે **તમારે** મન હું ઉતરી ગઇ છું ને તેવી નથી રહી. છેલ્લા બે ત્રણ દિવસ પત્ર લખી શકી નહિ, તેનું કારણ એ કે મ્હારો વાસ તદ્દન જૂદી જ અનેરી દુનીયામાં હતો; ત્યાંના સહવાસીયો પણ અનેરાં હતાં ને મ્હારો સંસાર પણ અનેરો--વિલક્ષણ જ ચાલતો હતો. અરેરે ! તેનો વિચાર સરખો કરી શકવા હું સમર્થ નથી. મ્હને પાછું ભૂત આવશે કે શું ? હવે જો તે ભૂત ફરીથી આવ્યું તો સંભવ છે કે હું તદ્દન ગાંડી બની જઇશ ને પરિણામે આ સંસારમાં પાછી આવી શકીશ નહિ. પ્રભુ એ દશામાંથી મ્હને બચાવો ! ત્હેનો ત્રાસ મ્હને અતિશય છે. અરે પ્રભુ ! ગાંડપણ કરતાં તો મરણ વધારે સારૂં, તથાપિ મ્હારે માટે તો ગાંડપણ જ વાટ જોઈ બેશી રહ્યું લાગે છે, અથવા તેનો પ્રવેશ મ્હારામાં થઇ ચૂક્યો છે. મ્હારૂં મસ્તક ભમે છે ? મ્હેં તે એવાં શાં પાપ કર્યાં હશે ! આ દેહમાં શક્તિ છે તે દરમ્યાન આવા જીવનનો અંત લાવું ? હાશ ! તેમ થાય તો કેટલી બધી નિરાંત વળે ! જો એટલી ખાત્રી થતી હોય કે તેમ કર્યાથી આ જીવન-પ્રકરણનો અંત ચિરકાલીન આવે છે, અગર અચલ નિદ્રામાં લીન થવાય છે, અથવા તો એવી નિદ્રા આવી જાય છે કે આ નમાલી દુનીયાથી દૂર સુદૂર આવેલા અરુન્ધતી*ના ગ્રહમાં જવાય છે—તો—આ જીવનને કની

---

* અરૂંધતી—સતીત્વ અને પાતિવ્રત્યમાં, હિંદુ સ્રીયોની આદર્શ સતી. ' સપ્તઋષિનું ' નક્ષત્ર ગણાય છે. તેમાં પ્રમુખસ્થાને વિરાજતા વસિષ્ઠ મુનિની પત્ની.

એક માટીના રમકડા માફક પટકી દઉં—પરંતુ જીવનનો અંત આણું ને ત્યાર બાદ કુક્કરનો, કે કુરકુરીયાનો, કે પેલી નેહેશ બીલાડીનો અવતાર લેવો પડે તો—હા ! એ વિચાર જ મ્હને સ્તંભાવે છે. સર્વ શક્તિમાન પરમાત્મા ! તું જ—તું જ છે એક આધાર તેમ જ આશા—અમો અબળાની !

## પત્ર ૫૭.

વળી પાછી રાંડ બીલાડી ! હે પ્રભુ ! પથારીમાંથી બ્હાર પગ મૂકતાં વાંત જ કોઇ પણ સચેતન પ્રાણીનાં પ્રથમ દર્શન થયાં હોય તો તે રાંડ બીલાડીનાં જ. શકુને પોતાનો ભાવ ભજવ્યે પણ ખરો. મ્હારી લાડકી સાહીપેન, તમારી આપેલી ભેટ જડતી નથી—આટલા બધા દિવસ તેના સ્થાનમાં તે સહીસલામત હતી; પરંતુ, આજે આખું ઘર શોધી વળી છતાં, તેનો પત્તો નથી.

તે હતી તો નાનકડી ને નજીવી, છતાં તેની ખોટથી આંસુ ખળતાં નથી, ખૂટતાં નથી; ને અપશુકન મ્હારા મનને બેચેન બનાવે છે. તે રાંડ બીલાડી, મ્હારી જનમની વેરણ નીવડી છે; અને અત્યાર સુધીમાં ભૂલે ચૂકે એક પણ પ્રસંગ એવો નથી બન્યો કે જેમાં, તે બીલાડીના પ્રાતઃદર્શને કંઇ ને કંઈ ભાવ ભજવ્યો ન હોય. એ તો ભૂતકાલ ને વર્તમાનની વાત થઈ, પણ ભવિષ્યનો વિચાર કરતાં તો કમકમાટી છૂટે છે. ભવિષ્યના ઘોર ગર્ભમાં આથીય વધારે માઠો ભાવ ભજવવો શો બાકી હશે ! પરંતુ શા માટે મ્હારે એને દુશ્મન કહેવી જોઇયે ! શાંત રીતે વિચાર કરતાં તો એમ લાગે છે કે એ **બીલાડી દુશ્મન** નહિ પણ **સખી,** શાણી ને દીર્ઘદર્શી કે બનનાર માઠા બનાવની અગમચેતી આપે છે; અને માઠું બને છે તે પ્રતાપ તો મ્હારાં પાપનો ને કર્મનો.

## પત્ર ૫૮.

વ્હાલા ! પ્રીતમ ! માઠામાં માઠો બનાવ બન્યો. હાય ! હાય ! મ્હારો લાડકડો ગયો !–ગયો–ઉડી ગયો ત્હેના પાંજરામાંથી, મ્હારો પ્રેમી પોપટ ! એ ગયો એટલે મ્હારૂં શું ન ગયું ?–અગર શું રહ્યું ! સર્વ કાંઈ ગયું ! ગયું ત્હેનો વિચાર કરૂં તો ગાંડીતૂર બની જાઉં. મ્હારા વ્હાલા ! વ્હેલા પધારો, જરૂર પધારો, ગઈ ગુજરી ભૂલી જાઓ, બાંધી લ્યો તમ્હારા ભુજ પાશમાં, ને આપો શાંતિ, આ બ્હેબાકળા મનને. અરે રે ! મ્હારૂં મગજ તપે છે–ભડકે બળે છે. મ્હારૂં ખાનપાન હમણાં શું છે ?–મ્હારૂં પોતાનું માંસ, ને મ્હારૂં પોતાનું જ રકત ! આવી મુંઝવણ, આવો ઉદ્વેગ, આખી જીંદગીમાં અનુભવ્યો નથી. અરે રે કંઈક તો દયા લાવો ! કંઈક તો કૃપા કરો ! એકવાર–માત્ર એક જ વાર–પધારો ને તમ્હારી પ્રિયતમાને સુધાપાન કરાવો; તો આ દાસી સર્વ કાંઈ ભૂલી જશે ને જીવનપર્યંત તમ્હારી વ્હાલી થઈ રહેશે. જરૂર પધારો વ્હાલા, વેગે આવો; હું તદ્દન હાથથી જાઉં ને અસૂરૂં થાય તે પહેલાં જરૂર આવો.

## પત્ર ૫૯.

હાઆઆશ ! આખરે તમારો પત્ર આવ્યો ખરો ! ત્હમે સ્વારીમાં ફરવા નીકળ્યા હતા, તેથી આટલા બધા દિવસને અંતરે ! તેમ છતાં પણ તે પત્ર કેવો ને કેટલો અર્ધ–હૃદયથી લખાયલો છે !—જે પત્ર મ્હારા હૃદયમાં ને જીહ્વાગ્રે કોરાઇ રહ્યો છે તેનાથી તદ્દન વિપરીત ! મ્હારાં સ્વપ્નાં ત્હમે મશ્કરીમાં ઉડાવો છો, અને મ્હારા 'વ્હેમના ગર્ભભાગમાં કાવ્યની છાંટ છે' એમ લખવાની પણ ધૃષ્ટતા દાખવો છો. અરે પ્રભુ ! મરણ–પથારીયે પડી છું, ને તે પણ તમારી ખાતર, તેવી દશામાં આ પ્રહાર ! ચન્દનવૃક્ષ ઉપર, અરે શિરીષપુષ્પ ઉપર, આ કુઠાર ! રે નિર્દય માનવી ! શું મ્હારૂં ખૂન કરવા જ જન્મ લીધો હતો ! શું ખૂનામરકી એ જ તમ્હારી ઉજાણી ને લ્હાણી છે ! "ખચિત એકાદ બે અઠવાડીયામાં" આવશો, તે શાને માટે, કોના કાજે ! મ્હારા પ્રેમનો બદલો બહુ સારો દીધો તમે ! આપણે સાથે રહીને જે સુખના દિવસો વીતાવ્યા, અમનચમન કર્યાં–હું અં, એ તો સર્વ માયાનો ખેલ હતો; કેવળ સ્વપ્ન જ–જેમાંથી હવે હું પૂરે-પૂરી જાગી છું. હું ત્હમારા બંધનમાં છું—તમારી બંધીવાન છું–એમ હું માનતી હતી આજ લગી. ત્હેને દીધી છે ત્હમે હવે મુકિત. હવે હું થઇ છું સ્વતંત્ર, મ્હારા લાડકડા પક્ષીની માફક. ઓ પ્રભુ ! નમીનમીને માગું છુ, ઉપાડી લે મ્હને, આ ને આ ક્ષણે, અને આપ શરણ, ત્હારા પવિત્ર ચરણે. કારણ છૂટી તૂટી ગયા છે મ્હારા સર્વે પાર્થિવ પાશ, અને, અને જે પાઠ નિર્માણ કર્યો હતો વિધિએ, આ જન્મમાં, તે હવે થયો છે તદ્દન ખલાસ ! હાશ ! હાશ ! હા ! ખલાસ !

## પત્ર ૬૦.

ધર્મરાજનો દૂત આવી પહોંચેલ છે ! એક પ્રચંડ બલવાન મૂર્ત્તિ, દાઢી મોટી, ને હાથમાં સુંદર પાશ. તે પાશનું ગુંચળું ઉકેલાય છે હવે મ્હારે માટે !......અહો હો ! તેની એક ઊડતી નજર, લોહચુંબકની શકિતથી આકર્ષે છે મ્હને !......તે મ્હારાં અંગે અંગમાં, આનંદનો ઝણઝણાટ કેવો પ્રસારે છે !........ અહા હા હા હા ! હું બંધનમાત્રથી મુકત થઈ છું !......મ્હારા પ્રિયતમે મ્હારો ત્યાગ કર્યો છે !......મ્હારો લાડકડો સિધાવી ગયો છે !......ગઈ કાલ આખી રાત્રિ, નથી દેખાયો મ્હારો મિત્ર ચંદ્ર......અને મ્હારા ગ્રહ, સમાઈ ગયા છે બીજા ગ્રહગણોમાં !......હાશ, મ્હારી ઘડી પૂરી થઇ છે ! હાં ! પાશ વીંટળાય છે મ્હારી આસપાસ......હું જાઉં છું !......પ્રણામ, ધરતીમાતાને તથા પદાર્થ માત્રને ! વ્હાલા કૃષ્ણ ! પ્રણામ !... હું જાઉં છું કાયમની—જા-ઉં-છું !......

# ઉપસંહાર.

તદનુસાર, મ્હારી વ્હાલી કમળા અત્યારે વસ્તુતઃ અવિદ્યમાન છેઃ લીધેલી લાંબી રજા ખલાસ થવા આવી છે; એટલે કામ પર ચઢવા, હું પણ તેનાથી વિશેષ ને વિશેષ દૂર જાઉં છું—એ દાઝ્યા ઉપર ડામ. વળી અત્રે એક બીજી વિલક્ષણ કમનસીબીની કથા કહીશ તો અપ્રાસંગિક ગણાશે ? કુશળશંકર—તે સુંદરીયુગલમાંની એકના પતિ જેને વિષે પૂર્વે આવી ગએલા પત્રોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેઓ—પ્રત્યેનો ક્રમે ક્રમે વધતો મ્હારો પરિચય આખરે ભ્રાતૃભાવમાં પરિણામ પામ્યો; ને મ્હારા ઔરસભાઈ સમાન હું, તેમને ચાહાતો હતો. વળી એના એક ખરેખરા આપત્તિ પ્રસંગે મ્હેં જે સેવા ને સાહાય્ય કર્યાં હતાં તેને માટે તેઓએ મ્હારા ઓશિંગણ રહેવું જોઈએ.—તેમને અચિંત્યો એક એવો ભેદી ઉન્માદનો રોગ થઈ આવ્યો કે ત્યાર પછીથી તેઓ સર્વ કંઈ ભૂલી ગયા એટલું જ નહિ પણ એક ત્રાહીત સાથે વર્તે તેમ મ્હારી સાથે વર્તવા લાગ્યા. એ સર્વે કમનસીબીને માથે કળશ તો ત્યારે મૂકાયો કે જ્યારે કેટલાક દુષ્ટ હૃદયવગરના ચિકિત્સક નિંદાખારોએ, મ્હારા તે મિત્રના ઉન્માદરોગની ચિકિત્સા કરી, ને મ્હારા મિત્રનો મ્હેં દ્રોહ કર્યો છે એવી શંકામાંથી મ્હારા મિત્રનું મગજ ચસકી ગયું એવો આરોપ મ્હારે શિર ઓરાદ્યો. પરમાત્માના વિભૂતિરૂપ ઓ દેવતાઓ ! તમારાથી કંઈ પણ છૂપું નથી ! પરસ્પર એકમેકનાં હૃદય જોવાની—સમજવાની શકિત આપવા જેટલી કૃપા અમો પામર પ્રાણીઓ ઉપર કાં ન કરી ?—પણ કદાચિત્ એમ હશે કે તે શકિતને અભાવે જ આ સંસાર વધારે સુખી છે !—આ સંસાર જેમાં મૂર્ખ મનુષ્યો ને અસ્થિર

અબળાઓ, સ્વાર્થની વેદિ ઉપર ઋજુતાને–હૃદયશુદ્ધિને–એટલીબધી વાર હોમે છે, ને ભોગવિલાસને પરમેશ્વરવત પૂજે છે કે તેના પરિણામે અધોગતિના અતિ ઘોરતર યાતનાકુંડમાં તેઓ સરી પડે છે. **કમલા**, મ્હારી વ્હાલામાં વ્હાલી પ્રિયા, મધુરમાં મધુર મધુ, પ્રભુ ત્હારૂં રક્ષણ કરે અને ત્હારા કાચા સૂતરને તારે બંધાયલા આ દાસને પાછી સ્વાધીન કરે.

કૃષ્ણ.

## અંતિમ વચન.

વાંચનાર ! આ સર્વ જ, સ્વપ્ન હોઈ શકે ખરૂં ! તેવું માનવું એ મ્હારે માટે તો તદ્દન અસંભવિત છે. કારણ **કમલા**માં અને ત્હેની ચમત્કારિક કૃતિમાં મ્હને પૂર્ણ શ્રદ્ધા છે, અને જે વીરરમણી પ્રત્યે, મ્હારૂં હૃદય, અત્યારે, પૂર્વ કરતાં પણ અધિક માનથી ઝુકે છે, તે અગમ્ય અંગનાને કોઈક દિવસ શોધી કહાડવાની આશા છે; તેમ જ આ પત્રોએ પ્રકટ કરેલાં પાત્રો, સર્વ નહિ તો થોડાં તો ખરાં જ, મ્હારા પુરાણ મિત્રો ને સ્નેહીઓમાં નથી, એવી કલ્પનાને ક્ષણ પણ અવકાશ નથી. કમલા ! સૌંદર્યની સામ્રાજ્ઞી ! પુષ્પોમાં વાસંતી ! ત્હારા મધુરા નામ સાથે, તથા ત્હારી અખંડપ્રવાહિની લેખિનીનાં મધુરતર ફળો સાથે મ્હેં છૂટ લીધી છે તે ક્ષમા કરજે. ત્હારા કુશળ માટે પ્રભુને અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું; ને મ્હારા હૃદયમાં કંઈક એવું ભાન થાય છે કે પરમાત્માના દરબારમાં તે પ્રાર્થનાનો સ્વીકાર થાય છે. **સ્વસ્તિ** ! સુખી **કમલા** ! **સ્વસ્તિ** ! ધારણ કરેલ વેશ નિભાવી રાખવાને હવે અવકાશ નથી.

**આર. વેંકટ સુબ્બા રાઉ,**

પ્રકાશક.

॥ ॐ शान्तिः ॥

# સાક્ષરજીવન.

કર્તાની ત્રણ રંગની છેલ્લામાં
છેલ્લી છબી સાથે.

વિદ્વાન્

પ્રો. બળવંતરાય ક. ઠાકોર બી. એ. ના

ઉપોદ્ઘાત તથા ટિપ્પણ સાથે,

સત્તર વર્ષપર લખાયલો અપૂર્વ

લેખ.

કર્તા,


સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,
બી. એ. એલએલ. બી.


મૂલ્ય રૂપીયા બે.


રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકુળદાસ ચાલ
નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

"...attracted the attention of several thinkers...In addition to the deep learning displayed by the late Mr. Tripathi...Prof. B. K. Thakore...displays an equally sound erudition...The notes...written by the Professor...assist the student."

—*Modern Review, Nov. 1919.*

"...ઘણા વિચારકોનું ધ્યાન ખેંચ્યું હતું....સ્વ. મિ. ત્રિપાઠીની પોતાની ગહન વિદ્વત્તા ઉપરાંત...પ્રો. બ. ક. ઠાકોરની **પ્રસ્તાવનામાં** એમનું વિશાળ જ્ઞાન એટલું જ પ્રત્યક્ષ થાય છે...પ્રોફેસરે પુસ્તકના છેવટમાં લખેલું ટિપ્પણ અભ્યાસીઓને સારી મદદ આપે એમ છે."

—**મોડર્ન રીવ્યુ**, નવેમ્બર ૧૯૧૯.

* * * *

"સદ્‌ગત સાક્ષરશિરોમણિ ગોવર્ધનભાઇનો આ લેખ **સાક્ષરજીવનના** આદર્શનો અને તેના ઉચ્ચગ્રાહનો ઉત્તમ ખ્યાલ આપે છે. શૈલી પ્રૌઢ, સમર્થ અને આકર્ષક છે. માનસિક વિકાસ અને ઉન્નતિ ઇચ્છનારે આ પુસ્તક તેના ઉપોદ્‌ઘાત સાથે વાંચવા અને વિચારવા લાયક છે."

અમદાવાદ, તા. ૩ જી, નવેમ્બર, ૧૯૧૯. — કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. (બી. એ.)

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ ન. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"સરસ્વતીચંદ્ર નામની નવલકથાના સદ્ગત પ્રાતઃસ્મરણીય લેખક ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની આ કૃતિ વિષે કાંઈ પણ પ્રશંસાના શબ્દો ઉચ્ચારવા તે મોરનાં ઈંડા ચિતરવા બરાબર છે. આ પુસ્તકની જેને 'ક્લાસિક' કહે છે તે કોટિનાં પુસ્તકોમાં ગણત્રી થાય તેમ છે...આ પુસ્તક અધુરૂં છતાં તે લેખકની પ્રતિભા, વિચારની પરિપક્વતા અને ભાષા સામર્થ્ય બતાવી આપે છે અને ઉત્તમોત્તમ વિચારોનું મનન અને અધ્યયન કરનારાઓ માટે તે ઘણુંજ આદરણીય છે...ગુજરાતના જાણીતા સાક્ષર પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને હાથે કિંમતી ઉપોદ્‌ઘાત જોડવામાં આવ્યો છે જે લેખકના વિચારોના મૂળ મુદ્દાઓનું ટુંકમાં ખ્યાલ આવે તેવી રીતે સ્પષ્ટીકરણ કરે છે."

—**સાંજ વર્તમાન** તા. ૨૯–૧૦–૧૯૧૯

"(આદર્શ) સાક્ષરજીવન કેવું હોય તે આપણને સમજાવ્યું છે. સાક્ષરજીવનની...શૈલી...નૈસર્ગિક, સરળ તથાપિ પ્રૌઢ છે." —**સાહિત્ય**, નવેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

readers...The translation is a judicious repro duction of the ideas of the original writer in simple Gujarati. ”

—Modern Review, Dec. 1918.

“ મૂળ પુસ્તકના ઉત્તમ ગુણો મિસીસ વિમલાના ભાષાંતરમાં સારી રીતે દૃષ્ટિએ પડે છે. મિસીસ સ્ટોનાં જીવનચરિત્ર તથા સારાં ચિત્રો આ પુસ્તકમાં આપેલાં હોવાથી, અમ્હને વિશ્વાસ છે કે સારા પ્રમાણમાં વંચાશે ...તરજુમો પણ વિવેકથી કરવામાં આવ્યો છે અને મૂળ કર્તાના ઉત્તમ આશયો સરલ ગુજરાતીમાં સારી રીતે સચવાયા છે. ”

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

“ સૌ. વિમળા સેતલવાડે આ પુસ્તકનું ભાષાંતર કરી ઈંગ્રેજી ભાષાથી અપરિચિત ગુર્જર પ્રજા સમક્ષ અગ. ત્યનું વાંચન રજુ કર્યું છે...તેની ભાષા પણ મધુર, સરલ, અને આડંબર વિનાની હોવાથી સ્ત્રીવર્ગ પણ તે હોંશે હોંશે વાંચી શકે તેમ છે. ” —પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"અંકલ ટોમ્સ કેબીન નામની નવલકથા પાશ્ચાત્ય પ્રજામાં અત્યંત આદરણીય ગણાય છે અને બાઇબલ પછી બીજો નંબર તેને આપવામાં આવે છે. એ પુસ્તકમાં ...ગુલામગિરીની પ્રથાને તેના સત્ય સ્વરૂપમાં રજુ કરી સમસ્ત દુનિયાની સહાનુભૂતિ એ ગંભીર પ્રશ્ન તરફ આકર્ષી છે અને પ્રત્યેક પ્રજાને સ્વતંત્ર થવાના જન્મ-સિદ્ધ હક્ક છે એ સિદ્ધાંતને સમર્થન કર્યું છે. આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રજાનાં હસ્તકમાં મુકવાનું કાર્ય અત્યંત તુતિસ્પાત્ર ગણાવું જોઇએ. અ. સૌ. બ્હેન વિમળાએ શુદ્ધ અને સરળ ગુજરાતીમાં તેનો અનુવાદ કર્યો છે...તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુવાદના આ ગુણોને લીધે ગુજરાતનાં થોડું ભણેલાં સ્ત્રીપુરૂષો પણ એ પુસ્તક સરળતાથી વાંચી શકશે. સિવાય કથાના પ્રસંગને લગતાં પણ સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે.

—હિન્દુસ્થાન, ૧૨ ઑકટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨—૩૬. સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"બ્હેન વિમળાનું ગુજરાતી...સરળ છે અને... ભાષાંતર પણ વાચકની આંખમાંથી અશ્રુપાત કરાવી શકે તેમ છે. મૂળ તો પુસ્તકની વસ્તુ જ ઉત્તમ છે...અને બ્હેન વિમળાને તેમના સફળ પ્રયત્ન માટે અમે સહર્ષ અભિનન્દન આપીએ છીએ...ગુર્જર સાહિત્યના આ મોહમય સમયમાં બ્હેન વિમળાએ એક ભાષાન્તર રૂપે પણ એક ભાવનાનું અર્પણ કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે...બ્હેન વિમળાનું પુસ્તક ગુર્જર પ્રજાને વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સફલ છે."

—સમાલોચક, ડીસેમ્બર ૧૯૧૮.

"ગુજરાતી ભાષામાં વાર્તાઓના જે ગણ્યા ગાંઠયાં વાંચવા જેવાં, વાંચી સંગ્રહ કરવા જેવાં પુસ્તકો છે તેમાં એક ઉમેરો...છે. પુસ્તકની ભાષા તરજુમિયા નથી, તેમ...વિદ્વત્તાનો આડંબર નથી. ગુજરાતનો સાધારણ વાચકવર્ગ વાંચી સમજી શકે તેવી તે સરળ છે...બ્હેન વિમળાનો આ પ્રયત્ન સફળ નિવડ્યો છે, અને અમેરિકામાં કે બીજા દેશોમાં જ્યાં જ્યાં ગુલામગીરી પ્રવર્તતી હતી ત્યાં ત્યાં રાક્ષસી કૃત્યો થતાં હતાં તેનો ખ્યાલ... આવ્યા સિવાય રહેતો નથી. ચિતાર કરૂણામય છે અને વાંચતાં વાંચતાં આંખમાંથી આંસુ નીકળી પડે છે."

—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, જાન્યુઆરી ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"આવા નામાંકિત પુસ્તકનો ગુજરાતી જ સમજતાં વાંચકવૃંદને માટે અનુવાદ કરી આપવાનું માન સૌ. વિમળા સેતલવાડને ઘટે છે...તેમની લેખનશક્તિ, તેમની સરળ પણ અલંકારિક ભાષા અને મૂળ કર્ત્રીના વિચારો અનુવાદમાં ઉતારવાના મુશ્કેલ કાર્યમાં તેમણે મેળવેલી સફલતા...લક્ષમાં લઇએ તો ખરેખર મન અજાયબીમાં પડે છે."

—સ્ત્રીહિતોપદેશ, જાન્યુઆરી, ૧૯૧૯.

"અમેરિકામાં જે સમયે ગુલામગિરી પુર જોસમાં ચાલતી હતી તે સમયનું આ એક આબેહુબ ચિત્ર છે... કથા રસના પ્રવાહમાં અને પ્રાસંગિક ચિત્રના આલેખનમાં કયાંય ક્ષતિ...નથી...ભાષાની પ્રૌઢતા પણ તેટલી જ આકર્ષક છે. વાર્તા તરીકે 'ગુલામગિરીનો ગજબ' આદિથી અંતસુધી કરૂણારસથી ભરેલી છે અને અનેક પ્રસંગોએ વાચકની સહૃદયતા તેનાં નેત્રોમાં આંસુ ચમકાવ્યા વિના રહેતી નથી."

—પ્રજાબન્ધુ, તા. ૬ સપ્ટેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# ઉષાકાન્ત.

આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથેની

જાણીતી સાંસારિક નવલકથા.

લેખક,

**સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા,** બી. એ.

ગુજરાતના આ જાણીતા લોકપ્રિય વાર્તાકાર સ્વ. રા. ભોગીન્દ્રરાવ દિવેટિઆને કોણ ઓળખતું નથી? એમની અનેક નવલકથાઓ પ્રેમથી અને રસથી ગુજરાતી પ્રજા વાંચે છે. ઉષાકાન્ત એમની જાણીતી અને લોકપ્રિય નવલકથા છે. આ તેની નવી બીજી આવૃત્તિ છે. તેમાં આઠ સુન્દર ચિત્રો છે. ઘણા વખત પછી આ નવી આવૃત્તિ તૈયાર થઈ છે.

**મૂલ્ય રૂપીઆ બે.**

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# મારી વીસ વાર્તાઓ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

લેખક,

**રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.**

બી. એ., એલએલ. બી.

**વીસ વાર્તાઓ**—૧. અબલાઓનો એક્કો. ૨. કારાગૃહની કિશોરી. ૩. માલતી મંડપ. ૪. નગરશેઠની ચતુરાઈ. ૫. મનંતરાય અને દિકરી. ૬. કોઈ કહેશો એ શું કરશે ! ૭. એલએલ. બી. નો અભ્યાસ. ૮. એક દુઃખદાયક દૃશ્ય. ૯. એક ફકીરની કહાણી. ૧૦. સ્વદેશી માલ કેમ આવ્યો ! ૧૧. એક છોકરીના મનનો ઉભરો. ૧૨. જમાઈરાજ. ૧૩. કૉલેજની રજામાં. ૧૪. જુનું કે નવું ! ૧૫. વસુનાં નવાં શિક્ષક. ૧૬. પરીક્ષાનું પરિણામ. ૧૭. બટુકનો બાપ કોણ ! ૧૮. લેફટનંટ મહેતા વી. સી. ૧૯. કમનસીબની કહાણી. ૨૦ ઇન્દિરા.

**મૂલ્ય રૂપીઆ બે.**

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

"......throughout the whole book there is not a single dull page...The stories certainly furnish delightful reading."

—The Modern Review, July 1919.

"આખા પુસ્તકમાં એક પણ પાનું નિરસ નથી... વાર્તાઓ ખરેખર આનંદ જ આપે એવી છે."—

—મોડર્ન રીવ્યુ, જુલાઇ ૧૯૧૯.

* * * * *

"મિ. કેશવપ્રસાદે એક લેખક તરીકે અત્યાર અગાઉ નામના મેળવી છે...ગુર્જર પ્રજા સમક્ષ નવી નવી ભાવના, ઉચ્ચ અભિલાષાઓ અને સ્વાદિષ્ટ પકવાન પીરસવાની શકિત તો (તે) ધરાવે છે જ અને આ પુસ્તક વાંચનારને તેનો ખ્યાલ સ્હેજે આવી શકે તેમ છે......આ વાર્તાઓ આવી સરસ રીતે લખવા માટે અમે મિ. કેશવપ્રસાદને ધન્યવાદ આપીએ છીએ."

—પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"વીસ વાર્તાઓના ઉત્સાહી લેખક ગુજરાતના વાંચકવર્ગને અજાણ્યા નથી...તેથી ઘણા વાંચકવર્ગનું મન રંજન થયું છે...આ વાર્તાઓ ફતેહમંદ રીતે લખાઈ છે અને વાર્તાઓમાં ઠાવકા હાસ્યરસની પણ ઠીક જમાવટ કરવામાં આવી છે." —**સાંજવર્તમાન.**

"આ **વીસ** વાર્તાઓ...આપણને ગમ્યા વિના રહેશે નહી...વાર્તાકારે એવા સામાન્ય બનાવો કામમાં લઈ તેની ટુંકી વાતો લખી છે; ને એવી રીતે કે નિબંધની કરકરી પંડિતાઈ બાજુ ઉપર રહેવા દઇ, વાર્તાની મોહક, લોહચુંબકવત્ ભભકવડે વાંચનારનાં દિલ ઝીતી લીધાં છે."

—**સાહિત્ય**, ઑગસ્ટ ૧૯૧૯.

"આ સંગ્રહને આવકાર દેતાં આનંદ થાય છે...... આ ચોપડી વિશેષ આકર્ષક થઈ પડવા વકી છે......રા. કેશવપ્રસાદની લખાવટ શુદ્ધ સાદી અને વ્યવહારૂ છે. ચલણી ગદ્યને માટે આવી લખાવટ જ ઉત્તમ છે...... આ સંગ્રહમાં વાર્તાઓના વિષય, રસ અને સંજોગોની વિવિધતા પણ પુષ્કળ છે."

—પ્રો. બળવંતરાય ઠાકોર, બી. એ.—**સમાલોચક**,
ઑગસ્ટ ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોટળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

" રા. ભાઈ કેશવપ્રસાદ દેસાઇએ જૂદા જૂદા માસિકોમાં લખેલી વાર્તાઓનો એક સામટો સંગ્રહ આપવામાં આવ્યો છે અને તે યોગ્ય થયું છે. તેઓ એક વિચારશીલ લેખક છે અને ઉંચા પ્રકારની નિરીક્ષણ શક્તિ ધરાવે છે. વળી તેમના લખાણમાં કેટલુંક મર્માળું હાસ્ય દૃષ્ટિગોચર થાય છે....ઉંચી કળા અને કારીગરી દાખવી તેમણે આપણા સામાજિક જીવનના વિધવિધ પ્રશ્નોનું નિરૂપણ અને ચર્ચા બહુ રમુજી રીતે કર્યાં છે અને તે સમાજ ચિત્રો બહુ ખેંચાણકારક માલુમ પડ્યાં છે. એટલે સુધી કે વસુના નવા શિક્ષક, લેફ્ટેનન્ટ મ્હહેતા વી. સી. વગેરે પાત્રો ગુજરાતી સાહિત્યમાં કાયમનું સ્થાન લેશે. આવી સુંદર કૃતિ યોજવા માટે ખરેખર રા. દેસાઇને ધન્યવાદ ઘટે છે. "

—બુદ્ધિપ્રકાશ, ઑક્ટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ ગિરગાંમ મુંબાઈ નં. ૪.

# લલિતનાં કાવ્યો.

( લેખકની છબી સાથે. )

લેખક,

**રા. લલિત ઉર્ફે રા. જન્મશંકર મ. બુચ.**

રા. જન્મશંકર મહાશંકર બુચ, ગુજરાત કાઠીયાવાડમાં કોમળ ભાવમિશ્રિત કાવ્યોના લેખક તરીકે આજ વર્ષોથી લલિતના ઉપનામથી પ્રસિદ્ધ છે. આ કાવ્યો ગુર્જર પ્રજામાં હોંશે હોંશે વંચાય છે અને રા. લલિતનું નામ ગુર્જર પ્રજાના હોઠે રમી રહ્યું છે.

[ આવૃત્તિ બીજી ]

**મૂલ્ય રૂપીઓ એક.**

" Lalit's performances are sure to live long." —Modern Review, Decr. 1918.

" લલિતનાં કાવ્યો લાંબા કાળ સુધી જરૂર વંચાશે. "

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"આજ છ વર્ષના સમયે જ્યારે એની પુનરાવૃત્તિ પ્રકટ થાય છે તે વખતે ગુજરાતને વચ્ચે એ કાવ્યોની કસોટી કરવા દીર્ઘ સમય મળેલો હોવાથી અને એ કસોટીમાં રા. લલિતનાં કાવ્યોએ સારૂં સ્થાન મેળવેલું હોવાથી...ગુજરાતને આ કાવ્યો ગમશે...એ નિઃશંક છે...લલિતનાં લાલિત્યપૂર્ણ કાવ્યો ગુજરાતનાં બાળકોથી માંડીને સાહિત્યભક્તોને મુખે ગવાય છે એ જ એ કાવ્યોની મહત્તા છે."

—હિન્દુસ્તાન, તા. ૧૭ ઑક્ટોબર ૧૯૧૮.

"રા. લલિત—રા. જન્મશંકર મહાશંકર બુચ એક કવિ, એક ગાયક અને એક કીર્તનકાર તરીકે એટલા જાણીતા છે. તેમનાં સરલ તેમ જ મીઠાં કાવ્યો જનસમાજમાં પ્રેમથી વંચાય છે, ગવાય છે."

—ગુજરાતીપંચ, તા. ૧૦ ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૫. સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

